પ્રકાશક :
નરેન્દ્રકુમાર ડી. શાહ
વ્યવસ્થાપક :
પ્રજ્ઞા પ્રકાશન મંદિર
લધાભાઈ ગણપત બીલ્ડીંગ
ચીચબંદર, મુંબઈ-૯.

બીજી આવૃત્તિ

વિ. સં. ૨૦૩૧ સને ૧૯૭૫

મૂલ્ય રૂપિયા સાડાબાર

આ ગ્રંથના સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન છે.

મુદ્રક :
મણીલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ,
ઘીકાંટા રોડ, અમદાવાદ.

# પ્રકાશકીય

ગુજરાતી ભાષામાં આજે જુદા જુદા વિષયો પર અનેક ગ્રંથો પ્રગટ થઈ રહ્યા છે, પરંતુ તેમાં આધ્યાત્મિક વિકાસને લગતું સાહિત્ય કેટલું? અને તેમાં યે યોગ અને મંત્રના વિષયની પ્રમાણભૂત રજૂઆત કરનારી કૃતિઓ કેટલી? જો અનુભવ અને ચિંતનયુક્ત આવા સાહિત્ય માટે મીટ માંડીએ તો ખરે જ નિરાશા સાંપડે તેવું છે.

આ પરિસ્થિતિનું યથાશક્ય નિવારણ કરવા માટે અધ્યાત્મ-વિશારદ વિદ્યાભૂષણ મંત્રમનીષી ગણિતદિનમણિ **શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહે** સને ૧૯૬૬ થી પ્રયાસ આરંભ્યો અને સને ૧૯૭૧ સુધીમાં તેમણે **'મંત્રવિજ્ઞાન' 'મંત્રચિંતામણિ'** અને **'મંત્રદિવાકર'** નામના ત્રણ ગ્રંથરત્નો તૈયાર કર્યા, જે અનુક્રમે અમારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા. આ ત્રણેય ગ્રંથો વિદ્વાનો વડે વખણાયા, પત્રકારો વડે પ્રશંસા પામ્યા અને જિજ્ઞાસુજનોએ તેને આનંદોર્મિપૂર્વક વધાવ્યા. આ બધા ગ્રંથોની પ્રથમાવૃત્તિ લગભગ બબ્બે વર્ષના ગાળામાં પૂરી થઈ. તેમાં **'મંત્રવિજ્ઞાન'**ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી અને આજે તો તેની પોણા ભાગની નકલો ખપી ગઈ છે. **'મંત્રચિંતામણિ'** ગ્રંથ હાલ અપ્રાપ્ય છે અને **'મંત્રદિવાકર'**ની સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ પાઠકોના કરકમલમાં મૂકીએ છીએ.

૭ વર્ષમાં સંયોગોએ કેટલો પલટો લીધો છે, તે સહુ કોઈ જાણે છે. તેની પ્રકાશનકાર્ય પર બહુ મોટી અસર થઈ છે. કાગળના ભાવ લગભગ ત્રણ ગણા થયા છે અને છતાં જોઈએ તેટલા પ્રમાણમાં મળતા નથી. છાપકામના ભાવ ખૂબ જ વધ્યા છે, તેમજ તેને લગતા બીજા બધા ખર્ચનું પ્રમાણ ઘણું વધ્યું છે, એટલે આ આવૃત્તિનું મૂલ્ય રૂ. ૧૨–૫૦ રાખવામાં આવ્યું છે.

આ ગ્રંથની રચના ત્રણ ખંડોમાં થયેલી છે. તેમાં પહેલો ખંડ મંત્રસાધના અંગે અનેક જાતની મહત્ત્વપૂર્ણ માહિતી આપે છે, બીજા ખંડમાં વિવિધ મંત્રપ્રયોગોનું વિવરણ કરવામાં આવ્યું છે અને તેમાં આધ્યાત્મિક ઉન્નતિ, ચિત્તશાંતિ, ધનપ્રાપ્તિ, સંતાનપ્રાપ્તિ, આકર્ષણતંત્ર, મોહનતંત્ર, વશીકરણતંત્ર, કર્ણપિશાચિનીતંત્ર, ગારુડતંત્ર, તથા પશુ-પક્ષીઓની બોલીનું જ્ઞાન થાય એવી પ્રક્રિયાઓ પણ શાસ્ત્રાધારે મર્યાદિત સ્વરૂપમાં રજૂ કરવામાં આવી છે. ત્રીજા ખંડમાં અનેક પ્રકારના ઉપયોગી મંત્રો, યંત્રો અને કલ્પોનો સંગ્રહ કરાયો છે, એટલે જિજ્ઞાસુજનોને તે ઘણો ઉપયોગી થશે, એમ અમે માનીએ છીએ. વધારે સ્પષ્ટ કહીએ તો જે વસ્તુ સેંકડો નાના-મોટા ગ્રંથો વાંચતાં ન મળે, તે આ એક જ ગ્રંથમાં મળે તેમ છે.

આ ગ્રંથની મનનીય પ્રસ્તાવના હિંદી અને સંસ્કૃત ભાષાના કવિ તથા મંત્રવિશારદ **ડૉ. રુદ્રદેવ ત્રિપાઠી** એમ.એ., પીએચ. ડી. સાહિત્ય-સાંખ્ય-યોગાચાર્યે લખેલી છે અને તે બીજી આવૃત્તિમાં એમને એમ પ્રકટ કરવામાં આવી છે.

આ ગ્રંથનું સમર્પણ સ્વીકારવા માટે અમો રાષ્ટ્ર અને સમાજની અનન્ય સેવા કરનાર વર્તમાન કાલે તામીલનાડુના રાજ્યપાલપદે અધિષ્ઠિત **સન્માનનીય શ્રી કે. કે. શાહ**ના ખૂબજ આભારી છીએ. તેમણે અમારી સાહિત્ય-સર્જન-પ્રકાશનની પ્રવૃત્તિમાં પ્રારંભથી જ રસ લીધો છે.

**શ્રી શાંતિકુમાર ભટ્ટ, શ્રી કનુ દેશાઈ** તથા બીજા પણ જેમણે આ ગ્રંથના પ્રકાશનમાં એક યા બીજી રીતે સહાય કરી છે, તે બધા પ્રત્યે અમે કૃતજ્ઞતાની લાગણી પ્રકટ કરીએ છીએ.

**પ્રકાશક**



સમાજ તથા રાષ્ટ્રના પ્રખર સેવક
તામીલનાડુના રાજ્યપાલ
**સન્માનનીય શ્રી કે. કે. શાહ**

# સમર્પણ



સેવા, સૌજન્ય અને
સહૃદયતાભર્યા
જીવનથી
આરું અદ્‌ભુત આકર્ષણ કરનાર
તામીલનાડુના રાજ્યપાલ
સન્માનનીય
શ્રી કે. કે. શાહને
આ ગ્રંથ
સાદર સમર્પિત



ગુણાનુરાગી
ધીરજલાલ ટોકરશી શાહ

# સન્માનનીય શ્રી. કે. કે. શાહ
## [ ટૂંક જીવન–પરિચય ]

### લેખક : શ્રી કનુ દેસાઈ

સામાજિક અને રાજકીય ક્ષેત્રે વર્ષોથી અનન્ય સેવા કરનાર તથા તામીલનાડુના રાજ્યપાલની જવાબદારી સંભાળનાર સન્માનનીય શ્રી કે. કે. શાહના નામથી આજે કોણ અજાણ્યું છે? તેમનો જન્મ ૨૭મી ઓકટોબર, ૧૯૦૮ના રોજ કોલાબા જીલ્લાના ગોરેગાંવ ખાતે થયો હતો.

શ્રી કે. કે. શાહ દરેક તરફ ઉચ્ચ કક્ષાની ભ્રાતૃભાવની દૃષ્ટિથી નિહાળતા હોવાથી એમના વિશાળ વર્તુળોમાં મોટાભાઈના હુલામણા નામથી ઓળખાય છે.

એમનો હસતો ચહેરો હંમેશા નિરાશોને આશ્વાસન અને આશાના સોનેરી કિરણો આપે છે. એમની ગરુડ જેવી તેજસ્વી આંખો ભલભલાને આંજી નાંખે છે. એમની સુંદર ને અસરકારક વાણી સંસર્ગમાં આવતા દરેકને ભ્રાતૃભાવની લાગણી જગાડે છે.

બાળપણમાં જ દુર્ભાગ્યે એમના પિતાનું અવસાન થતાં એક અતિશય હોંશિયાર વિદ્યાર્થી હોવાના કારણે તેઓ પોતાના ભાઈ માટે બોજા રૂપ ન બન્યા. વિદ્યાર્થીજીવનમાં અનેક શિષ્યવૃત્તિઓ મેળવી ૧૯૨૯ની સાલમાં સ્નાતકની ઉપાધિ મેળવી. પ્રથમ નંબરે પાસ થઈ એ જ વર્ષે પૂનાની પરશુરામ ભાઉ કોલેજમાં ફેલો બન્યા. એમનો પ્રિય વિષય ગણિતશાસ્ત્ર હતો. એ વિષયમાં પારંગત થવાની એમની પૂર્ણ ઈચ્છા હતી. સંજોગો અનુકુળ ન થતાં તેમણે કાયદા તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું.

૧૯૩૪ની સાલમાં સનંદ મળી ને તે દિવસથી જ એક ઉચ્ચ કક્ષાના ધારાશાસ્ત્રી તરીકેની જવલંત કારકીર્દી શરૂ કરી. ૧૯૪૬ની સાલમાં ચેમ્બુર ખુન ખટલામાં શ્રી. કે. કે. શાહે આરોપીઓનો ખૂબ સરસ બચાવ કર્યો અને તેમની પ્રશંસા ન્યાયાલયના ક્ષેત્રમાં ચારે તરફ ફેલાઈ.

૧૯૩૯માં 'નગીના મસ્જીદ રાયટ' નામના કેસમાં સરદાર પટેલે આ વિલક્ષણ ધારાશાસ્ત્રીને કાર્ય સોંપ્યું અને એમણે એ કાર્ય સુંદર રીતે પાર પાડયું.

**૬૦૦ રજવાડાઓને એકત્રિત કરવાના સમયે સરદાર વલ્લભભાઇ પટેલને મદદ કરનાર શ્રી કે. કે. શાહ જ હતા.**

વડોદરાના મહારાજાના સલાહકાર તરીકે શ્રી શાહે અનુપમ સેવાઓ બજાવી છે. ૧૯૪૮ની સાલમાં મહારાજા ગાયકવાડના સલાહકાર બન્યા. તેઓ વડોદરા રાજ્યના કલ્યાણ અને રાજ્યના વિકાસ માટે સ્થપાયેલા અઢી કરોડની સર સયાજીરાવ ડાયમંડ જ્યુબીલી અને મેમોરીયલ ટ્રસ્ટના માનદ ટ્રસ્ટી છે. બરોડા રેયોન કોરપોરેશનની સ્થાપના કરવાની વિચારસરણી એમની જ હતી.

જ્યારે ૬૦૦ રજવાડા એકત્રિત કરવાનો સમય આવ્યો, ત્યારે વડોદરાના મહારાજાને સમજાવી સરદાર પટેલને મદદ કરનાર શ્રી. કે. કે. શાહ જ હતા. એવા ઉચ્ચ કાર્ય માટે શ્રી. વી. પી. મેનને "ધી ઇન્ટ્રીગેશન ઓફ ધી સ્ટેટસ્" નામના પુસ્તકમાં એમની ભારે પ્રસંશા કરી છે.

જ્યારે સીતાદેવી વડોદરાના મહારાજા સાથે છૂટાછેડા લઈ કરોડો રૂપીયાનું ઝવેરાત લઈ યુરોપ ગયા હતા, ત્યારે દેશની આ કિંમતી દોલતને પાછી મેળવવા માટે શ્રી સરદાર પટેલે શ્રી શાહને યુરોપ મોકલાવ્યા હતા. શ્રી શાહે ખૂબ જ કુશળતાપૂર્વક આ કાર્યને સફળ

રીતે પાર પાડયું હતું અને દેશનું કિંમતી ઝવેરાત તેમ જ "સ્ટાર ઓફ ધી સાઉથ" અને "એગેન્યૂ" જેવા કિંમતી હીરાઓ, જે મહાન નેપોલીયન બોનોપાર્ટ પાસે હતાં, તે પાછા મેળવી દેશની કિંમતી દોલતને બચાવી હતી.

વડોદરાના મહારાજાના સલાહકાર તરીકે શ્રી શાહે વડોદરાની પ્રજાની અનુપમ સેવા બજાવી છે.

બાળપણથી જ રાષ્ટ્રની દાઝ નસેનસમાં વહેતી હતી. રાષ્ટ્ર માટે એઓમાં બાળપણથી જ આંસુના બિંદુથી માંડી લોહીના ટીપાઓનું બલિદાન આપવાની ઉચ્ચ કક્ષાની લાગણીઓ છે. ૧૯૩૦માં જ્યારે દેશભરમાં એક જાગૃતિનો વંટોળ ફરી વળ્યો, ત્યારે તેમણે પણ માતા ભારતને બંધનરૂપી બેડીમાંથી મુક્ત કરવાની ઝુંબેશમાં ઝંપલાવ્યું અને ૧૯૩૨ની સાલમાં જેલ ભેગા થવું પડયું. ૧૯૪૨માં જ્યારે દેશભરમાં વ્યાપક આંદોલન થયું અને 'ભારત છોડો'ની ચળવળ ચોમેર શરૂ થઈ એ વખતે અગ્રભાગ ભજવ્યો અને જાલીમ અંગ્રેજ સરકારે ફરીથી એમને જેલના સળીયા પાછળ ધકેલી દીધા.

૧૯૫૨ની સાલમાં થયેલી સામાન્ય ચૂંટણીમાં શ્રી શાહ મોટી બહુમતિથી મુંબઈ વિધાનસભામાં ચૂંટાયા. તેમના દરેક હરીફે તેમની અનામતો ગુમાવી હતી. એ પરથી આપણને જણાશે કે તેઓશ્રી જનતાના કેટલા લાડીલા છે.

શ્રી કે. કે. શાહ એક ઉચ્ચ કક્ષાના ધારાશાસ્ત્રી, જાણીતા સામાજિક કાર્યકર, મુત્સદ્દી અને રાષ્ટ્રના એક અણનમ લડવૈયા છે. એમણે કેળવણીના ક્ષેત્રે આપેલો ફાળો ઘણો ભારે છે. મુંબઈ વિદ્યાપીઠની સેનેટના તેમજ સીન્ડીકેટના સભ્ય તરીકે બજાવેલી કારકીર્દી હંમેશા યાદગાર રહેશે.

અનેક વર્ષો સુધી મુંબઈ સુધરાઈના સભ્ય તરીકે મુંબઈ નગરપાલિકાની સેવા કરી છે, ઘણીયે કાયદા સમિતિનું પ્રમુખપદ એમણે શોભાવ્યું છે. મુંબઈ વિદ્યાપીઠની સેનેટના અને સીન્ડીકેટના સભ્ય તરીકે કેળવણીના ક્ષેત્રે પણ સારી સેવાઓ બજાવી છે. સર સયાજીરાવ હીરક મહોત્સવ અને સ્મારકનિધિના માનદ મંત્રી તેમજ માનનીય ટ્રસ્ટી તરીકે જુના વડોદરા રાજ્યની સેવા કરી રહ્યા છે. મુંબઈ વિભાગીય કોંગ્રેસની અનેક વર્ષો સુધી મંત્રી તરીકે, ૧૯૫૫ માં ઉપ-પ્રમુખ તરીકે અને ૧૯૫૭ માં પ્રમુખ તરીકે સુંદર કામગીરી બજાવી મુંબઈ કોંગ્રેસની અનન્ય સેવા કરી છે.

ભારત–પાકિસ્તાન–સંઘર્ષ વેળા કેન્દ્રીય રાહત સમિતિમાં ઈન્દિરાજીની નેતાગીરીમાં તેમણે જે કામ કર્યું, તેથી ઇન્દિરાજીએ તેમને પ્રધાન બનાવી યોગ્ય કદર કરી છે. સને ૧૯૬૭ માં શ્રી શાહ આકાશવાણીના પ્રધાન બન્યા અને એઓશ્રીએ ટૂંક સમયમાં સુંદર કામગીરી બજાવી; આકાશવાણીના પ્રધાન તરીકે આકાશવાણીને પગભર કરવા માટે અને એના વિકાસ અર્થે એઓશ્રીએ અનેક યોજનાઓ તૈયાર કરી; જેવી કે એઓશ્રીએ આકાશવાણી પર જાહેરાતની શરૂઆત કરાવી વગેરે. ત્યારે માનનીય પંતપ્રધાને તેઓશ્રીને રાષ્ટ્રના જવાબદારીભર્યા રહેઠાણ, આરોગ્ય અને કુટુંબનિયોજનના મંત્રીપદની ભારે જવાબદારી સોંપી. આમજનતા પ્રત્યે અને ગરીબો પ્રત્યે અનન્ય લાગણીને લઈ એઓશ્રીએ ભારે પ્રશંસનીય કાર્ય કરી બતાવ્યું. મુંબઈ ખાતે વાંદરાની ખાડીમાં ખદખદતા હજારો અગણિત ઝુંપડાઓની જગ્યાએ આલીશાન ભવ્ય ગૃહનિર્માણની યોજના એઓશ્રીએ ઘડી અને શ્રીમતી ઇન્દિરાજીના હાથે થોડા વખત પર જ આ ગૃહનિર્માણનું ખાતમુહૂર્ત કરાવ્યું. વળી ગૃહનિર્માણની અનેક સુંદર યોજનાઓ સારાય દેશ માટે તૈયાર કરી, જેથી અનેક ગરીબ અને મધ્યમ વર્ગના લોકો સારામાં સારો અને વધારેમાં વધારે લાભ

લઇ શકે. કુટુંબ નિયોજનના પ્રધાન તરીકે એઓશ્રીનું કાર્ય ખૂબ જ પ્રસંશનીય બન્યું. વસ્તી–ગણતરીએ પૂરવાર કરી આપ્યું કે ભારતની કૂદકે ને ભૂસકે વધતી વસ્તીમાં ધારવા કરતા એક કરોડ કરતાં વધારે માનવીનો ઘટાડો થયો, જે કુટુંબનિયોજને લીધેલ પગલાંઓને આભારી હતો. અખબારોએ તેની ઘણી પ્રશંસા કરી હતી.

સને ૧૯૭૦ માં દેશમાં ચૂંટણી આવી. શ્રી શાહને દક્ષિણ મુંબઈ તથા મુંબઇના ઉત્તર પશ્ચિમ વિસ્તારમાંથી ચૂંટણી લડવા માટે મુંબઈની શાસક કોંગ્રેસે વારંવાર વિનંતિઓ કરી હતી. અને એઓ. શ્રીએ ચૂંટણી લડવા માટે પૂરતી તૈયારીઓ પણ કરી હતી. વળી તે માટે પ્રચારતંત્ર પણ ગોઠવી દીધું હતું. આમ જ્યારે શ્રી શાહ ચૂંટણી લડવા માટે તૈયારી કરી રહ્યા હતા, ત્યારે અચાનક તેમને વડાપ્રધાન શ્રીમતી ગાંધીનો સંદેશો આવ્યો.

શ્રીમતી ગાંધીએ શ્રી શાહને વિનંતિ કરી હતી કે તેમણે શાસક કોંગ્રેસના સમગ્ર દેશ માટેના પ્રચાર કાર્યનો દોર સંભાળવો,

શ્રી શાહે કોંગ્રેસ માટે ગયા વખતે જે રીતે પ્રચારકાર્ય સંભાળ્યું હતું, તે જોતાં વડાપ્રધાનને એમ લાગ્યું હતું કે આ ભગીરથ કાર્ય શ્રી શાહે પક્ષના હિતમાં ઉપાડી લેવું જોઈએ.

શ્રી શાહની ચૂંટણી લડવાની ઉત્કટ ઇચ્છા છતાં તેમણે વડાપ્રધાનની વિનંતિ સ્વીકારી અને ચૂંટણી કાર્યમાં વળગી ગયા. એઓશ્રીની દેશ અને વડાપ્રધાન પ્રત્યેની વફાદારી અજોડ અને અનન્ય છે. દેશમાં ખૂણેખૂણામાંથી એમના પ્રવચનો માટે માંગ આવવા લાગી. ચૂંટણીના વખતે એમની શાયરી તો પેપરોના પાના પર અને ગલી ગલીઓમાં ગુંજવા લાગી. જ્યાં ને ત્યાં એમણે ચૂંટણી પ્રચાર ઝૂંબેશનો આરંભ કર્યો હતો. પોતાની આગવી શૈલીમાં સંસ્થા કોંગ્રેસના આગેવાનો પર કટાક્ષયુક્ત તીખા પ્રહારો કર્યા હતા અને અવારનવાર શાયરીઓ લલકારી શ્રોતાઓને ખડખડાટ હસાવ્યા હતા.

આર્થિક કાર્યક્રમોના અમલ માટે પ્રજા પાસેથી આદેશ મેળવવાના શ્રીમતી ઇન્દિરા ગાંધીના પગલાંને યુદ્ધના મંડાણ તરીકે ઓળખાવતાં શ્રી કે. કે. શાહે કહ્યું હતું કે :—

પાર્થને કહો કે ચડાવે બાણ,
હવે તો યુદ્ધ એ જ કલ્યાણ.

શ્રી ઇન્દિરા ગાંધીના પક્ષમાં અસ્થિ નાખવાના પ્રયત્નો નિષ્ફળ જવાના છે, એમ જણાવી શ્રી શાહે આ શાયરી વારંવાર અનેક જગ્યાએ લલકારી હતી.

" ઇરાદોંસે ટકરાએ ઇસે તૂફાન કહતે હય;
જો તૂફાં પે છા જાય, ઇસે ઇન્દિરા ગાંધી કહતે હય."

એક શાયરીમાં એઓશ્રીએ મોટા આકરા કટાક્ષ કરનાર મિત્રો પર કટાક્ષમય શાયરી લલકારતાં જણાવ્યું હતું કે :—

" દુશ્મન કી શિકાયત ન કરના,
શાયદ વો મોહબ્બત કર બેઠે."

ગઈ ચૂંટણીની ઝૂંબેશમાં એઓશ્રીએ ભગીરથ કાર્ય કર્યું, દેશના ખૂણે ખૂણામાં ફરી ઇન્દિરાજીનો આદેશ ગામડે ગામડે ને ઘરે ઘરે પહોંચાડયો અને ચૂંટણી માટે સારું એવું ભંડોળ ભેગું કર્યું. શ્રી કે. કે. શાહના બુદ્ધિચાતુર્ય અને પ્રખર કાર્યશક્તિનો શ્રીમતી ગાંધીના વિજયમાં મોટો ફાળો છે. રાયબરેલીની સને ૧૯૬૭ની ચૂંટણી શ્રી કે. કે. શાહની નિગાહબાની નીચેજ જીતાઈ હતી. પ્રત્યેક રાજ્યના ચૂંટણીજંગના આયોજનમાં તેમનો પ્રમુખ હિસ્સો હતો. નાણાં લાવવાથી માંડીને સ્થાનિક સહાય ઊભી કરવાની શ્રી શાહની કુનેહ આ ચૂંટણીવેળાએ પૂરા ખપમાં આવી, અને આને અનુલક્ષીને જ એઓશ્રીને પ્રધાનમંડળમાં લેવામાં આવ્યા.

જુન ૧૯૭૧ માં તાલીમનાડુના ગવર્નરની જગ્યા ખાલી પડી:

રાષ્ટ્રના આવા મોટા રાજ્ય કે જેની સામે અનેક અવનવા પ્રશ્નો ઊભેલા છે, એવા રાજ્યનો દોર કોઈ વિશ્વાસુ વ્યક્તિને સોંપવો ? એ પ્રધાનમંત્રીને મન એક વિકટ પ્રશ્ન હતો. શ્રીમતી ગાંધી જાણતા હતા કે શ્રી શાહમાં લીધેલા કામને સફળતાપૂર્વક પાર પાડવાની દૃઢ નિષ્ઠા છે, સાથીઓ સાથે કામ લેવાની આવડત છે, અથાગ મહેનત કરવાની ધીરજ અને શક્તિ પણ છે. અને એટલા જ માટે તેમને દેશના હિતમાં તામિલનાડુનું સુકાન સંભાળવાનું જણાવ્યું અને એઓશ્રી આમ તામીલનાડુના રાજ્યપાલ બન્યા.

તામીલનાડુનું સુકાન સંભાળવાની સાથે જ શ્રી શાહે પત્રકારોના અનેક પ્રશ્નોના જવાબ આપતાં જણાવ્યું હતું કે :—

"તાલીમનાડુ પ્રત્યે વર્ષોથી મને માન છે. આ પ્રજાએ દેશની સંસ્કૃતિ અને સંસ્કારમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ સંસ્કૃતિ અને સંસ્કાર વધારે પ્રમાણમાં ખીલે એ માટે તાલીમનાડુના રાજ્યપાલ તરીકે મારાથી બનતા બધા જ પ્રયત્નો કરીશ."

પ્રજાના નિકટ સંપર્કમાં અવાય અને રાજ્યના અનેક વિકટ પ્રશ્નોની ચર્ચા–વિચારણા કરી શકે એ માટે તામીલ ભાષા એઓશ્રીએ શીખી લીધી છે અને આજે સારી એવી તામીલ બોલી શકે છે. દેશમાં ભાષાકીય પ્રશ્ન જ્યારે ધુંધવાયેલો છે, ત્યારે એઓશ્રીએ સારાય દેશમાં એક સુંદર દૃષ્ટાંત બેસાડ્યું છે કે કોઈપણ ભાષા પ્રત્યે રોષ અને દ્વેષ હોવો જોઈએ જ નહીં. એઓશ્રીએ "મદ્રાસના રાજભવનને આમજનતાનું રાજભવન બનાવ્યું છે." અને આજે આ રાજભવનમાં ગામડાનો નાનામાં નાનો ખેડૂત પણ ત્યાં આવી તામીલમાં ચર્ચા–વિચારણા કરી પોતાના પ્રશ્ન હલ કરી શકે છે. એક ગુજરાતી પત્રકારે ગુજરાત પ્રત્યે સેવા બાબતમાં પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં એઓશ્રીએ જણાવ્યું હતું કે "ગુજરાત ગમે તે ઘડીએ મારી

સેવાઓની માંગણી કરે ત્યારે તેવા હોદ્દા કે પદ છોડીને ગુજરાતની સેવા માટે હું સદાય તત્પર છું."

સમાજવાદી સમાજરચનાની વિચારસરણી ધરાવતા શ્રી શાહે એક રાજ્યપાલ તરીકે અનેક રાજ્યપાલ માટે માર્ગદર્શકરૂપ સુંદર દૃષ્ટાંત રજૂ કર્યું છે. એઓશ્રીએ તામીલ ભાષા શીખી મદ્રાસના ગામડે ગામડે ફરી આમજનતાને મળી ત્યાં ને ત્યાં તેના પ્રશ્નો પર ચર્ચા-વિચારણા કરી એનો ઉકેલ આણવા અનેક પ્રયત્નો કર્યા છે અને હજી પણ કરી રહ્યા છે.

આજે સામાન્યમાં સામાન્ય માનવી એઓશ્રીને સહેલાઈથી મળી શકે છે. દરેક રાજ્યપાલ કરતાં ઓછામાં ઓછો પગાર એઓશ્રીએ સ્વીકાર્યો છે. એમણે ખોટા દબદબાઓનું મહત્ત્વ ઓછું કર્યું છે અને જનતાના હિતના કાર્યને મહત્ત્વ આપ્યું છે, જે ભારે આવકારદાયક છે.

શ્રી શાહ સ્વીકૃત જવાબદારીનું પાલન કરવામાં આટલા વ્યસ્ત હોવા છતાં ગણિત અને મંત્રશાસ્ત્ર જેવા વિષયોમાં પણ રસ લે છે અને તેથી જ શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ભાઈએ તેમનો **મંત્રદિવાકર** નામનો ગ્રંથ તેમને અર્પણ કર્યો છે.

શ્રી શાહ દેશ અને સમાજની વધુ ને વધુ સેવા કરે, તે માટે પરમાત્મા તેમને તંદુરસ્તભર્યું દીર્ઘાયુષ્ય અર્પે, એવી પ્રાર્થના.

# ગ્રંથલેખકનો ટૂંક પરિચય

લેખક શ્રી શાંતિકુમાર જ. ભટ્ટ એમ. એ., એલ્. એલ્. બી.
તંત્રીશ્રી–મુંબઈ સમાચાર સાપ્તાહિક

'મંત્રદિવાકર'ના લેખક શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહ તેમની અનેરી પ્રતિભા, તીવ્ર સ્મરણશકિત, સામાજિક સેવાઓ, તેમના વિશાલ સાહિત્ય સર્જન અને ગણિતસિદ્ધિ (Mathemagic)ના અદ્દ્ભુત પ્રયોગો માટે ગુજરાત અને ગુજરાત બહાર સારી રીતે જાણીતા છે.

તેમનો જન્મ સૌરાષ્ટ્રના દાણાવાડા નામના એક નાનકડા ગામમાં તા. ૧૮–૩–૧૯૦૬ના રોજ એક સામાન્ય સ્થિતિના વણિક કુટુંબમાં થયો. પિતા સામાન્ય દુકાનદારી કરીને જીવનનિર્વાહ ચલાવતા હતા, પણ સાહસિક અને પરગજુ હતા. માતા મણિબહેન ધર્મપરાયણવૃત્તિના હતા અને સુંદર સ્મરણશકિત ધરાવતા હતા. શ્રી શાહને તેમનાથી નાની બે બહેનો હતી.

આઠ વર્ષની ઉંમરે તેમણે પિતાનું શિરછત્ર ગુમાવ્યું અને મુશ્કેલ સ્થિતિમાં આવી પડ્યા, પણ માતાએ જાતમહેનત કરીને ઉછેર્યા, તે સાથે ધાર્મિક સંસ્કારો પણ આપ્યા. તેમણે પ્રાથમિક અભ્યાસ વતનની ગામડી નિશાળમાં પૂરો કર્યો અને વિશેષ અભ્યાસ માટે બાર વર્ષની ઉંમરે અમદાવાદના શેઠ ચીમનલાલ નગીનદાસ છાત્રાલયમાં દાખલ થયા. ત્યાંના નિયમબદ્ધ જીવનથી તેમનું જીવન-ઘડતર ઉત્તમ પ્રકારે થયું.

તેઓ અંગ્રેજી ચોથા ધોરણમાં હતા, ત્યારે તેમણે મહાત્મા ગાંધીજીની હાકલ સાંભળી સરકારી શાળા છોડી અને રાષ્ટ્રીય શાળામાં

દાખલ થયા. ત્યાંથી વિનીત થયા બાદ તેમણે ગુજરાત વિદ્યાપીઠમાં પ્રવેશ કર્યો, જ્યાં આચાર્ય ગિદવાણી, કાકા કાલેલકર, શ્રી કૃપલાણી, શ્રી ધર્માનંદ કૌસંબી, પંડિત સુખલાલજી વગેરેના પરિચયમાં આવ્યા. પણ વિશેષ અભ્યાસ કરવાના સંયોગો ન હતા, એટલે વિદ્યાપીઠ છોડી વ્યવસાયમાં પડયા.

તેમણે પ્રારંભ ચિત્રકામથી કર્યો, કારણ કે તેનો તેમને શોખ હતો અને તેની કેટલીક પરીક્ષાઓ પસાર કરી ચૂકયા હતા. ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળનું આ બાબતમાં યોગ્ય માર્ગ-દર્શન મળ્યું. તેમણે આ કામમાં સારી પ્રગતિ કરી, પણ છાત્રાલયના ગૃહપતિના આદેશને માન આપી શિક્ષકની કામગીરી સ્વીકારી. આજના સુપ્રસિદ્ધ સી. એન. વિદ્યાલયના તેઓ પ્રથમ શિક્ષક હતા અને તેમણે પાંચ વર્ષ સુધી તેની જવાબદારી સંભાળી હતી.

તે પછી તેમણે લેખનપ્રવૃત્તિ આદરી અને બાળોપયોગી નાનાં નાનાં પુસ્તકો લખવા માંડ્યા. પરિણામે **બાલગ્રંથાવલી, વિદ્યાર્થી વાચનમાળા, કુમાર ગ્રંથમાળા** વગેરેનું નિર્માણ થયું. પછીથી તેમણે પોતાનું પ્રેસ કરી 'વિદ્યાર્થી' અને 'નવી દુનિયા' જેવા સાપ્તાહિકો દ્વારા વિદ્યાર્થીઓનું આદર્શ જીવન–ઘડતર કરવા પ્રયાસ કર્યો, પણ આર્થિક ખોટને કારણે તે બંધ કરવા પડયાં.

તેમની લેખનપ્રવૃત્તિ વચ્ચેનાં થોડાં વર્ષ બાદ કરતાં આજ સુધી ચાલુ રહી છે અને પરિણામે નાના–મોટાં ૩૫૮ જેટલા ગ્રંથોનું સર્જન થયું છે. તેમાં તેમણે ધર્મ, તત્ત્વજ્ઞાન, મંત્ર તથા યોગ જેવા વિષયોને પણ આવરી લીધા છે. વડોદરાના સ્વ. મહારાજ સયાજીરાવનો હીરક મહોત્સવ ઉજવાયો, ત્યારે તેમની જીવનરેખા લખવા માટે તેમની ખાસ પસંદગી થઈ હતી અને તેમણે લખેલી એ જીવનરેખાની એ લાખ પ્રતિઓ પ્રસિદ્ધ થવા પામી હતી. 'વિશ્વવંદ્ય પ્રભુ મહાવીર' નામની તેમની પુસ્તિકા પણ ૧ લાખનો આંકડો જોવા પામી હતી

અને હરિપુરા કોંગ્રેસ વખતે તેમણે લખેલી શ્રી સુભાષચંદ્ર બોઝની જીવનરેખાએ ૪૦,૦૦૦નો આંકડો વટાવ્યો હતો. તેમણે લખેલાં પુસ્તકોની અત્યાર સુધીમાં ૨૦ લાખ ઉપરાંત નકલો પ્રચાર પામી છે અને તેણે લાખો મનુષ્યોને સંયમ અને સદાચાર પ્રત્યે દોરવા ઉપરાંત આશાભર્યું જીવન જીવવાની પ્રેરણા આપી છે. તેઓ જૈન-ધર્મના ખ્યાતનામ વિદ્વાન છે અને તેના વિવિધ વિષયો પર ઘણા ગ્રંથો લખી ચૂક્યા છે.

સાહિત્યનું સર્જન કરતાં અવધાનવિદ્યાએ તેમનું આકર્ષણ કર્યું. તેનું પ્રાથમિક માર્ગદર્શન શ્રી સંતબાલજી પાસેથી મેળવી તેઓ આગળ વધ્યા અને સને ૧૯૩૫માં ગુજરાત વીજાપુર ખાતે જાહેર રીતે સો અવધાનના પ્રયોગો સફલ રીતે કરી બતાવતાં '**શતાવધાની**' નું બિરુદ પામ્યા. ત્યારબાદ તેમણે ભારતના અનેક નગરોમાં અવધાનના પ્રયોગો કરી બતાવી જનતાનો પ્રેમ સંપાદન કર્યો છે. તેમણે આ વિદ્યાની પ્રાચીન પરંપરામાં કેટલુંક સંસ્કરણ કરી તેને લોકભોગ્ય બનાવવામાં સારો એવો પરિશ્રમ કર્યો છે અને તેની પરંપરા જળવાઈ રહે તે માટે શિષ્યસમૂહ પણ તૈયાર કર્યો છે. ઉપરાંત '**સ્મરણ કલા**' નામનો એક ગ્રંથ પણ લખ્યો છે.

અવધાન-પ્રયોગોમાં ગણિતના કેટલાક પ્રયોગો આવતા, તેના પર તેમણે ઊંડું મનન કરીને ગણિતસિદ્ધિ (Mathe-magic) ના પ્રયોગો નિર્માણ કર્યાં અને તે જાહેર રીતે કરી બતાવતાં સંસ્કારી વર્ગ ખૂબ પ્રભાવિત થયો. તેમણે ગણિતવિદ્યાનો લોકોને રસ લગાડવા માટે '**ગણિત-ચમત્કાર**' '**ગણિત-રહસ્ય**' અને '**ગણિત-સિદ્ધિ**' નામના ત્રણ ગ્રંથો રચીને પ્રકટ કર્યાં છે અને તે લોકપ્રિય બન્યા છે.

શ્રી શાહે સાહિત્યસર્જન, અવધાન પ્રયોગો અને ગણિતસિદ્ધિના પ્રયોગો ઉપરાંત સામાજિક સેવાઓમાં પણ રસ લીધો છે અને

લોકસમૂહ તથા પરિષદો દ્વારા તેમને ‘સાહિત્યવારિધિ’, ‘અધ્યાત્મવિશારદ’, ‘વિદ્યાભૂષણ’, ‘સરસ્વતીવરદપુત્ર’, ‘મંત્રમનીષી’, ‘ગણિત દિનમણિ’ આદિ પદો તથા અનેક સુવર્ણચંદ્રકો અને સન્માનપત્રો અર્પણ થયાં છે.

તેમના ધર્મપત્ની ચંપાબહેન તપસ્વી છે અને તેમણે શ્રી શાહની પ્રવૃત્તિઓમાં ઘણો સાથ આપ્યો છે. હાલ તેમને નરેન્દ્રકુમાર નામનો એક પુત્ર તથા રશ્મિકા અને ભારતી નામની બે પુત્રીઓનો પરિવાર છે અને તેઓ મુંબઇમાં સ્થાયી રહી મુખ્યત્વે સાહિત્યસર્જન અને સામાજિક સેવાનું કાર્ય કરે છે.

૭૦ વર્ષની ઉંમરે પણ શ્રી શાહ સતત પ્રવૃત્તિશીલ રહે છે અને પોતાના સમયનો બહુ ચીવટભર્યો ઉપયોગ કરે છે, જેમાંથી આજની યુવાન પેઢીએ બોધ લેવા જેવો છે.

શ્રી શાહ રાજકારણથી દૂર રહ્યા છે, પણ અનેક રાજકીય નેતાઓના સંપર્કમાં આવ્યા છે. તામીલનાડુના નામદાર ગવર્નર શ્રી કે. કે. શાહનો સંપર્ક તેમને આજથી વીશ વર્ષ પહેલાં થયેલો, ત્યારથી તેઓ શ્રી શાહની સાહિત્યપ્રવૃત્તિમાં રસ લેતા થયા છે અને તેના પ્રોત્સાહક પણ બન્યા છે. તેની એ પુણ્યસ્મૃતિમાં શ્રી શાહે પોતાના ‘મંત્રદિવાકર’ નામના ગ્રંથનું તેમને સમર્પણ કર્યું છે.

શ્રી શાહને તંદુરસ્તીભર્યું દીર્ઘ જીવન ઇચ્છીએ છીએ અને તેમના હાથે વધુ સાહિત્યિક તથા સામાજિક સેવા થતી રહે, તેવી પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ.

■

# પ્રસ્તાવના

## વાચીમા વિશ્વા ભુવનાન્યર્પિતા

ભારતીય વાઙ્મયમાં નિગમ અને આગમ શબ્દો બહુ વ્યાપ્ત છે. તેમાં આગમ શબ્દથી તાંત્રિક વાઙ્મયનું સૂચન થાય છે. વૈદિક દૃષ્ટિથી તાંત્રિક દૃષ્ટિમાં એક વિશેષતા એ છે કે તે પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરીરૂપ વાક્ચતુષ્ટયાત્મક શબ્દબ્રહ્મની ૭ અધ્વાઓના આધારે ઉપાસના કરવા માટે પ્રેરે છે. ૭ અધ્વાઓમાં 'મંત્રાધ્વા' પણ એક છે. તેથી મંત્ર–સાધના વડે ઇહલોક તથા પરલોકની સફળતા માટે પ્રયાસ કરવાની પ્રવૃત્તિ ઘણા પ્રાચીન કાળથી ચાલી આવે છે. વાણી આરંભમાં બિંદુ–વિસ્ફોટ નથી. પહેલાં પરારૂપે મૂલાધારમાં વિદ્યમાન રહે છે, પછી સ્પંદનના કારણે મૂલાધારથી મણિપૂર સુધી પશ્યન્તીરૂપે આભાસે છે, તે પછી મનની સાથે સંયોગ હોવાથી પચાસ વર્ણરૂપા 'મધ્યમા' વાણીનું રૂપ લે છે અને તે જ પ્રસ્તાર–વિસ્તારક્રમથી અનંત રૂપમાં 'વૈખરી' સરસ્વતી બની સર્વત્ર પ્રકાશે છે. તેમાં સૂક્ષ્માક્ષર અ, સ્થૂળ ઓષ્ઠ્યવર્ણોમાં અંતિમાક્ષર 'મ્' અને ઓષ્ઠસંકોચના કારણે મધ્યમાં ઉત્પન્ન ઉ ક્રમશઃ અ + ઉ + મ = ॐ કારનું રૂપ ધારણ કરે છે. તેથી જ સમસ્ત વર્ણાવલિ મંત્રમય હોઈ ઉપાસના યોગ્ય ગણાય છે. એટલે જ કહ્યું છે કે :–વાચીમા વિશ્વા ભુવનાન્યર્પિતા ।

## अनन्तपारं किल मन्त्रशास्त्रम्

ભારત એક દાર્શનિક દેશ છે. સંસારના માનવી જ્યારે ભૌતિકવિજ્ઞાનની ગવેષણા વડે જગતને વિવિધ જંજાળમાં ફસાવવા પ્રયત્ન કરી રહ્યા હતા, તેથી ઘણાં કાળ પહેલાં અહીંના મહર્ષિઓએ એકાંતમાં બેસી લોકકલ્યાણ માટે અનન્ય સાધનાપૂર્વક જગતના જીવોનાં દુઃખોને મટાડવા મંત્રશાસ્ત્રનાં દર્શન કર્યાં હતાં. દુઃખનિવારણનાં

અન્ય સાધનો અસ્થાયી હોવાને લીધે તેઓની અપેક્ષાએ આ આધ્યાત્મિક સાધન વધારે ગ્રાહ્ય બન્યું અને તેથી જ મંત્રશાસ્ત્રનું સાહિત્ય વિપુલ પ્રમાણમાં નિર્મિત થયું. મંત્રશાસ્ત્રની ગ્રંથસંપદા હજારોની સંખ્યાને ઓળંગે છે. ટીકા-પ્રટીકાઓ, વિધિ-વિધાનો તથા યામલ, ડામર, કલ્પ, પટલ વગેરે ભેદોથી સુસજ્જિત આ રહસ્યશાસ્ત્રનું અવગાહન કરી નિશ્ચિતપણે इदमित्थं કહેવાની સ્થિતિમાં ભાગ્યે જ કોઈ મળશે; એટલે આપણે કહી શકીએ કે अनन्तपारं किल मन्त्रशास्त्रम् ।

## विनोपास्ति वृथा जन्म

નિષ્કામ કર્મયોગથી શુદ્ધ થયેલા અંતઃકરણમાં સર્વાધિષ્ઠાન, સર્વવ્યાપક, સચ્ચિદાનંદ પરમાત્માનાં ધ્યાન માટે ઉપાસનાનું વિધાન છે. ઉપાસના દ્વારા ક્રમે કરીને ધ્યેય-ધ્યાતાની એકતા બને છે. 'अभेदभावनयैव यतितव्यम्' આ ઔપનિષદ્ સિદ્ધાંતને લક્ષમાં રાખી ધ્યેય-ધ્યાતાની એકતા માટે પુરુષાર્થ કરવો, તેનું નામ છે ઉપાસના. 'જ્યારે પરમાત્મા અંતરમાં બિરાજે છે, ત્યારે તેની ઉપાસના શા માટે?' આવો પ્રશ્ન અહીં સંભવે છે, પણ તે માટે શાસ્ત્રકારો દૃષ્ટાંત આપે છે કે—જેમ દૂધમાં અંતર્હિત ઘી ગાયના શરીરમાં હોવા છતાં, ગાયના શરીરને પોષતું નથી, પણ જ્યારે દધિમંથન દ્વારા ચોખ્ખું ઘી જુદું થાય છે, ત્યારે તે ગાયોને ફાયદો કરે છે. તેવી રીતે પરમેશ્વર શરીરમાં હોવા છતાં ઉપાસનાથી જ તેના સાક્ષાત્કાર થાય છે. વળી દૂધમાં જ ઘી વ્યાપક છે, છતાં દૂધ પીતી વખતે ઘીનો સ્વાદ આવતો નથી, પરંતુ જ્યારે તે વલોવાય ત્યારે ઘીના દર્શન સાથે સ્વાદ અનુભવાય છે, તેવી રીતે ઉપાસનારૂપી વલોણાથી જ પરમાત્મા અનુભવી શકાય છે. આવી ઉપાસના મનુષ્યજન્મ મળતાં ન કરી તો તે જન્મ નિષ્ફળ જ ગણાય. તેથી જ કહેવાય છે કે—विनोपास्ति वृथा जन्म ।

## विना ह्यागममार्गेण कलौ नास्ति गतिः

ભારતીય સંસ્કૃતિની આચારપરંપરાના ચાર મુખ્ય ઉપજીવ્ય શ્રુતિ, સ્મૃતિ, પુરાણ અને તંત્ર–આગમ કહેવાય છે. ભારતનું સમગ્ર જીવન, જીવનદૃષ્ટિ, વિકાસ તથા સંસ્કૃતિ આ ચારેય આધારસ્તંભોના આધારે ઊભી છે; એટલે તેમનું સમાન ભાવે સંરક્ષણ, પ્રચાર અને પ્રસાર અતિ આવશ્યક છે. તેમાં પણ તંત્રસાહિત્ય આ કલિકાળમાં વિશેષરૂપે રક્ષણીય છે, કેમકે ભારતીય દાસતાના કાળમાં પૂર્વજોના વારસા તરીકે મળેલું અનંત સાહિત્ય વિદેશી આક્રમણકારીઓના હાથે વિનષ્ટ થઈ ચૂક્યું છે. અને જે ઉપલબ્ધ છે, તે પ્રાયઃ વિશ્રૃંખલિત છે. તેથી સાધનામાં પ્રવૃત્ત સાધકો વ્યવસ્થિત વિધાનના અભાવે સિદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી અને તેથી જ તેઓ ઘણી વાર નાસ્તિક બની તંત્રસાધનાની નિંદા કરે છે.

તંત્રશાસ્ત્રનું ક્ષેત્ર અતિ વિસ્તૃત છે. તેની સીમામાં દર્શન, વિજ્ઞાન, વ્યવહાર, કલા તથા સાહિત્ય વગેરે અનેક વિષયો આવી જાય છે. તંત્રગ્રંથોમાં સર્વપ્રકારની ભૌતિક સિદ્ધિઓ, સર્વવિધ આધ્યાત્મિક સંપદાઓ, અનેક આશ્ચર્ય પમાડનારી વિદ્યાઓ તથા દર્શનશાસ્ત્રને લગતા દ્વૈત, અદ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત વગેરેના સિદ્ધાંતો પણ સારી રીતે પ્રતિપાદિત થયા છે. આટલી વિવિધતા છતાં ય સામાન્ય લોકો મંત્ર–યંત્રાદિ સાધનને જ તંત્ર માને છે, તે યોગ્ય નથી. માનવજીવનને પવિત્ર બનાવવા, જીવનના પરમ પુરુષાર્થને સાધવા, ઉત્તમ સિદ્ધિઓ મેળવી ઉચ્ચ આદર્શો પામવા તથા સર્વતોમુખ વિકાસ માટે તંત્રશાસ્ત્ર વડે ઉપદિષ્ટ માર્ગ નિતાંત અવલંબન યોગ્ય છે. કલિયુગમાં તેના વગર ગતિ નથી. તે માટે 'મહાનિર્વાણતંત્ર'માં કહ્યું છે કે—विना ह्यागममार्गेण कलौ नास्ति गतिः ।

**सम्प्रदाय-विश्वासाभ्यां सर्वसिद्धिः**

તંત્રપ્રતિપાદિત ઉપાસનાનો માર્ગ અસિધારાવ્રત જેવો છે-બ્રાહ્મમુહૂર્તથી રાત્રિશયન સુધી થતી દરેક ક્રિયામાં સાવધાની રાખવી, શાસ્ત્રાજ્ઞા મુજબ વર્તન રાખવું અને ક્ષણિક લોભમાં આવી લક્ષ્યથી ભ્રષ્ટ ન થવું વગેરે ઘણી બાબતો એવી છે કે જે ઈષ્ટકૃપા વગર નભવી અશક્ય છે. તેમ છતાં પણ યોગ્ય ગુરુનો અભાવ, યોગ્ય વિધિજ્ઞાનનો અભાવ, વિધિજ્ઞાન હોવા છતાં સમયનો અભાવ અને શારીરિક સ્વસ્થતા તથા આંતરિક ઉલ્લાસનો અભાવ વગેરે એવી ગુંચવણમાં મૂકી દે છે કે પદે પદે શંકાઓ ઉપજે છે, અવિશ્વાસ થાય છે અને સિદ્ધિસોપાનની નજીક આવ્યા પછી પણ વિમુખ બની જવાય છે. તેથી શાસ્ત્રકારોએ સ્પષ્ટ રીતે કહ્યું છે કે—

विना स्वधर्मं यत् किञ्चिद् देवताराधनादिकम् ।
परिभ्रश्येत तद्यस्मात् क्षणात् सैकतहर्म्यवत् ॥

'જે સાધક પોતાના ધર્મ, દેવતા અને તેમની આરાધના-પ્રક્રિયાને જાણ્યા વગર સાધનામાં પ્રવૃત્ત થાય છે, તે બધું રેતીના પાયા ઉપર ચણેલા ઘરની જેમ નષ્ટ થઈ જાય છે.'

તેમજ ઉત્તમ પ્રામાણિક ગ્રંથોના અભાવે જેમ તેમ મળેલા મંત્ર-યંત્રની સાધના કરવાથી પણ સિદ્ધિ મળતી નથી. પરંતુ વિઘ્નો ઉપસ્થિત થાય છે. તે માટે બૃહજ્જ્યોતિષાર્ણવમાં કહ્યું છે કે— सङ्करत्वस्य करणे महान् दोषः प्रकीर्तितः। तन्त्रसाङ्कर्यकरणान्नरकं प्रतिपद्यते। रौद्रोक्तं मतमाश्रित्य डामरोक्तं न चाचरेत्। कल्पोक्तेऽनुष्ठीयमाने पटलोक्तं न चाचरेत् ॥ અર્થાત્ વિધિસંકરતા કરવામાં મહાન્ દોષો કહેલા છે. તંત્રોની સંકરતા કરવાથી નરકમાં જવું પડે છે; તેથી રુદ્રયામલાદિ ગ્રંથોમાં વર્ણિત મંત્ર-યંત્ર વિધાનમાં ડામરોક્ત વિધાન કરવું નહિ, તેમજ કલ્પોક્ત અનુષ્ઠાનમાં પટલોક્ત વિધાન આદરવું

નહિ, વગેરે. એટલે જે અર્થો માત્ર શાસ્ત્ર વડે જ જાણી શકાય તેઓને વ્યર્થ તર્કોથી દૂષિત ન કરતાં પોતાના સંપ્રદાય અને 'મારા વડે જપાયેલા મંત્રથી મને સિદ્ધિ અવશ્ય મળશે'—આવા વિશ્વાસથી સર્વ પ્રકારની સિદ્ધિઓ માટે આગળ વધવું. શાસ્ત્રોની પણ આજ્ઞા છે કે—
सम्प्रदाय विश्वासाभ्यां सर्वसिद्धिः ।

## विधिभ्रंशे कुतः सिद्धि ?

ઉપાસનામાં પ્રવૃત્ત થયા પછી ઉપાસકધર્મોનું પાલન અત્યાવશ્યક છે. તેમાં ૧–ભાવનાની દૃઢતા, ૨–નિંદાવૃત્તિનો અભાવ, ૩–અવિચલ શ્રદ્ધા, ૪–મિતભાષણ, ૫–નિત્યાનુષ્ઠાનશીલતા. ૬–અપરિગ્રહિતા, ૭–નિર્મળચિત્ત વગેરે 'મંત્રવિજ્ઞાન' પૃ૦ ૧૦૫ થી ૧૦૮માં પ્રદર્શિત નિયમો સાથે તે તે મંત્રની આરાધના વખતે સૂચવેલા નિષેધો પ્રત્યે જાગરૂક રહેવાથી જ સિદ્ધિ મળે છે અને તે સુસ્થિર રહે છે. મર્યાદાઓનું પાલન ન થવાથી અનેકવિધ આપત્તિઓ આવવાનો સંભવ છે. જેમ કે—એક સર્પનો મંત્ર છે, તે બિસ્મિલ્લાજીનો મંત્ર કહેવાય છે. એટલે તે મંત્રનો દ્રષ્ટા બિસ્મિલ્લા નામે કોઈ મહાન્ ફકીર છે. આ મંત્રના સાધકે ગ્રહણકાળમાં કંઠ પ્રમાણે પાણીમાં ઊભા રહી લોબાનનો ધૂપ આપવા સાથે જપ કરવો. બસ એટલો વિધિ થયો કે મંત્રસિદ્ધ થઈ જાય છે. પછી જે વખતે સર્પ વડે દંશ પામેલાનું ઝેર ઉતારવું હોય ત્યારે તે વ્યક્તિને પહેલા કોઈ થાંભલાની સાથે બાંધવી પડે છે, કેમ કે ઝેર ઉતારતી વખતે તે સર્પ તેના શરીરમાં આવે છે અને ક્રુદ્ધ થઈ માંત્રિકને ડસવા પ્રયત્ન કરે છે. ઘણી વાર તેમ ન કરવાથી માંત્રિકોને ઘણું કષ્ટ વેઠવું પડયું છે. આ મંત્રના સાધકને ભોજનમાં અમુક વસ્તુનો ત્યાગ રાખવો પડે છે. શેરડી આખી હોય તે ખવાય નહિ; કાકડી, મકઈ, વગેરે ઊભી ચીરીને ખવાય નહિ; અને રસ્તામાં આવતા પાણીના પ્રવાહને ઓળંગાય નહિ; એટલે પાણીમાં પગ મૂકીને જ આગળ વધવું પડે. અન્યથા તે સિદ્ધિ ચાલી જાય છે. આ રીતે લૌકિક

મંત્રોમાં શાસ્ત્રીય મંત્રોની અપેક્ષાએ વધારે સાવધાની રાખવી પડે છે અને તેથી જ કહેવાય છે કે—विधिभ्रंशे कुतः सिद्धिः ?

## आम्नाया खलु दुर्लभा :

શાસ્ત્રોમાં કહ્યું છે કે "જે માર્ગથી જેના પિતા, પિતામહ વગેરે ચાલતા આવ્યા છે, તે માર્ગનું અનુસરણ તેને માટે હિતકર હોય છે." એટલે સાધનામાર્ગમાં પણ બનતાં સુધી આ કથનનું ધ્યાન રાખી આગળ વધવું જોઈએ. જો એમ ન હોય તો ઉત્તમ ગુરુ પાસે મંત્રગ્રહણ કરી ઉપાસના કરવી; પણ ગમે તે ગ્રંથમાં જોઈ મનસ્વી તરીકે ઉપાસના કરવી નહિ. આપણા દેશમાં સ્થળે-સ્થળે મંત્રશાસ્ત્રને લગતી હસ્તલિખિત પોથિઓ મળી આવે છે; પણ તેમાં કોઈ સ્થળે મંત્ર હોય છે, તો અન્ય સ્થળે યંત્ર, અને ત્રીજા ઠેકાણે વિધિ લખ્યો હોય છે. તે કુલપરંપરાના સંસ્કારોના અભાવે સિદ્ધ થતા નથી. પ્રતિના લેખકો પણ લિપિગત વિશિષ્ટતાના કારણે અમુક ગોપનીય નિયમોનું અનુસરણ કરી પ્રતો લખતા હતા. પ્રતિલિપિ કરનારાઓ તે રહસ્ય-જ્ઞાનના અભાવે પ્રતિલિપિઓમાં મનસ્વી ઉમેરાઓ કરી આપતા અને તેથી તેનાં વાસ્તવિક જ્ઞાન વગર બધું વિપરીત થવું સંભવે છે. અનધિકારીઓના દુરુપયોગના ભયથી આ બધું થતું હતું. નેપાલથી પ્રાપ્ત 'મહાકાલસંહિતા'માં એક અસ્ત્રખંડ છે, જેમાં વારુણાસ્ત્ર, યવનાસ્ત્ર, અગ્ન્યસ્ત્ર, જવરાસ્ત્ર, વગેરેના પ્રયોગ માટે કેટલાક મંત્રો અને વર્ણપિંડો લખેલા છે. તેનો પ્રયોગવિધિ, ઉચ્ચારણ વિધિ અને અન્ય કર્તવ્ય-વિશેષનો તેમાં ઉલ્લેખ ન હોવાથી તેનો પ્રયોગ થઈ શકે તેમ નથી; એટલે કહેવાય છે કે—आम्नाया खलु दुर्लभा : ।

## મંત્રવિષયક સાહિત્યસર્જનની આવશ્યકતા

ઉપર જણાવ્યા મુજબ અનેક ગૂંચવણનો ઉકેલ આપતા સાહિત્યના સર્જનની કેટલી આવશ્યકતા છે, તે સમજાય એવું છે.

તેમાં પણ જેણે જીવનનાં ઘણાં વર્ષો શાસ્ત્રોનાં મંથનમાં ગાળ્યાં હોય, અનેકાનેક વિદ્વાનોનો સત્સંગ મેળવ્યો હોય, વિવિધ પ્રવાસો કરી પ્રાચીન ભંડારોમાંથી ગ્રંથો જોઈ એક બીજાની કડીઓ જોડી હોય અને ગુરુકૃપા તથા ઈશ્વરકૃપા વડે સશકત લેખનકળા પ્રાપ્ત કરી હોય, તેવા મનીષી વડે વ્યવસ્થિત અને પ્રામાણિક મંત્રવિષયક સાહિત્ય-સર્જન થાય તો જ સામાન્ય જિજ્ઞાસુઓની જિજ્ઞાસા પૂર્ણ થાય. આમ તો પુસ્તક-વ્યાપારને લક્ષ્યમાં રાખી મંત્ર-યંત્ર કે તંત્રને લગતી નાની-મોટી ઘણી ચોપડીઓ બજારમાં મળે છે, પણ તેથી કોઈ ઉત્તમમાર્ગ-દર્શન મળશે, એવી આશા રાખવી નિરર્થક છે. તેમજ શાસ્ત્રીય વિવેચનવાળા ગ્રંથો મુખ્યત્વે સંસ્કૃતમાં અને કેટલાક અંગ્રેજી ભાષામાં પણ લખાય છે, પરંતુ પ્રાંતીય ભાષામાં તો તેમનો અભાવ જ કહેવાય. તે બધું જાણી જોઈને જ **શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહે** ગુજરાતી ભાષામાં મંત્રવિષયક ઉત્તમ સાહિત્ય-સર્જન આદર્યું છે. તે માટે ગુજરાતની પ્રજા તેમની ઋણી રહેશે.

## શતાવધાની પં. શ્રી ધીરજલાલભાઈ

સુદીર્ઘકાળથી શબ્દબ્રહ્મની નૈષ્ઠિક ઉપાસનામાં તત્પર આદરણીય શતાવધાની, ગણિતદિનમણિ પં. શ્રી ધીરજલાલભાઈ પોતે બહુશ્રુત, બહુદૃષ્ટ અને બહુપઠિત છે, એટલે તેઓ સાહિત્યકારના વાસ્તવિક બિરુદને પાત્ર છે. સાહિત્યકારની પરિભાષા મારી દૃષ્ટિમાં આ રીતે છે.—

श्रुतं बुधेभ्यः पठितं गुरुभ्यः समीक्षितं नेत्रयुगेन येन।
स्नातं त्रिवेण्यामथ येन चास्यां, साहित्यकारः स हि सत्यमेव ॥

આ રીતે તેઓ સાચા સાહિત્યકાર છે. શ્રી ધીરજલાલભાઈએ આજ સુધી વિવિધ વિષયો પર સંખ્યાબંધ ગ્રંથો લખ્યા છે અને તેમાં કેટલાક તો અસાધારણ પ્રતિભાના કારણે સર્વમાન્ય ગ્રંથોની શ્રેણીમાં પહોંચી લૌકિક ભવ્ય સન્માનને પણ વર્યા છે. આજે તેઓ પોતાની ઉત્તમ કૃતિઓ, શ્રેષ્ઠ કાર્યકલાપો અને શંસનીય ધર્મ-

સમાજસેવાના માધ્યમથી 'જ્ઞાનગુરુ રૂપે જનજનના હૃદયમાં વિરાજે છે' એમ કહું તોય અત્યુક્તિ નહિ ગણાય.

## 'મંત્રવિજ્ઞાન' અને 'મંત્રચિંતામણિ'

મંત્રવિષયક સાહિત્યસર્જનમાં શ્રી ધીરજલાલભાઈની કલમ વડે લખાયેલા ઉપર્યુક્ત બે ગ્રંથો એમની કૃતિઓમાં અનેરી ભાત પાડે છે. પહેલો ગ્રંથ મંત્રવિજ્ઞાન છે, તેમાં 'મંત્રવિદ્યા' એ વૈજ્ઞાનિક વિદ્યા છે અને વૈજ્ઞાનિક પદ્ધતિથી જ તેનું આલંબન લેવું જોઈએ, તેને સ્પષ્ટપણે સમજાવવા માટે અનેક મુદ્રિત–અમુદ્રિત ગ્રંથોના આધારે પ્રમાણ–પુરસ્સર લગભગ સાડાત્રણસો પાનામાં સાધકો માટે વ્યવસ્થિત સામગ્રી પીરસી છે. સામાન્યપણે ઉપાસનામાર્ગમાં પ્રવેશ ઇચ્છનારને જે જે શંકાઓ નિરાશ બનાવે છે, તેનું સચોટ સમાધાન આમાં આવી ગયું છે. વળી ઉપયોગી મંત્રોનો સંગ્રહ અને પરિશિષ્ટમાં જુદા જુદા વિદ્વાનો વડે લખાયેલા પાંચ લેખો તેમાં સંઘરાયેલા છે. પ્રસ્તાવનાલેખક શ્રી **શાંતિકુમાર જ. ભટ્ટ** એમ. એ. એલ્‌એલ્. બી., સાહિત્યરત્નની આ પંક્તિઓ ખરેખર સાચી છે કે—

"ગુજરાતી ભાષામાં મંત્રવિજ્ઞાન પર એકેય અદ્યતન અને આધારભૂત પુસ્તક નહોતું, ત્યારે શ્રી ધીરજલાલ ટોકરશી શાહે આ પુસ્તક લખી આવા પ્રકારનાં સાહિત્યમાં એક સૌથી પ્રાણવાન ઉમેરો કર્યો છે." (મંત્રવિજ્ઞાન–પુસ્તક પૃ. ૧૭)

તેમ જ 'મંત્રચિંતામણિ' નામે બીજા ગ્રંથમાં સુશિક્ષિત વર્ગના મસ્તિષ્કમાં મંત્ર–તંત્ર પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થયા પછી મંત્ર–વિષયરૂપ મહાર્ણવમાંથી કેટલાંક રત્નો વીણી મંત્રવિદ્યા અંગે પ્રમાણભૂત માહિતી આપતાં 'ૐકાર' અને 'ૐકારની ઉપાસના'નો વિસ્તૃત વિધિ દર્શાવ્યો છે. ત્રણ ખંડોમાં લખાયેલ આ ગ્રંથના છેલ્લા

ખંડમાં 'મંત્રો અને મંત્રપ્રયોગો'—જે દૈનિક જીવન માટે ઘણા ઉપયોગી હતા—તેને રજૂ કર્યા છે.

અત્યંત સરળ ભાષા, દૃષ્ટાંત, બોધકથા અને ઉદાહરણોથી રસપ્રદ શૈલીમાં લખાયેલા આ ગ્રંથની પ્રસ્તાવનામાં **ડૉ. ચંદ્રશેખર ગો. ઠક્કર** ડી. એસ્. સી. (એ) ડી. એ. એસ્. એફ, આયુર્વેદાચાર્ય પોતાના અભિપ્રાયમાં કહે છે કે—

"આ ગ્રંથ લખી શ્રી ધીરજલાલભાઈએ એક મોટી સેવા બજાવી છે અને મંત્ર બાબત નિખાલસ, સરળ, સ્પષ્ટ અને સચોટ માર્ગદર્શન આપ્યું છે. આની પૂર્વે 'મંત્રવિજ્ઞાન' 'નમસ્કાર–મંત્રસિદ્ધિ' આદિ ગ્રંથોથી આરંભેલી આ લેખનયાત્રા 'મંત્રચિંતામણિ'માં વધુ પરિપક્વ, વધુ પુષ્ટ અને વધુ પીઢ બની છે.

(મંત્રચિંતામણિ–પુસ્તક પૃ. ૧૮)

જો કે ઉપરના બંને ગ્રંથોમાં ઘણું સાહિત્ય આવી ગયું છે, છતાં જેનો સમાવેશ થઈ શકયો નથી, એવી કેટલીક ઉપયોગી સામગ્રી, કેટલાક ઉપયોગી યંત્રો તથા તંત્રપ્રયોગો સાથે મંત્રશાસ્ત્રની મર્યાદા મુજબ અગત્યનું સાહિત્ય પ્રસ્તુત **'મંત્રદિવાકર'** માં અપાયું છે.

## 'મંત્રદિવાકર'નું વૈશિષ્ટ્ય :

'સૌંદર્યલહરી'ના મહાન ટીકાકાર શ્રી લક્ષ્મીધરાચાર્યે એક સ્થળે લખ્યું છે કે—મંત્ર અને તેનો વિધિ દીક્ષા વગર અપાય નહિ, પણ જે લોકો શ્રદ્ધાપૂર્વક મારા ગ્રંથને હૃદયંગમ કરશે તેઓ મારા લખાણના માધ્યમથી જ દીક્ષિત થશે અને હું તેમનો ગુરુ થઈશ. એટલે દીક્ષા ન મેળવ્યા છતાં તેઓને મંત્રસિદ્ધિ મળશે. કેમ કે મેં આ ગ્રંથમાં બધું નિશ્ચળ ભાવે લખ્યું છે.' આ રીતે શ્રી ધીરજલાલભાઈએ પણ મંત્રવિષયક પોતાના ગ્રંથોમાં બધું નિષ્કપટભાવે લખ્યું

છે. તેથી તેઓ 'ગુરુ' સ્થાને છે. મંત્રદિવાકરમાં મંત્ર, યંત્ર, તંત્ર, કલ્પ અને વૈદિક, જૈનાગમકથિત સુપ્રસિદ્ધ સિદ્ધ પ્રયોગો અપાયા છે. અને અનેક શાસ્ત્રોના આધારે તેનું વિધાન રજૂ થયું છે. સાધનાની ઉત્કંઠા ધરાવનારને મારી વિનંતિ છે કે જો તેને ઉત્તમ ગુરુ ન જ મળે તો આ ત્રણે ગ્રંથો અને ગ્રંથકારને જ ગુરુ માની શ્રદ્ધાપૂર્વક સાધનામાં પ્રવૃત્ત થાય, તેને સિદ્ધિ અવશ્ય મળશે. એક રીતે આ ત્રણ ગ્રંથો એકબીજાના પૂરક છે, છતાં દરેક સ્વયં સ્વયંમાં પૂર્ણ તો છે જ.

## અભિવંદન અને અભિનંદન

સાહિત્યવારિધિ, વિદ્યાભૂષણ, ગણિતદિનમણિ શતાવધાની પં. શ્રી ધીરજલાલભાઈની નવીનતમ કૃતિ 'મંત્રદિવાકર' પાઠકોના કર-કમળમાં છે. મંત્રશાસ્ત્રના ઊંડા અભ્યાસી, મહાન લેખક, માતા પદ્માવતીના અનન્ય ઉપાસક તથા વિવિધવિદ્યાનિષ્ણાત શ્રી ધીરજ-લાલભાઈના સાહચર્યમાં હું છેલ્લા સત્તાવીશ વર્ષથી છું અને મંત્રશાસ્ત્રમાં મારા કુલપરંપરાગત સંસ્કારો હોવા છતાં એમના સંપર્કથી જ તે અંકુરિત અને પલ્લવિત થયા છે. મારા પ્રત્યે સહજ વાત્સલ્ય અને અનુગ્રહ હોવાને લીધે આ ગ્રંથ ઉપર કાંઈક પ્રસ્તાવના રૂપે લખવાની જે આજ્ઞા એમની થઈ, તેને શિરોધાર્ય રાખી હું લખવા પ્રવૃત્ત થયો. એમના સાહિત્યિક સંબંધથી અને વિદ્યાવૃદ્ધ–વયોવૃદ્ધતાથી હું ઘણું શીખ્યો છું. એટલે મારો આ પ્રયાસ માત્ર 'ઉદ્બાહુરિવ વામનઃ'ની કોટિનો છે. પણ 'વાણીનો જન્મ તો ત્યારે જ સફળ થાય છે, જ્યારે અદ્ભુત ગુણશાળી વ્યક્તિત્વનું પ્રશંસન થાય.' તેથી આવા ઉત્તમોત્તમ ગ્રંથની રચના કરવા માટે હું એમને અભિવંદન કરું છું તથા શતશત અભિનંદન આપું છું. જગદંબા એમની કૃતિઓને યશસ્વી બનાવે અને એમને દીર્ઘાયુષ્યપૂર્વક નૈરોગ્ય આપે.

ડૉ. રુદ્રદેવ ત્રિપાઠી

# વિષયાનુક્રમ

## પહેલો ખંડ

### સાધના-પ્રબોધ

પૃષ્ઠક્રમ:



## બીજો ખંડ

### પ્રયોગ-વિવરણ

## ત્રીજો ખંડ

### મંત્ર–યંત્ર–કલ્પસંગ્રહ

# મંત્ર દિવાકર

પહેલો ખંડ

## સાધન-પ્રબોધ



[ ૧ ]

# મંગલ પ્રસ્થાન

'મંત્ર એક સબળ સાધન છે' એવો સંસ્કાર તો અમારા મન ઉપર નાનપણથી જ પડયો હતો અને તે પ્રસંગોપાત્ત દૃઢ થતો ગયો હતો. વિદ્યાર્થી અવસ્થામાં અમે અમારી ધાર્મિક–સાંપ્રદાયિક માન્યતા અનુસાર એક મંત્ર તથા એક સ્તોત્રનો શ્રદ્ધાપૂર્વક નિત્યપાઠ કરતા હતા. આગળ જતાં તેના કેટલાક ચમત્કારો અનુભવમાં આવ્યા અને મંત્રવિદ્યાએ અમારા હૃદયમાં ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યું.

પરંતુ મંત્રવિષયક ખાસ સાહિત્ય તો છેલ્લા બે દશકામાં જ અમારા હાથમાં આવ્યું. તેમાં સંસ્કૃત અને હિંદી ગ્રંથો વધારે હતા. અંગ્રેજી અને ગુજરાતી ગ્રંથો થોડા હતા. આ સાહિત્ય અમે યથાશકિત વાંચ્યું–વિચાર્યું. એવામાં યોગાનુયોગથી અમને કેટલાક માંત્રિકોનો પરિચય થયો, તેમણે મંત્રવિષયક અમારો રસ વિશેષ પ્રમાણમાં જાગૃત કરી દીધો.

પછી તો નિત્ય-નિયમિત મંત્રોપાસના કરવા માંડી. તેમાં અમારું ચિત્ત બરાબર ચોંટયું અને તેનો પ્રભાવ માત્ર અમારા વ્યક્તિત્વ પર જ નહિ, પણ સમસ્ત જીવન વ્યવહાર પર પડવા લાગ્યો. શાંતિ-તુષ્ટિ-પુષ્ટિનો સાચો મર્મ અમને આ વખતે સમજાયો.

તે પછી વિચાર કરતાં એમ લાગ્યું કે મંત્ર જેવા અતિ મહત્ત્વના વિષય પર ગુજરાતી ભાષામાં જોઈએ તેવું અને તેટલું સાહિત્ય નથી. વળી જે સાહિત્ય મંત્ર-યંત્ર-તંત્રને નામે બહાર પડયું છે, તેમાંનો કેટલોક ભાગ તો એવો છે કે જે મંત્ર-યંત્ર-તંત્ર પરની શ્રદ્ધા વધારવાને બદલે ઉલટી ઘટાડે. પરિણામે મંત્રવિષયક પ્રમાણભૂત સાહિત્યનું સર્જન-પ્રકાશન કરવાનો નિર્ણય કર્યો અને શુભ દિવસે-શુભ મુહૂર્તે મંગલ પ્રસ્થાન આદર્યું.

તે વખતે કેટલાક ચેતવણીના સૂરો સંભળાયા: 'સાહસ થાય છે, ફસાઈ જશો, ઉતાવળ કરશો નહિ, જરા ગુજરાતની પ્રજાની અભિરુચિ તરફ તો નજર નાખો! તે ગરમાગરમ ભજિયા ખાનારી છે, પણ મીઠાઈને અડતી નથી.' તાત્પર્ય કે તેને હળવા મનોરંજનનું સાહિત્ય ગમે છે, પણ ધાર્મિક-આધ્યાત્મિક સાહિત્ય પ્રત્યે ખાસ અભિરુચિ નથી. તેમાં વળી મંત્ર જેવો ગૂઢ વિષય અને તે અમુક આદર્શ સાચવીને રજૂ કરવાનો! તેનો સત્કાર તે કઈ રીતે કરશે?

અમે કહ્યું : ‘સાહસ થતું હોય તો સાહસ કરવું છે. પરિણામ જોયું જશે. પરંતુ અમને એટલી ખાતરી છે કે જેણે એક વાર મીઠાઇનો સ્વાદ ચાખ્યો છે, તે મીઠાઈ ખાધા વિના રહેશે નહિ. એટલે કે જેમને ધાર્મિક-આધ્યાત્મિક સાહિત્ય પરત્વે અભિરુચિ છે અને જેઓ મંત્રવિદ્યાનો સાચો મર્મ જાણવા ઇચ્છે છે, તેઓ તો આ સાહિત્ય વાંચશે જ વાંચશે. બાકી આ વિષય અમારી આંતરીક શ્રદ્ધાનો છે; અને અમે તેને સમર્પિત છીએ, એટલે તેનો વ્યવસાયની દૃષ્ટિએ વિચાર કરવાનો રહેતો નથી. સાથે એ પણ જાણી લો કે સામાન્ય લોકોની અભિ-રુચિનો પ્રશ્ન તો અમારી સામે ત્રીશ વર્ષથી આવ્યો છે, છતાં અમે અમારા આદર્શ પ્રમાણે સાહિત્યસર્જન કરતા રહ્યા છીએ અને તેથી અમારા યોગ–ક્ષેમને કોઈ હરકત પહોંચી નથી. આંતરિક શ્રદ્ધા દૃઢ હોય તો ધાર્યું પરિણામ જરૂર આવે છે, પણ તે માટે સમયની કેટલીક પ્રતીક્ષા અવશ્ય કરવી પડે છે.’

મિત્રોના મનનું સમાધાન થયું અને કામ આગળ ચાલ્યું. સર્જનના માર્ગમાં કેટલીક મુશ્કેલીઓ હતી, પણ તે ધૈર્ય રાખીને વટાવી ગયા અને ટૂંક સમયમાં જ ‘**મંત્રવિજ્ઞાન**’ જિજ્ઞાસુજનોના કરકમલમાં મૂક્યું. તે ઘણા પરિશ્રમપૂર્વક તૈયાર થયેલું હતું અને તેને પોતાની વિશેષતા હતી, એટલે જિજ્ઞાસુજનોએ તેનો સુંદર સત્કાર કર્યો અને વિદ્વાનો તથા પત્રકારોએ પણ તેને ઉર્મિભર્યો આવકાર આપ્યો.

સુશિક્ષિત વર્ગ કે જે સામાન્ય રીતે આવા સાહિત્ય તરફ શંકાની નજરે જુએ છે, તેણે પણ આ ગ્રંથના પૃષ્ઠો ઉથલાવ્યાં અને છેવટે ઉદ્ગાર કાઢયા : ' ઘણો પ્રમાણભૂત ! ઘણો સુંદર ! '

ચાલીએ તો ચલાય છે અને પંથ કપાય છે. એમ કરતાં ગંતવ્યસ્થાને પહોંચી જવાય છે. પણ પહેલેથી જ શંકા કરીએ કે ચલાશે કે કેમ ? કેટલું ચલાશે ? કયારે ચલાશે ? તો પગ મંડાતો નથી અને પ્રસ્થાન થતું નથી. આવી બાબતમાં તો મનુષ્યની આંતરિક શ્રદ્ધા જ કામ કરે છે અને બાકીનું કુદરત સંભાળી લે છે. અમે તો રોજ માની× છાયામાં બેસતા હતા અને તેનો કેટલીક અનુગ્રહ પણ પ્રાપ્ત કરી ચૂકયા હતા, એટલે આવી બાબતોની ચિંતા શા માટે કરીએ ?

અમને વધારે આનંદ તો એટલા માટે થયો કે ' મંત્ર એ કોઈ ભેજાંબાજોનો તુકકો નથી, પણ ભારતના ઋષિમહર્ષિઓની આધ્યાત્મિક સાધનામાંથી પ્રકટેલું ઉચ્ચ કોટિનું વિજ્ઞાન છે. ' એ હકીકતનો સ્વીકાર થયો ' અને તે માનવના ઉત્કર્ષ–અભ્યુદયમાં ઘણો ફાળો આપી શકે છે ' એ વસ્તુ પ્રકાશમાં આવી. પછી તો ઘણા મુમુક્ષુઓ મળવા લાગ્યા અને કેટલાક તનદુઃખિયા, મનદુઃખિયા તથા ધનદુઃખિયાઓએ અમારી મુલાકાત લીધી. તેમાં જે કંઈ કહેવા જેવું હતું, તે કહ્યું; અને અમારી સૂઝ–સમજ પ્રમાણે કેટલુંક માર્ગદર્શન પણ આપ્યું.

---

× શ્રીપદ્માવતી માતાની.

અમને કહેતાં આનંદ થાય છે કે આજે મંત્રવિજ્ઞાનની બીજી આવૃત્તિ ચાલી રહી છે અને તે માટે અનેક ધન્યવાદ-પત્રો મળેલા છે.

મંત્રવિજ્ઞાનનાં છેલ્લાં પ્રકરણો લખતાં હતાં, ત્યારે એકાએક વિચાર આવ્યો : 'હવે પછી શું ?' અને થોડી જ વારે '**મંત્રચિંતામણિ**' એ છ અક્ષરો અમારા કલ્પનાપ્રદેશમાં ઝબકી ગયા. પછી તેમાં કેવી સામગ્રી આપવી ? તેનો નિર્ણય થયો અને તેની રીતસરની જાહેરાત કરવામાં આવી. તે પછી માત્ર છ-સાત માસનાં ગાળામાં જ તેનું પ્રકાશન થયું. ×

કેટલાકને એમ લાગે છે કે અમુક અક્ષરોના સંયોજનરૂપ મંત્ર ચિંતામણિરત્નનું કામ શી રીતે કરે ? પણ અનુભવે બતાવી આપ્યું છે કે મંત્ર એ ખરેખર ચિંતામણિરત્ન છે અને તે સાધકના સર્વ મનોરથો પૂરા કરે છે.

અકબર બાદશાહે મેવાડ પર ચડાઈ કરી, મેવાડનું રાજ્ય જિતી લીધું અને મહારાણા પ્રતાપને જંગલોનો આશ્રય લેવો પડ્યો. ત્યાં તેઓ વિષમ સ્થિતિમાં દિવસો પસાર કરતા હતા અને ખૂબ ચિંતામગ્ન હતા. એવામાં તેમને એક ત્યાગી તપસ્વી જૈન સાધુનો ભેટો થયો. મહારાણા ઉપર તેમની બહુ ઊંડી છાપ પડી, એટલે તેમને પ્રણામ કરીને પૂછ્યું : 'મહારાજ ! મારા મનનો મનોરથ ફળે એવો કોઈ ઉપાય છે ?

---

× આજે આ ગ્રંથ અપ્રાપ્ય બન્યો છે.

સાધુ મહાત્મા તેમના મનનો ભાવ સમજી ગયા. તેમણે કહ્યું : 'રાજન્ ! મંત્રારાધન એક એવી વસ્તુ છે કે જેનાથી મનુષ્યના સર્વ મનોરથો ફળે છે.'

'તો કૃપા કરીને મને એવો કોઈ મંત્ર આપો કે જેનું આરાધન કરવાથી મારા મનનો મનોરથ તરત જ ફળે.' મહારાણાએ સાધુમહાત્માને વિનયપૂર્વક પ્રાર્થના કરી.

એટલે તે સાધુ મહાત્માએ તેમને શ્રી પાર્શ્વનાથ ભગવાનનો એક મંત્ર આપ્યો અને તે શ્રીપદ્માવતી-યુક્ત શ્રી પાર્શ્વનાથની મૂર્તિ સામે બેસીને જપવાનું કહ્યું. તે અંગે બીજું પણ જે કંઈ વિધિ-વિધાન કરવાનું હતું, તેની સમજ આપી.

તે પરથી મહારાણા પ્રતાપ શ્રી નાગફણા પાર્શ્વનાથના તીર્થમાં ગયા કે જે મેવાડના ડુંગરાળ પ્રદેશમાં આવેલું છે અને જ્યાં પદ્માવતીયુક્ત શ્રી પાર્શ્વનાથ ભગવાનની સુંદર મૂર્તિ બિરાજે છે. ત્યાં મહારાણાએ અનન્ય ભાવે મંત્રની આરાધના કરી અને તે આરાધના પૂર્ણ થતાં જ તેનો પ્રબળ પડઘો ભામાશાહના હૃદયમાં પડયો. તેમની પાસે અઢળક ધન હતું, તે બધું તેમણે મહારાણાને સમર્પણ કરી દીધું અને 'આ ધનથી તમે મેવાડનો પુનરુદ્ધાર કરો' એવી વિનંતિ કરી.

મહારાણા પ્રતાપે એ ધનના બળથી લશ્કર એકઠું

કરી પોતાનું ગયેલું રાજ્ય પાછું મેળવી લીધું અને ઉદયપુરનાં જૈન મંદિરોમાં ભવ્ય ઉત્સવ કર્યો.

'મારું ગયેલું રાજ્ય પાછું મળે' એ એમના મનનો મનોરથ હતો અને તે આ રીતે ફલીભૂત થયો હતો.×

હવે મંત્રને ચિંતામણિરત્ન ગણુશો કે નહિ? દૃષ્ટાંતો તો અનેક આપી શકાય એમ છે, પણ ગ્રંથગૌરવના ભયથી અહીં તે રજૂ કરતાં નથી.

ૐકાર અને હ્રીંકાર મંત્રવિદ્યાના મેરુ છે, તેથી અમે ઉક્ત ગ્રંથમાં તેમનું સ્વરૂપ વિસ્તારથી પ્રકાશ્યું છે અને તેમનો ઉપાસનાવિધિ પણ વિગતથી દર્શાવ્યો છે. ૐકાર અને હ્રીંકારને લગતા ઘણાખરા કલ્પોનો સાર એમાં આવી જાય છે, એમ કહીએ તો અત્યુક્તિ નથી.

વિશેષમાં એ ગ્રંથમાં કેટલાક પ્રસિદ્ધ મંત્રના પ્રયોગો કેવી રીતે થાય છે? અને તેનાં કેવાં પરિણામો આવે છે? તે પણ ચૌદ પ્રકરણોનાં ચિત્રણ દ્વારા રજૂ કર્યું છે. એકંદર 'મંત્રચિંતામણિ' નામનું સાર્થક્ય થાય, એવી ઘણી સામગ્રી આ ગ્રંથમાં અપાઇ છે અને તેથી જ તે હજાર હાથમાં પહોંચી હર્ષભેર વંચાતો થઈ ગયો છે. આને અમે અમારા પ્રયાસની કિંચિત્ સફલતા લેખીએ, તો તેમાં કંઈ અનુચિત ખરું?

---

× આ ઘટનાને અનુલક્ષીને અમે 'શ્રી પાર્શ્વપ્રભાવ' નામની એકાંકી નાટિકા તૈયાર કરેલી છે, જે તા. ૧૦–૩–૭૪ના રોજ મુંબઈ–પાટકર હોલમાં ભજવાયેલી છે.

કેટલુંક કામ એકથી બને છે, કેટલુંક બેથી બને છે, તો કેટલુંક કામ ત્રણથી બને છે. લોકવ્યવહારમાં તેને 'ત્રિપુટી' કહેવામાં આવે છે. દેવની ત્રિપુટી છે– બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ. દેવીઓની–મહાદેવીઓની ત્રિપુટી છે–સરસ્વતી, લક્ષ્મી અને દુર્ગા (પાર્વતી). ગુણની ત્રિપુટી છે–સત્ત્વ, રજસ અને તમ. તથા ભાવની ત્રિપુટી છે– પશુભાવ, વીરભાવ અને દિવ્યભાવ. સંખ્યામાં પણ કોણ જાણે કેમ, જ્યારે આપણે—

એક – બે – ત્રણ

एक – दो – तीन

One–Two–Three

— બોલીએ છીએ, ત્યારે જ સંતોષ થાય છે.

ત્રિપુટીનો આ મહિમા અમારા સાહિત્યસર્જનમાં પણ ઉતર્યો છે. પ્રથમ '**ગણિત-ચમત્કાર**' લખાયું, પછી '**ગણિત-રહસ્ય**' ની રજૂઆત થઈ અને છેવટે '**ગણિત-સિદ્ધિ**' નું સર્જન કરીને સંતોષ માન્યો.

મંત્રવિષયક સાહિત્યમાં પણ આ જ સ્થિતિ છે. '**મંત્રવિજ્ઞાન**' ના સમયે 'મંત્રચિંતામણિ' ની સ્ફુરણા થઈ અને '**મંત્રચિંતામણિ**' ના સર્જન સમયે '**મંત્રદિવાકર**' ની સ્ફુરણા થઈ. તે પછી આ શ્રેણીમાં

કોઈ નવો ગ્રંથ રજૂ કરવાનો નથી, એટલે તેનો વ્યૂહ ત્રિપક્ષી છે અને તે અમે પૂર્ણ કરવાનો નિષ્ઠાભર્યો પ્રયાસ કર્યો છે.

મંત્રશક્તિનો પ્રકાશ થતાં જ દુઃખ અને દરિદ્રતારૂપી અંધકારનો નાશ થાય છે, વિવિધ ભયોરૂપી ઘૂવડો પોતાનું મ્હોં છૂપાવવા લાગે છે અને સૌભાગ્યરૂપી સરોજસમૂહ ખીલી ઉઠે છે, તેથી '**મંત્રદિવાકર**' એ નામ સાર્થક નથી શું ?

જેમ દિવાકરનો પ્રકાશ ચરાચર સૃષ્ટિ પર પડે છે અને તેને નવું જીવન પ્રદાન કરે છે, તેમ મંત્રશક્તિનો પ્રભાવ ચરાચર સૃષ્ટિ પર પડે છે અને ત્યાં અચિંત્ય-અદ્ભુત કાર્યો કરી બતાવે છે. તેથી જ અમે મંત્રદિવાકરને વારંવાર પ્રણામ કરીએ છીએ અને તેનો મંગલમય મહિમા પ્રકટ કરવાને ઉદ્યત થયા છીએ; પરંતુ દિવાકરનો મહિમા જેમ સહસ્રનામ વડે પ્રકાશવા છતાં પૂર્ણતાને પામતો નથી, તેવું કદાચ આમાં પણ બને. કેટલા મંત્રો ! કેટલી ઉપાસનાઓ ! કેટલા સંપ્રદાયો ! એ બધાને પૂરો ન્યાય આપવો હોય તો હજાર વર્ષનું આયુષ્ય જોઈએ અને હજાર હાથે લખવું જોઈએ ! તંત્રકારોએ તાર સ્વરે કહ્યું છે કે 'મંત્રોની સંખ્યા સપ્તકોટી એટલે સાતક્રોડની છે.' એ કથન ધ્યાનમાં લેતાં અમારા ઉપર્યુક્ત વિધાનમાં અતિશયોક્તિ નહિ જ લાગે.

મંત્રવિદ્યાનો પાર કોણ પામ્યું છે? અને કોણ પામશે? પરંતુ એ પાર પામવાનો પ્રયત્ન જ શામાટે કરવો? તેના કરતાં તેમાંથી સારભૂત વસ્તુઓ ગ્રહણ કરીને તેનો આપણા જીવનના ઉત્કર્ષ—અભ્યુદય માટે ઉપયોગ કરવો એ વધારે હિતાવહ છે.

આ દૃષ્ટિ અમારી સન્મુખ રાખીને જ અમે ત્રણેય ગ્રંથોમાં—ખાસ કરીને આ ગ્રંથમાં સારભૂત સામગ્રી આપવાનો પ્રયત્ન કર્યો છે અને તે આ વિષયમાં રસ ધરાવનાર સહુ કોઈને ઉપયોગી થઈ પડશે, એમ અમારું માનવું છે.

હવે થોડું ગ્રંથના સ્વરૂપ પરત્વે. તેમાં પણ ત્રિપુટીનો મહિમા ઉતર્યો છે, એટલે કે તેને ત્રણ ખંડમાં વિભક્ત કરવામાં આવ્યો છે. તેમાં પ્રથમ '**સાધન-પ્રબોધ**' નામના ખંડમાં મંત્રના અલૌકિક પ્રભાવનું વર્ણન કરીને તેની સાધનામાં ઉપયોગી થાય, એવી ઘણી માહિતી આપી છે તથા કેટલીક પ્રક્રિયાઓનું વિશદ વર્ણન કર્યું છે કે જે અન્યત્ર મળવું મુશ્કેલ છે. ઉપરાંત દેવતાઓ અંગે સાધકના મનમાં કોઈ શંકા હોય તો તેનું નિવારણ કરવાનો ખાસ પ્રકરણ દ્વારા પ્રયત્ન કરાયો છે અને તેમના પૂજન-અર્ચન અંગે પણ જાણવા જેવું ઘણું રજૂ કરાયું છે.

બીજા '**પ્રયોગ-વિવરણ**' ખંડમાં એવા મંત્ર-પ્રયોગોનું વિવરણ કરવામાં આવ્યું છે, જે થોડા શ્રમે

સિદ્ધ થઈ શકે અને જેનું પરિણામ ઘણું સુંદર આવી શકે. જીવનની જુદી જુદી ભૂમિકા પર રહેલા તથા જુદી જુદી પરિસ્થિતિવાળા ભાઈ–બહેનોને તેનાથી ઘણો લાભ થવાનો સંભવ છે.

ત્રીજા '**મંત્ર–યંત્ર–કલ્પ–સંગ્રહ**' ખંડમાં અનેક મંત્રો, યંત્રો તથા ઉપયોગી કલ્પોનો સંગ્રહ અપાયો છે કે જેની કેટલાક જિજ્ઞાસુઓ દિવસોથી રાહ જોઈ રહ્યા હતા. તેમને તો આ સંગ્રહ આનંદ આપશે જ, પણ આ વિષયમાં રસ ધરાવનાર સહુ કોઈને આનંદ આપશે, એમ અમે ખાતરીથી માનીએ છીએ.

અહીં એ જણાવી દેવું જોઇએ કે સામાન્ય મનુષ્યોએ તો પોતાની ઉન્નતિ માટે શાંતિ–તુષ્ટિ–પુષ્ટિને લગતા મંત્રોનું જ આરાધન કરવું જોઈએ, જેથી પોતાને લાભ થાય અને બીજાઓને પણ લાભ પહોંચાડી શકાય.

સ્તંભન, આકર્ષણ, મોહન તથા વશીકરણના પ્રયોગો કેટલાક અંશે ઉપયોગી છે, પણ તે અધિકાર માગે છે, એટલે અહીં તેને જરૂર જેટલો જ સ્પર્શ કરવામાં આવ્યો છે. બાકી વિદ્વેષણ, ઉચ્ચાટન, મારણની ક્રિયાઓ મંત્રસાધ્ય હોવા છતાં સામાન્ય મનુષ્યોએ તેમાં માથું મારવા જેવું નથી. તેમાંથી સામાને ચોટ પહોંચે કે ન પહોંચે, પણ પોતાને તો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ચોટ અવશ્ય પહોંચે છે, જે કોઈ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી; એટલે અમે એ વસ્તુથી દૂર રહ્યા છીએ.

એકંદર આ ગ્રંથ બને તેટલો ઉપયોગી થાય અને સાદ્યંત સુવાચ્ય રહે, તે માટે અમે બનતી કાળજી રાખી છે અને પૂર્વેના બે ગ્રંથો કે જે અતિ પરિશ્રમનું ફળ હતું, તેના કરતાં પણ આ ગ્રંથની રચનામાં અધિક પરિશ્રમ કર્યો છે. પાઠકો તેમાંની સારભૂત સામગ્રીનો સ્વ-પર-હિતાર્થે ઉપયોગ કરે, તેને જ અમારા આ અત્યધિક પરિશ્રમની સાર્થકતા સમજીશું.

સહુ સુખી થાઓ.
સહુનું કલ્યાણ થાઓ.

[ ૨ ]

## મંત્રનો અલૌકિક પ્રભાવ

મંત્રનો પ્રભાવ અચિંત્ય છે, અલૌકિક છે, એની કેટલીક પ્રતીતિ અમે પૂર્વગ્રંથોમાં કરાવી છે અને વિશેષ પ્રતીતિ હવે કરાવીએ છીએ. વાસ્તવમાં મંત્રના પ્રભાવ અંગે દૃઢ પ્રતીતિ થયા વિના મંત્રવિદ્યા અંગે વિશેષ જ્ઞાન મેળવવાની કે ક્રિયાશીલ બનવાની અભિરુચિ – અભિલાષા – તમન્ના પ્રકટતી નથી અને સમસ્ત જીવન મંત્રારાધના વિના એમ ને એમ પસાર થઇ જાય છે. આ પરિસ્થિતિનું નિવારણ કરવું, એ પ્રસ્તુત પ્રકરણના આલેખનનો હેતુ છે.

થોડા જ વખત પહેલાં અમે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું કે કેટલાક વૈજ્ઞાનિકોની એક ટુકડી દક્ષિણ અમેરિકાના એક જંગલી પ્રદેશમાં પ્રવાસ કરી રહી હતી, તેની સાથે ત્યાંના કેટલાક આદિવાસીઓ મજૂર તરીકે જોડાયા હતા અને ભોમિયાનું કામ પણ કરતા હતા.

એક વખત એ ટુકડીએ એક સ્થળે પડાવ નાખ્યા

પછી વરસાદ વરસવો શરૂ થયો અને તે એકધારો ચાલુ રહ્યો. બીજા દિવસે આગળ વધવાની યોજના હતી, પણ મેઘરાજા ખમૈયાં કરે તો ને! એ તો અવિરત ધારાએ વરસ્યે જ જતા હતા. આ જોઈને બે આદિવાસી મજુરોએ વૈજ્ઞાનિક ટુકડીના આગવાનને કહ્યું : 'સાહેબ! આ તો જંગલનો વરસાદ છે. વરસવા માંડે તો દિવસો સુધી વરસ્યા જ કરે. પણ તમે કહેતા હો તો મંત્ર ભણીને તેને બંધ કરી દઈએ.'

પ્રથમ તો વૈજ્ઞાનિક ટુકડીના નાયકને આ શબ્દો સાંભળીને હસવું આવ્યું. 'શું મંત્ર ભણવાથી આવો જોર-દાર વરસાદ બંધ કરી શકાય ખરો?' પણ પછી વિચાર આવ્યો કે 'આ લોકો શું કરે છે? તે જોવા તો દે.' અને તેણે કહ્યું : 'જો એમ થતું હોય તો ખુશીથી કરો, કારણ કે આપણે આગળ વધવું છે.'

એટલે પેલા બે આદિવાસીઓ પાસેના એક ઝુંપડામાં ગયા, થોડી વારે તેમાંથી ધૂમાડો નીકળ્યો અને ત્યાર પછી અર્ધા કલાકમાં જ વરસાદ વરસતો બંધ થઈ ગયો. વૈજ્ઞાનિકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પેલા બે આદિ-વાસીઓ પડાવ પર પાછા ફરતાં જ તેમણે પૂછ્યું કે 'તમે ખરેખર શું કર્યું? તે અમને કહો.'

પેલાઓએ કહ્યું : 'સાહેબ! અમે કબૂતરનાં પીછાં સળગાવીને મંત્રજપ કર્યો અને હવે આ વરસાદને બંધ

કરી દેવાની પ્રાર્થના કરી, એટલે દેવે આ વરસાદ બંધ કરી દીધો. જ્યારે જરૂર પડે છે, ત્યારે અમે આ પ્રમાણે કરીએ છીએ. અમને આ મંત્રમાં પૂરેપૂરી શ્રદ્ધા છે.'

આ શબ્દો સાંભળતાં જ વૈજ્ઞાનિક ટુકડીઓના આગેવાને કહ્યું : ' Realy there is great mistery in this world !–ખરેખર ! આ દુનિયામાં મહાન રહસ્ય છૂપાયેલું છે.'

વરસાદ સંબંધી અમારા પોતાના અનુભવનો એક દાખલો અહીં રજૂ કરવાનું ઉચિત સમજીએ છીએ. સને ૧૯૬૩ની સાલમાં અમારા એક હિંદી ગ્રંથનું પ્રકાશન કલકત્તા ખાતે થયું. એ વખતે પ્રકાશિત થનાર ગ્રંથનું મહત્ત્વ સમજવામાં આવે તથા તેની નકલોની સારા પ્રમાણમાં નોંધણી થાય, તે માટે અમારા એક પ્રશંસક તરફથી રવિવારના દિવસે, બપોરના ત્રણ વાગે, સભા તથા પાર્ટી રાખવામાં આવી. આ સભાની સફલતા પર ત્યાર પછીની સભાઓનો આધાર હતો, પરંતુ સભાના દિવસે વહેલી સવારથી જ વરસાદ વરસવો શરૂ થયો અને તે બંધ રહે એવાં કોઈ ચિહ્નો જણાયાં નહિ. તેથી અમે મંત્રજપ કરી ભગવતી શ્રીપદ્માવતી દેવીનું સ્મરણ કર્યું અને તેને પ્રાર્થના કરી કે ' મા ! તું સહાય કર ! આજની સભા કોઈ પણ રીતે થવી જોઈએ.' અને ધ્યાનમાં તેમનાં હાથનાં વરદ મુદ્રાએ દર્શન થયાં, એટલે આજનું કાર્ય

જરૂર પાર પડશે, એવી અમારા હૃદયને પ્રતીતિ થઈ. પછી સમયની પ્રતીક્ષા કરવા લાગ્યા.

એમ કરતાં બપોરના ૨–૪૦ વાગ્યા કે અમારા આશ્ચર્ય વચ્ચે વરસાદ એકાએક બંધ થઈ ગયો અને સર્વે આમંત્રિતો એક પછી એક સભાસ્થાને આવી ગયા. સભાનો રંગ જામ્યો. તેમાં પ્રસંગોચિત પ્રવચનો થતાં ૭૦૦ નકલોની નોંધણી થઈ અને અમને ખૂબ જ સંતોષ થયો. ત્યાર પછી પાર્ટી શરૂ થઈ અને તે પૂર્ણ થતાં સહુ પોતપોતાના ઘરે સીધાવ્યા. તેઓ ઘરે પહોંચ્યા કે પાછો વરસાદ શરૂ થયો અને તે કલાકો સુધી ચાલુ રહ્યો.

ત્યાંના એક પ્રસિદ્ધ જ્યોતિષીએ આ સભામાં ભાગ લીધો હતો. તેને આ ઘટનાથી ખૂબ આશ્ચર્ય થયું. બીજા દિવસે તેણે અમારા સ્થાને આવી અમારી મુલાકાત લીધી. કેટલીક પ્રાસંગિક વાતો થયા પછી તેણે અમને કહ્યું કે 'ગઈ કાલની ઘટનામાં મને જરૂર ઊંડું રહસ્ય લાગે છે. સભા મળવાની વીશ મીનીટ પહેલાં વરસાદ બંધ થયો અને બધું કામ આટોપાયા પછી પાછો તે ચાલુ થયો. જો તમને વાંધો ન હોય તો આ બાબતમાં કંઈક ખુલાસો કરો.'

અમે કહ્યું : 'ભગવતી પદ્માવતી દેવી પર અમને પૂર્ણ શ્રદ્ધા છે. તેની કૃપાથી અમારું આદરેલું કોઈ કામ અધુરું રહેતું નથી. તે અમારા યોગ-ક્ષેમની રક્ષા કરે છે. ગઈ કાલ સવારનું વાતાવરણ જોઈને અમે તેના મંત્રની માળા ફેરવી

હતી અને છેવટે ભક્તિભર્યા હૈયે પ્રાર્થના કરી હતી કે 'મા ! તું સહાય કર.' એટલે તેણે આ રીતે સહાય કરી, એમ અમે માનીએ છીએ. આગળ પણ બે–ત્રણ વાર અમને આવો અનુભવ થયેલો છે.'

તેણે કહ્યું : 'આ વિષમ કાલમાં પણ આવું બની શકે છે, તેથી હું અત્યંત આશ્ચર્ય અનુભવું છું.'

અમે કહ્યું : 'એ તો જાગતી જ્યોત છે. જો અનન્ય મને તેની ઉપાસના કરીને, તેની કૃપાનું એક કિરણ મેળવીએ, તો આપણી જીંદગી સફળ થઈ જાય.'*

પછી તો મંત્રવાદના મહત્ત્વ વિષે અનેક પ્રકારની વાતો થઈ અને તેઓ હસતા મુખડે વિદાય થયા.

તાત્પર્ય કે મંત્ર ભણીને દેવને પ્રાર્થના કરતાં વરસાદનું બંધ થવું, એ અસંભવિત ઘટના નથી. ભારતીય મંત્ર-વિદ્યામાં મેઘનું આકર્ષણ તથા સ્તંભન કરવાના પ્રયોગો બતાવેલા છે.

સ્વામી રામતીર્થ પ્રણવમંત્રના અનન્ય ઉપાસક હતા અને લઘુ વયમાં જ અપૂર્વ આધ્યાત્મિક વિકાસ સાધી શકયા હતા. એક વાર તેઓ પોતાના કેટલાક ભક્તો સાથે હિમગિરિના એક શૃંગ તરફ જઈ રહ્યા હતા, ત્યારે એકાએક બરફનું તોફાન શરૂ થયું અને હિમશિલાઓ તૂટી પડશે, એમ લાગ્યું. ભક્તો ભયભીત બન્યા અને હાથ

---

* અમે 'શ્રી પાર્શ્વ–પદ્માવતી આરાધના' નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં શ્રી પદ્માવતીદેવી વિષે ઘણી માહિતી આપેલી છે.

જોડી કહેવા લાગ્યા : 'પ્રભો ! અમારું રક્ષણ કરો.' એ વખતે સ્વામી રામતીર્થે ૐકારના બુલંદ ઉચ્ચારણ સાથે કહ્યું : 'રુક જાઓ, રુક જાઓ, રુક જાઓ.'

આ શબ્દોની પાછળ પ્રણવમંત્રની પ્રચંડ શક્તિ કામ કરી રહી હતી, એટલે તે નિષ્ફળ કેમ જાય? તરત જ તોફાન બંધ થયું અને બધા સહીસલામત ગંતવ્યસ્થાને પહોંચી ગયા.

શ્રી હેમચંદ્રાચાર્યે મંત્રબળે અમાસના દિવસે પૂર્ણિમાના ચંદ્રનાં દર્શન કરાવ્યાં હતાં, એ હકીકત ઈતિહાસનાં પાને લખાયેલી છે.

શ્રીકાંતિમણિ ત્રિપાઠી નામના એક બ્રાહ્મણ વિદ્વાન વારાણસીમાં શાસ્ત્રાભ્યાસ તથા મંત્રાભ્યાસ કરીને પોતાના વતનમાં પાછા ફરતા હતા. તે અનુક્રમે ગર્ગનગર આવ્યા. ત્યારે ત્યાંનો રાજા ગારગદેવ રાજધાનીથી ચાર કોશ દૂર છાવણી નાખીને પડયો હતો. પંડિતજી ત્યાં પહોંચ્યા, રાજાએ સત્કાર કર્યો અને તેમની સાથે વાર્તાલાપમાં ગુંથાયા. એ વાર્તાલાપ અતિ રસભર્યો હતો, એટલે સમયનો ખ્યાલ રહ્યો નહિ. જ્યારે વાર્તાલાપ પૂરો થયો અને રાજાએ બહાર નજર કરી તો સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. આ રાજાને એવો નિયમ હતો કે સૂર્યાસ્ત થયા પહેલાં જ ભોજન કરવું; એટલે તેણે પંડિતજીને કહ્યું : 'હવે ભોજનની તૈયારી થઈ શકશે નહિ. પરંતુ આપની સાથેના વાર્તાલાપથી મને ઘણો સંતોષ થયો છે.'

પંડિતજીએ કહ્યું : 'એમ શા માટે? તમે ખુશીથી ભોજનની તૈયારી કરો. હમણાં સૂર્ય અસ્ત થશે નહિ.'

રાજાને આ વચનો આશ્ચર્યકારી લાગ્યાં, છતાં તેમાં વિશ્વાસ રાખીને ભોજનની તૈયારી કરવા માંડી. આ બાજુ પંડિતજીએ થોડે દૂર એકાંત સ્થાનમાં જઈને શીર્ષાસન કર્યું અને મંત્રપાઠ ભણવા લાગ્યા. પરિણામે સૂર્ય અસ્ત થતો ન જ દેખાયો.

રાજા ભોજનથી પરવારીને પંડિતજી પાસે આવ્યો, ત્યારે પંડિતજી મંત્રારાધનમાં લીન હતા. રાજાએ પ્રણામ કરીને કહ્યું : 'ભોજન સુખરૂપ થઈ ગયું છે. સૂર્ય હજી હવે અસ્ત થશે.' એટલે પંડિતજીએ મંત્રારાધનની પૂર્ણાહુતિ કરી અને ભોજન સમયસર થઈ જવા બદલ આનંદ વ્યક્ત કર્યો. પછી તરત જ સૂર્યનો અસ્ત થતો જણાયો, પરંતુ વાસ્તવમાં તો એ વખતે રાત્રિનો દોઢ કલાક જેટલો સમય વ્યતીત થઈ ગયો હતો.

રાજાએ તેમની આ શક્તિથી પ્રભાવિત થઈને પાંચ ગામો ઈનામમાં આપ્યાં અને જે ગામમાં પંડિતજીએ ઊંધા મસ્તકે મંત્રારાધન કર્યું હતું, તેને 'કપાલગાઢ' નામ આપ્યું. આજે તે કપાલગાર તરીકે ઓળખાય છે.

આ ઘટના સોળમી સદીના અંતભાગની છે. આજે પણ એ પંડિતજીના વંશજો એ પાંચ ગામની જાગીર ભોગવી રહ્યા છે.

મંત્રનો પ્રભાવ ભારતના લોકજીવન ઉપર બહુ ઘેરો પડ્યો હતો અને આજે પણ કેટલાક પ્રદેશોમાં તે પ્રભાવ બરાબર નિહાળી શકાય છે. તે અંગે ડો. **સમરશંખ** ડી. લિટ્ વેદાન્તશાસ્ત્રીએ સંકીર્તન માસિકના વિશેષાંકમાં 'मन्त्रलोक में' નામનો એક મનનીય લેખ લખ્યો હતો, તેનું અવતરણ અહીં રસપ્રદ થઈ પડશે.

"મંત્રલોકથી હું ભગવતી ભાગીરથીની પાવન ઘાટીના એ સુંદર પ્રદેશનો નિર્દેશ કરવા ઈચ્છું છું કે જેને કેદારખંડ અથવા બદરિકાશ્રમ કહેવામાં આવે છે, અત્યંત પ્રાચીન કાલથી જ આ સુરમ્ય પાર્વત્ય પ્રદેશ ઋષિ–મુનિઓની તપશ્ચર્યા તથા ચિંતનની ભૂમિ રહ્યો છે. અન્ય પ્રદેશના કોલાહલપૂર્ણ અશાંત વાયુમંડલથી ખિન્ન થઈને તથા સાંસારિક માયા–મોહના ફંદામાંથી કોઈપણ રીતે છૂટીને જ્યારે જીવન–મુક્ત સંન્યાસી આ પ્રદેશની હરિયાળી ભૂમિ, ગગનચુંબી પર્વતમાળાઓ, કુસુમસુરભિત વૃક્ષોથી પરિપૂર્ણ વનપ્રદેશો તથા કલકલ કરતી સરિતાના શ્વેત રેતીવાળા કિનારાઓ પર શાંતિનું સામ્રાજ્ય નિહાળે છે, ત્યારે તેમના મુખારવિંદમાંથી એકાએક નીચેના ઉદ્ગારો સરી પડે છે :

अप्यन्यत्र पृथ्वी प्रोक्ता, गंगाद्वारोत्तरं विना ।
इदमेव महाभागं, स्वर्गद्वारं स्मृतं बुधैः ॥

અર્થાત્ ગંગાના ઉત્તર પ્રદેશને છોડીને સૃષ્ટિના

અન્ય ભાગને પૃથ્વી કહેલી છે. આ પ્રદેશને તો વિદ્વાનોએ સાક્ષાત્ સ્વર્ગની ભૂમિ જ માનેલી છે.

આ સ્વર્ગભૂમિમાં લાંબા સમય સુધી કઠોર તપસ્યા કરીને આપણા પૂર્વપુરુષોએ એ મહાન શબ્દશક્તિને પ્રાપ્ત કરી હતી કે જેને બીજમંત્ર અથવા મંત્ર કહેવામાં આવે છે અને જેના દ્વારા સંસારની સર્વ અલભ્ય વસ્તુઓ સુલભ થઈ જાય છે. તે સાથે અત્યંત દુર્લભ ભગવાનની ભક્તિને પણ પ્રાપ્ત કરી શકાય છે. પરંતુ કાલના કુટિલ ચક્રથી અભાગી ભારતવાસી બીજાની દેખાદેખીથી પોતાના આ પ્રાચીન નિધિને ઠોકરે મારતો આવ્યો છે, એના મસ્તિષ્ક પર પાશ્ચાત્ય સભ્યતાએ એવો રંગ ચડાવી દીધો છે કે તે કેવળ એ જ વસ્તુઓ અને સિદ્ધાંતોને અપનાવવાનું સાહસ કરે છે કે જે તેના માનેલા ગૌરાંગ દેવોના જીવનમાં સ્થાન પામેલ હોય. જો યુરોપના લોકોએ આપણા પૂર્વજોની જેમ ભૌતિક સંપત્તિ અને ભોગવિલાસને ઠોકરે મારી, વર્ષો સુધી કઠિન તપસ્યા કરી, મંત્રરત્નની પ્રાપ્ત કરી ન હોય, તો શું મંત્ર એ કોઈ વસ્તુ જ નથી? એનું કોઈ મહત્ત્વ નથી? એમાં વિશ્વાસ રાખવો એ શું અંધપરંપરા છે? મૂર્ખતા છે? પાગલપણ છે? આ કાયરતા કે આત્મગૌરવ–હીનતાની ભાવનાને લીધે જ છેલ્લી એક-બે શતાબ્દીઓથી આ પ્રાચીન નિધિની એટલી અવહેલના કરવામાં આવી છે કે હવે તો તેનું અસ્તિત્વ જ ભૂંસાવા લાગ્યું છે. કેટલાક વખત પહેલાં તાંત્રિક અથવા મંત્રજ્ઞોને

ગાળ દેવી એ સભ્યતાનું લક્ષણ મનાવા લાગ્યું હતું અને એ પ્રવૃત્તિ હજી સુધી બંધ પડી નથી. આ રીતે આ 'વિજ્ઞાનયુગ'માં પાશ્ચાત્ય સભ્યતાના અંધ અનુકરણથી આપણે આપણા અનેક પ્રાચીન રત્નો ખોયાં છે અને તેમાં મંત્રવિદ્યાનું સ્થાન મુખ્ય છે. આ રીતે મંત્રવિદ્યા લુપ્ત થતાં આપણા પૂર્વજોએ જે માર્ગે સાંસારિક તથા પારમાર્થિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી, તે માર્ગ આપણે ખોઈ બેઠા છીએ અને બીજાની દેખાદેખીથી એવા ભૂલભૂલૈયામાં દાખલ થઈ ગયા છીએ કે જેમાંથી બહાર નીકળી શકીએ જ નહિ.

જ્યારે આ રીતે વીસમી સદીમાં અવિશ્વાસનો અંધકાર આપણા પ્રાચીન ઉજ્જવલ ચિંતામણિઓને લુપ્ત કરી રહ્યો છે, ત્યારે ભાગીરથીના આ પવિત્ર પ્રદેશના નિવાસીઓને ધન્યવાદ આપ્યા વિના રહી શકાતું નથી. આજે પણ ત્યાં પાયઃ પ્રત્યેક ગામમાં કોઈને કોઈ એવા મંત્રજ્ઞનું અસ્તિત્વ છે કે જે પોતાની મંત્રશક્તિદ્વારા વિવિધ પ્રકારની સાંસારિક બાધાઓને–આપત્તિઓને દૂર કરવાની ક્ષમતા ધરાવે છે. મેં આ પવિત્ર મંત્રલોકમાં ચારે બાજુ ઘૂમીને મંત્રજ્ઞોનો સત્સંગ કર્યો છે.

એક દિવસ મેં મારી સગી આંખે જોયું કે એક ગાયના સ્તનો દૂધથી ભરેલાં હતાં, પરંતુ તે ન તો પોતાના વાછરડાને નજીક આવવા દેતી કે ન તો દોનારી સ્ત્રીને.

લગભગ ત્રણ-ચાર દિવસ સુધી આમ ચાલ્યું. આખરે મંત્રજ્ઞને બોલાવવામાં આવ્યો. તેણે પોતાને ત્યાંથી અધોળ જેટલું મીઠું મંગાવ્યું અને તેને ઘાસ પર રાખી મંત્ર ભણતાં આંગળીથી હલાવ્યા કર્યું. જ્યાં સુધી તે આ રીતે મંત્ર ભણતો રહ્યો, ત્યાં સુધી તેને વારંવાર બગાસાં આવતાં રહ્યાં. જ્યારે આ રીતે મીઠું અભિમંત્રિત થઈ ગયું, ત્યારે તેણે પોતાના ઘરેથી બે-ત્રણ સળગતા કોલસા મંગાવ્યા અને તેના પર પેલું મીઠું નાખીને ગાયને સૂંઘાડવામાં આવ્યું. એટલે તરત જ તે ગાય ભાંભરવા લાગી. એ વખતે તેના વાછરડાને છોડવામાં આવ્યું તો ગાયે શાંતિપૂર્વક તેને ધવડાવ્યું અને દૂધ દોનારી સ્ત્રીને પણ પોતાનું કામ કરવા દીધું. અહીં મંત્રદ્વારા એ કાર્ય સિદ્ધ થયું કે જે કોઈપણ વૈદ્ય, ડોકટર કે પશુચિકિત્સક કરી શકે તેમ નથી.

ભાગીરથીની આ પવિત્ર ઘાટીમાં એવા સેંકડો મંત્રજ્ઞો મળી આવે તેમ છે કે જે કોઈ પણ પશુને પાળેલું બનાવી શકે. એક વાર મેં જોયું કે એક સજ્જન એક ગામથી એક ભોટિયો કૂતરો ખરીદી લાવ્યા. તેમણે કૂતરાને પાળવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ તે કૂતરો જ્યાં લાગ મળતો કે પોતાના મૂળ ગામે ચાલ્યો જતો. છેવટે તેને બાંધવામાં આવ્યો, પણ તે દોરડું તોડીને નાસી છૂટયો, એટલે મંત્રજ્ઞનું શરણ લેવામાં આવ્યું. તેણે થોડું ભોજન અભિમંત્રિત કરીને કૂતરાને ખવડાવ્યું. બસ, તે જ વખતથી કૂતરાને ત્યાં ગોઠી ગયું. પછી તે કોઈપણ વાર ત્યાંથી

ભાગીને પોતાના મૂળ ગામે ગયો નહિ. જે લોકો મંત્ર-તંત્ર પર વિશ્વાસ કરતા નથી, તેઓ શું એવી કોઈ વિદ્યા બતાવી શકશે ખરા કે જેના દ્વારા આ કાર્ય સિદ્ધ થઈ શકે ?

આથી પણ વિચિત્ર વાત એક દિવસ મારા જોવામાં આવી. એક ગામમાં ઘણી ભારે ભીડ જામી હતી. ગામની ચારે બાજુથી લોકો ભાગીને એકઠા થઈ ગયા હતા. મેં પાસે જઈને જોયું તો એક વ્યક્તિ ઉપર મંત્ર ભણીને પાણીની છાલકો મારવામાં આવતી હતી. પરંતુ થોડી જ વારમાં એ ભીડમાં ગરબડ મચી ગઈ. લોકો ચારે બાજુ ભાગવા લાગ્યા. ભારે કોલાહલ જામી પડયો. મેં આગળ વધીને જોયું તો એક ભયંકર કાળો નાગ ઝડપથી આ તરફ આવી રહ્યો હતો. સાપને આવતો દેખીને મંત્રજ્ઞ જરા પણ ભયભીત થયો નહિ. તે પ્રથમ કરતાં પણ વધારે ઊંચા સ્વરે મંત્ર ભણવા લાગ્યો. પછી તો તેણે સાપ પર પાણીની છાલકો મારવા માંડી. સાપ ફેણ ફેલાવી આગળ વધવાનો પ્રયત્ન કરે અને મંત્રજ્ઞ તેના પર જોરથી પાણીની છાલકો મારે. એમ કરતાં સાપ શાંત થઈ ગયો અને ધરતી પર બેહોશ પડેલા મનુષ્યની પાસે જઈ એના ડાબા પગની આંગળી પરથી ઝેર ચૂસવા લાગ્યો. (આ આંગળી પર તેણે દંશ મારેલો હતો.) લગભગ સાત મિનિટ સુધી આ પ્રમાણે રક્ત ચૂસ્યા પછી તે સાપ જ્યાંથી આવ્યો હતો, ત્યાં ચાલ્યો ગયો. આ બાજુ

મંત્રજ્ઞ મંત્ર ભણતો જ રહ્યો અને પેલો મનુષ્ય હોશમાં આવી ગયો. અર્થાત્ તેને ચડેલું સર્વ વિષ ઉતરી ગયું. જે લોકો દરેક વાતમાં વિજ્ઞાનને આગળ ધરે છે, તેઓ શું પોતાના વિજ્ઞાનથી આવું કાર્ય કરી બતાવશે ખરા?

મંત્રશક્તિનો આ વિચિત્ર પ્રભાવ પક્ષીઓ ઉપર પણ સારી રીતે પડે છે. ગઢવાલમાં એવા કેટલાયે મંત્રજ્ઞો છે કે જેઓ મંત્ર ભણીને ખેતરની આસપાસ ચકમકના નાના ટુકડા ફેંકે છે અને તે ખેતરને છ માસ સુધી કોઈ પક્ષી હાનિ પહોંચાડી શકતું નથી. મેં એવાં કેટલાંયે ખેતરો જોયાં છે કે જેને પક્ષીઓ અથવા તીડોએ ખાઈને નષ્ટ કરી નાખ્યાં હોય, પરંતુ તેની વચ્ચેનું ખેતર આબાદ રહી ગયું હોય. આને મંત્રશક્તિનો જ પ્રભાવ જાણવો.

અચર વસ્તુઓને પણ મંત્રશક્તિની સામે નમવું પડે છે. ભાગીરથીના આ પ્રદેશમાં પ્રાયઃ જોવામાં આવે છે કે કેરી અથવા નારંગી આદિનાં ફળ નાનાં હોય ત્યારે પોતાની મેળે તૂટી પડે છે. તેના માટે સર્વથી સારો ઉપાય એ કરવામાં આવે છે કે એક દોરો મંત્રીને ઝાડની સહુથી ઉપરની પાતળી ડાળીએ બાંધી દેવામાં આવે છે. બસ, ત્યારથી ઝાડ પર ફળ બરાબર આવવા લાગે છે અને પાકયા પહેલાં પોતાની મેળે તૂટી પડતાં નથી. એક ગઢવાલી ગામમાં મેં એક સિદ્ધ મંત્રજ્ઞની વાત સાંભળી છે, તે અહીં ટૂંકમાં કહું છું. વરસાદના દિવસો હતા, ખીરા (કાકડી જેવું ફળ) ની વેલો ફૂલોથી લચકી

રહી હતી. મંત્રજ્ઞે ગામની કોઈ સ્ત્રી પાસે એક ખીરાની માગણી કરી, પરંતુ સ્ત્રીએ આપવામાં આનાકાની કરી. તેથી પેલા સિદ્ધ પુરુષે મંત્ર દ્વારા એવી માયા કરી કે તે આખા ગામના ખીરાની વેલો તેની પાછળ પાછળ ચાલવા લાગી. ત્યારે ગામવાળાઓને ભાન આવ્યું. તેમણે એ સિદ્ધપુરુષની માફી માગી અને વિનયપૂર્વક એક ખીરાની ભેટ કરી તેને વિદાય કર્યો. ત્યારબાદ બધી વેલો પોત પોતાને સ્થાને આવી ગઈ.

અસાધ્ય રોગોમાં પણ મંત્રશક્તિથી ઘણો લાભ થતો નિહાળ્યો છે. ભાગીરથીના આ પ્રદેશના નિવાસીઓ હજી સુધી ઔષધની અપેક્ષાએ મંત્રનો આશ્રય અધિક લે છે અને તેનાથી તેમને શીઘ્ર તથા વધારે લાભ થાય છે. પ્રાયઃ ગ્રીષ્મકાલમાં જ્યારે બાળકો આંખોની પીડાથી રોવા લાગે છે, ત્યારે મંત્રજ્ઞો ચક્કીના ઝાડુને હાથમાં લઈને મંત્ર ભણવા લાગે છે, અને પેલા બાળકોનું રુદન બંધ થઈ જાય છે. આધાશીશીમાં રોગીને તડકામાં ઊભો રાખવામાં આવે છે અને જ્યાં તેના મસ્તકની છાયા પડતી હોય ત્યાં ચાકુથી ૧૦૮ લીંટા ખેંચીને મંત્ર ભણવામાં આવે છે કે આધાશીશી મટી જાય છે અને તે ફરી કદી થતી નથી. આ રીતે દાંતમાં કીડા પડતાં મંત્ર ભણીને દર્દીને સારો કરવામાં આવે છે. જ્યાં સુધી મેં જોયું છે, ત્યાં સુધી એવો કોઈ રોગ નથી કે જે અહીં મંત્રશક્તિથી મટાડવામાં આવતો ન હોય.

મંત્રશક્તિનો આવો પ્રભાવ જોઈને હું દિંગ થઈ ગયો. મેં બેલ્જીયમના પ્રસિદ્ધ ગુપ્તવિદ્યાવિશારદ નોબેલ કે જેનું સાઈકોલોજી ઇન્સ્ટીટ્યુટ જગપ્રસિદ્ધ છે, તેને આ બધો નજરેજોયો હેવાલ લખી મોકલ્યો. ઉત્તરમાં તેમણે જણાવ્યું કે 'પ્રિય મહાશય! મંત્રોની શક્તિનું શું કહેવું? સંસારમાં એવી કોઈ વસ્તુ નથી કે જે તેનાથી સિદ્ધ થઈ શકે નહિ. હું ભારતીય યોગ તથા તંત્રશાસ્ત્રનો પરમ પ્રેમી છું"

મંત્રનો ચરાચર સૃષ્ટિ પર કેવો અલૌકિક પ્રભાવ પડે છે? તે આ પરથી સમજી શકાશે.

[ ૩ ]

## મંત્રયોગ અને મંત્રવિદ્યા

આપણા ઋષિ-મુનિઓ કે જેમણે યોગાભ્યાસ અને મંત્રાભ્યાસ બંને સિદ્ધ કરેલા હતા, તેમણે એવો અભિપ્રાય ઉચ્ચાર્યો છે કે 'न योगेन विना मन्त्रो, न मन्त्रेण विना हि सः। -યોગનું આલંબન લીધા વિના મંત્ર સિદ્ધ થતો નથી અને મંત્રનું આલંબન લીધા વિના યોગ સિદ્ધ થતો નથી.'

આ અભિપ્રાયનું તાત્પર્ય એ છે કે જેણે મંત્રની સિદ્ધિ કરવી હોય, તેણે યમ-નિયમોનું યથાર્થ પાલન કરવું જોઈએ, આસન અને પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઈએ, પ્રત્યાહારમાં પ્રવીણતા મેળવવી જોઈએ અને ધારણા તથા ધ્યાનનું યોગ્ય આલંબન લેવું જોઈએ. તે જ રીતે જેણે યોગની સિદ્ધિ કરવી હોય, તેણે 'ॐ' 'सोऽहं' 'हंसः' આદિ કોઈ પણ ગુરુદત્ત મંત્રનો અનન્ય મને જપ કરવો જોઈએ તથા તેની અર્થભાવના પણ કરવી જોઈએ. મહર્ષિ પતંજલિએ **યોગદર્શનમાં** આ વસ્તુનો સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર કર્યો છે.

તાત્પર્ય કે મંત્રાભ્યાસ અને યોગને ગાઢ સંબંધ છે, એ વાત સાધકે ભૂલવાની નથી.

## મંત્રયોગ

ભારતવર્ષમાં યોગની ચાર પ્રણાલિકાઓનો વિકાસ થયેલો છે અને તેથી ‘યોગચતુષ્ટય’ એવો શબ્દ પ્રચારમાં આવેલો છે. યોગની ચાર પ્રણાલિકાઓમાંથી પ્રથમને મંત્રયોગ, બીજીને હઠયોગ, ત્રીજીને લયયોગ અને ચોથીને રાજયોગ કહેવામાં આવે છે.

યોગની આ ચારે પ્રણાલિકાઓનો વિકાસ ત્યાગી તપસ્વી ઋષિ-મુનિઓ તથા શ્રમણો દ્વારા થયો છે અને તે ભારતવર્ષને ભવ્ય પ્રતિષ્ઠા આપનારો નીવડ્યો છે. આજે પણ ભારતની આ યોગવિદ્યા વિદેશીઓનું ભારે આકર્ષણ કરી રહી છે, તેથી ભારતના અનેક યોગસાધકો ત્યાં પહોંચી ગયા છે અને તેમને યોગવિદ્યાનું શિક્ષણ આપી રહ્યા છે. જો કે તેમાં મંત્રયોગનું શિક્ષણ નહિ વત્ છે, પણ ક્રમે ક્રમે તેનો પ્રચાર થશે, એવી આશા આપણે જરૂર રાખીએ.

થોડા વખત પહેલાં ઇંગ્લાંડના વર્તમાનપત્રોમાં ભારતના એક એવા મહાનુભાવનો ફોટો પ્રસિદ્ધ થયો હતો કે જેણે ચમત્કારિક મંત્રોના નામે ભળતી જ વસ્તુ વેચીને લોકોના હજારો રૂપિયા પડાવી લીધા હતા. જ્યાં પ્રથમથી જ આ જાતની હવા ફેલાય, ત્યાં સાચી વસ્તુનો પ્રચાર શી રીતે થાય? એટલે આ બાબતમાં સાવધ રહેવાનું છે.

મંત્રયોગના મુખ્ય આચાર્યો નારદ, પુલસ્ત્ય, ગર્ગ, વાલ્મીકિ, ભૃગુ, બૃહસ્પતિ વગેરે હતા. તે પરથી તેનું મહત્ત્વ સમજી શકાશે. આ આચાર્યોએ મંત્રયોગનું રહસ્ય પ્રકાશતાં જણાવ્યું છે કે પરમાત્માથી ભાવ, ભાવમાંથી નામ-રૂપ અને તેના વિલાસ-વિકારરૂપે આ સૃષ્ટિની રચના થયેલી છે, એટલે તેના વિપરીત ક્રમથી જ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે. તાત્પર્ય કે મુક્તિલાભ કરવો હોય તો પ્રથમ નામ-રૂપનો આશ્રય લેવો જોઈએ, નામ-રૂપથી ભાવમાં જવું જોઈએ અને છેવટે ભાવથી પરમાત્મામાં ચિત્તવૃત્તિનો લય કરવો જોઈએ.

યોગની સાધના કરવા માટેના જે ઉપાયો, તેને અંગ કહેવામાં આવે છે. તેની સંખ્યા સંપ્રદાય પરત્વે જુદી જુદી છે. મહર્ષિ પતંજલિએ યોગશાસ્ત્રમાં આઠ અંગોનું વર્ણન કરેલું છે, જ્યારે મંત્રયોગના પુરસ્કર્તાઓએ તેનાં સોળ અંગો માનેલાં છે. તે અંગે તેમણે જણાવ્યું છે કે—

भवन्ति मन्त्रयोगस्य, षोडशाङ्गानि निश्चितम् ।
यथा सुधांशोर्जायन्ते, कलाः षोडश शोभनाः ॥
भक्तिः शुद्धिश्चासनं च, पञ्चाङ्गस्यापि सेवनम् ।
आचारधारणे दिव्यदेशासेवनमित्यपि ॥
प्राणक्रिया तथा मुद्रा, तर्पणं हवनं बलिः ।
यागो जपस्तथा ध्यानं, समाधिश्चेति षोडश ॥

'જેમ ચંદ્રમાને સુંદર સોળ કળાઓ હોય છે, તેમ મંત્રયોગને પણ સોળ કળાઓ છે. તે આ પ્રમાણે : (૧)

ભક્તિ, (૨) શુદ્ધિ, (૩) આસન, (૪) પંચાંગસેવન, (૫) આચાર, (૬) ધારણા, (૭) દિવ્યદેશસેવન, (૮) પ્રાણક્રિયા, (૯) મુદ્રા, (૧૦) તર્પણ, (૧૧) હવન, (૧૨) બલિ, (૧૩) યાગ, (૧૪) જપ, (૧૫) ધ્યાન અને (૧૬) સમાધિ.

ભક્તિ, શુદ્ધિ અને આસનના અર્થો સ્પષ્ટ છે. પંચાંગના સેવનથી ખરેખર શું કરવામાં આવતું? તે સમજાતું નથી, પણ ગીતા, સહસ્રનામ, સ્તવ, કવચ, અને હૃદય એ પાંચનો સમૂહ સંભવિત છે. તાંત્રિક યુગમાં તો આ જ પાંચ વસ્તુઓ પંચાંગ માની તેનું ખાસ આલંબન લેવામાં આવતું. આચાર એટલે શાસ્ત્રોક્ત આચાર. ધારણા એટલે મંત્રપદોની શરીરનાં જુદાં જુદાં અવયવોમાં ધારણા. ન્યાસની પદ્ધતિ તેમાંથી જ ઉદ્ભવ પામી છે. દિવ્યદેશસેવનનો દેખીતો અર્થ તો જે દેશ—જે ક્ષેત્ર પવિત્ર હોય, દિવ્યતાથી યુક્ત હોય, એટલે કે સિદ્ધપીઠ, તીર્થભૂમિ, તપોભૂમિ આદિમાં જઈ મંત્રયોગની સાધના કરવી એવો થાય છે; પણ એક મહાત્માના કથન મુજબ જે સોળ પ્રકારનાં સ્થાનોમાં પીઠ બનાવીને પૂજા કરવામાં આવે છે, તેને દિવ્યદેશ સમજવાનો છે, અને તેનું સેવન કરવાનું છે. સોળ પ્રકારનાં સ્થાનોમાં મૂર્ધાસ્થાન, હૃદયસ્થાન, નાભિસ્થાન, ઘટ, પટ, પાષાણ આદિની મૂર્તિ તથા સ્થંડિલ વગેરેનો સમાવેશ થાય છે.

શરીરના જુદા જુદા ભાગોમાં પ્રાણને લઈ જઈને મંત્રાભ્યાસ કરવો, તે પ્રાણક્રિયા. મુદ્રા, હવન, તર્પણ

એ વસ્તુઓ પ્રસિદ્ધ છે. બલિ એટલે દેવતા પ્રત્યેનું સમર્પણ. તે બાહ્યભાવે ફળ-ફૂલ તથા નૈવેદ્યની સામગ્રી અર્પણ કરવાથી થાય છે અને અભ્યંતરભાવે તેમના પ્રત્યે પરમ શ્રદ્ધા રાખી સમર્પિત થઈ જવાથી થાય છે. યાગ એટલે અંતર્યાગ. યોગસાધનામાં તેનું મહત્ત્વ વિશેષ છે. જપ અને ધ્યાન પ્રસિદ્ધ છે.+ અહીં જે સમાધિનો ઉલ્લેખ કર્યો છે, તેને મહાબોધિ સમાધિ સમજવી. મંત્ર વડે નિર્દેશાતા પરમાત્માના ભાવગ્રાહી સ્વરૂપમાં ચિત્તવૃત્તિઓનો સંપૂર્ણ લય થઈ જતાં આવી સમાધિ પ્રાપ્ત થાય છે અને તેથી સાધકને પરમાર્થની પ્રાપ્તિ થતાં, તે કૃત-કૃત્યતા અનુભવે છે.

પરંતુ આજે આ સોળ અંગોનું આલંબન લઈને મંત્રયોગ સિદ્ધ કરનારા કેટલા? એ વિચારણીય છે. અમને લાગે છે કે આ ક્રિયાઓ કંઈક લાંબી અને કઠિન જણાતાં તાંત્રિક યુગમાં તેમાંની સારભૂત ક્રિયાઓ લઈને મંત્રસાધનાની પદ્ધતિને સરળ બનાવવામાં આવી છે.

મંત્રયોગની અન્ય પ્રણાલિકા પણ ભારતવર્ષમાં વિદ્યમાન હતી. આ પ્રણાલિકા મુખ્યત્વે નિર્ગ્રંથસંપ્રદાય એટલે જૈન શ્રમણોમાં પ્રચલિત હતી. તેઓ અહિંસા, સંયમ અને તપને મંત્રયોગની પૃષ્ઠભૂમિકા માની તેનું આરાધન કરતા અને ત્યાર બાદ પંચાંગસેવનથી મંત્રયોગને

---

+ જપ અને ધ્યાનનું મહત્ત્વ સમજવા માટે અમારો રચેલો 'જપ-ધ્યાન-રહસ્ય' નામનો ગ્રંથ જુઓ.

સિદ્ધ કરતા. અહીં પંચાંગસેવનથી યોગ્ય આસન, મંત્રપદોની ધારણા, તેની અર્થભાવના, સાલંબન ધ્યાન અને નિરાલંબન ધ્યાન એ પાંચ અંગો સમજવાનાં છે. શ્રી હરિભદ્રસૂરિએ **યોગવિંશિકા**માં તેનું વર્ણન કરેલું છે.

જેમના જીવનનું મુખ્ય ધ્યેય પરમાર્થની પ્રાપ્તિ યાને શ્રેયસ્‌ની સાધના છે, તેઓ આ પ્રકારના મંત્રયોગનો આશ્રય લઈ પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે છે અને પોતાને પ્રાપ્ત થયેલા મહામોંઘા માનવજીવનને સાર્થક બનાવી શકે છે.

## મંત્રવિદ્યા અને તેનું સાહિત્ય

જે મંત્રો વડે પરમાર્થ ઉપરાંત ઈહલૌકિક કાર્યોની સિદ્ધિ થાય, તેને લગતા વિધિ-વિધાનોને મંત્રવિદ્યા કહેવામાં આવે છે. શ્રી શંકર કે શિવજી તેના મુખ્ય પ્રણેતા મનાય છે. તેમણે પાર્વતીજીને જે મંત્રો કહ્યા, તેનો સંગ્રહ તે આગમ. **રુદ્રયામલ** તેની સ્પષ્ટતા આ પ્રમાણે કરે છે:

आगतं शिववक्त्रेभ्यो, गतं च गिरिजामुखे ।
मतं श्री वासुदेवेन, तस्मादागम उच्यते ॥

'જે શાસ્ત્ર શિવજીના મુખમાંથી નીકળીને પાર્વતીજીના મુખમાં ગયું છે, અર્થાત્ અવસ્થિત થયું છે અને જે વાસુદેવને એટલે વિષ્ણુને પણ સંમત છે, તેને આગમ કહેવાય છે.'

શાક્તો આ આગમ ગ્રંથોના સમૂહને પંચમવેદ કહે છે, એટલે કે તેને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વ-

વેદ જેટલું જ માન આપે છે અને આ કલિયુગમાં તો તેનો જ મુખ્ય આધાર છે, એમ જણાવે છે.

**મહાનિર્વાણતંત્રમાં** કહ્યું છે કે ‘કલિના દોષયુક્ત પ્રભાવથી દીન બનેલા બ્રાહ્મણો ક્ષત્રિયની પવિત્રતા–અ–પવિત્રતાનો વિચાર કરી શકશે નહિ; તેથી વેદવિહિત કાર્યદ્વારા તેઓ શી રીતે સિદ્ધિ પ્રાપ્ત કરી શકશે? સ્મૃતિ, સંહિતા આદિ દ્વારા પણ કલિયુગના મનુષ્યોને ઈષ્ટ સિદ્ધિ થઈ શકશે નહિ. પ્રિયે! હું સત્ય, સત્ય, સંપૂર્ણ સત્ય કહું છું કે કલિયુગમાં આગમમાર્ગ ગ્રહણ કર્યા સિવાય મનુષ્યનો છૂટકો જ નથી. ભગવતિ! મેં વેદ, સ્મૃતિ, પુરાણ આદિમાં કહ્યું છે કે કલિયુગમાં બુદ્ધિમાન મનુષ્યો આગમોમાં કહેલા સરલ વિધિ–વિધાન દ્વારા પોતાના ઈષ્ટ દેવી–દેવતાનું પૂજન–અર્ચન કરીને સંતોષ પ્રાપ્ત કરી શકશે. જે મનુષ્યો કલિયુગમાં આગમોનું ઉલ્લંઘન કરીને અન્ય માર્ગે ગમન કરશે, તેમની નિશ્ચય સદ્‌ગતિ થશે નહિ.’

આ રીતે બીજું પણ ઘણું વિવેચન કરાયેલું છે. તેને આપણે કદાચ સાંપ્રદાયિક વ્યામોહ સમજી લઈએ, પણ એટલી વાત નિશ્ચિત છે કે વેદોક્ત ક્રિયાકાંડો ઘણા જટિલ અને ખર્ચાળ હોવાથી, તે તરફ લોકોનું મમત્વ ઘટતું ગયું અને તેઓ સરલ સાધનની શોધમાં હતા, ત્યારે શાક્ત સંપ્રદાયે તેમને એ પ્રકારનાં સાધનો પૂરાં પાડયાં, તેથી તેનો ઘણો સત્કાર થયો.

સામાન્ય લોકસમૂહની વાત કરીએ તો તેમાંના કેટલાને મુક્તિ, મોક્ષ કે બ્રહ્મસાક્ષાત્કારની વાત ગમે છે? તેમાંનો મોટો ભાગ, અરે! નવ્વાણું ટકા તો ઐશ્વર્ય અને ભોગોપભોગની કામનાવાળો જ હોય છે, એટલે તે ઇહલૌકિક ફળ આપનારા મંત્રોને જ પસંદ કરે છે. આ સંયોગોમાં આગમોનો વ્યાપક પ્રચાર થાય, એમાં આશ્ચર્ય નથી.

આગમોના મુખ્યત્વે ત્રણ વિભાગો છે. તેમાંના એકને 'યામલ' બીજાને 'ડામર' અને ત્રીજાને 'તંત્ર' કહેવામાં આવે છે. આ ત્રણેય વિભાગમાં અનેક ગ્રંથો છે અને તેમાં સૃષ્ટિ, પ્રલય, દેવતાઓનું પૂજન, સાધન, પુરશ્ચરણ, ષટ્કર્મસાધન, ચતુર્વિધ ધ્યાનયોગ આદિ અનેક બાબતોનું વર્ણન છે. સામાન્ય રીતે આ ગ્રંથોને 'તાંત્રિક સાહિત્ય' તરીકે ઓળખવામાં આવે છે.

મંત્રવિદ્યાનો વિકાસ કરવામાં આ સાહિત્યનો ઘણો ફાળો છે, પરંતુ તેણે વ્યાપક બનવાના મોહમાં વામાચાર આદિ કેટલીક નિંદ્ય પ્રવૃત્તિઓને સ્થાન આપ્યું, તેથી ઔચિત્યભંગ થયો છે અને તે કારણે ધર્મ–નીતિપરાયણ લોકોની તેના પ્રત્યેની માનદૃષ્ટિ ઓસરી ગઈ છે, એટલું જ નહિ પણ તેના પ્રત્યે તિરસ્કારભરી ઉપેક્ષાવૃત્તિ પ્રવર્તી રહી છે. 'તાંત્રિક એટલે મેલી વિદ્યાવાળો, તેનું નામ મૂકો.' એ આજના ભદ્ર લોકોના મન ઉપરની છાપ

છે અને તેણે સર્વ હિતકારી મંત્રવિદ્યાના પ્રચારને મોટું નુકશાન પહોંચાડયું છે, એમ કહેવામાં જરા પણ અત્યુક્તિ નથી.

ભારતવર્ષમાં વૈદિક પરંપરાને અનુસરનારા બીજા પણ કેટલાક મંત્રસંપ્રદાયો છે, જેનો યથાસ્થાન ઉલ્લેખ આવશે.

જૈન ધર્મમાં પણ મંત્રવિદ્યા ઘણા પ્રાચીન કાલથી ચાલી આવે છે. ખાસ કરીને ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના સમયમાં તેનો અધિક પ્રચાર થયો હતો અને તે અંગે ખાસ સાહિત્ય નિર્માણ થયું હતું, જેમાં **વિદ્યા-પ્રવાદ** નામના મહાગ્રંથની મુખ્યતા હતી. એ વખતની પ્રચલિત અનેક વિદ્યાઓ તથા એ વખતના પ્રચલિત અનેક મંત્રોનો તેમના વિધિ-વિધાન સાથે તેમાં સંગ્રહ થયેલો હતો, પરંતુ કાલાંતરે એ ગ્રંથ લુપ્ત થયો અને જૈનોની મંત્રવિદ્યાને મોટો ફટકો પડ્યો. આમ છતાં તેમાંથી ઉદ્ધરાયેલ અનેક વિદ્યાઓ અને મંત્રો અવશિષ્ટ રહ્યા હતા, અને જૈન શ્રમણો તથા શ્રમણોપાસકો તેની આરાધનામાં ખાસ રસ લઈ રહ્યા હતા, એટલે મંત્રવિદ્યાનો પ્રવાહ અવિચ્છિન્ન રહ્યો અને આજે પણ તે પોતાના વિશિષ્ટ સ્વરૂપમાં પ્રવર્તી રહ્યો છે. જૈન ભંડારોમાં જૈન-જૈનેતર મંત્રવિદ્યાને લગતું વિપુલ સાહિત્ય સંગ્રહાયેલું છે, તેની પાઠકવર્ગે માનભેર નોંધ લેવી ઘટે.

બૌદ્ધોમાં પણ મંત્રવિદ્યાનો ઘણો પ્રચાર હતો. તેના અનેક ગ્રંથો ચીન અને તીબેટની ભાષામાં ભાષાંતરિત થઈને પૂર્વ દેશોમાં પ્રચાર પામ્યા છે. તીબેટમાં તંત્રગ્રંથોને ઋગ્યુગ કહેવામાં આવે છે. તેની સંખ્યા ૨૬૪૦ જેટલી નોંધાયેલી છે, પણ આજે ત્યાં સામ્યવાદી શાસન સ્થપાયા પછી એ સાહિત્ય કઈ સ્થિતિમાં છે? તે કહેવું મુશ્કેલ છે, પરંતુ તેમાંના કેટલાક ગ્રંથો બ્રહ્મદેશ, સીલોન તથા ભારતવર્ષમાં નાલંદા આદિ સ્થાને સંગ્રહાયેલા છે. તે પૈકી નાલંદાનો મંત્રસંગ્રહ અમારા જોવામાં આવ્યો છે.

નેપાલના રાજવંશીઓ પ્રથમથી જ તંત્રવિદ્યામાં રસ લેતા આવ્યા હતા, એટલે નેપાલમાં તંત્રગ્રંથોનો મોટો સંગ્રહ આજે પણ વિદ્યમાન છે.

ભારતવર્ષના કેટલાક રાજા–મહારાજો પણ મંત્રવિદ્યામાં રસ લેતા હતા અને તે અંગે મહત્ત્વના સાહિત્યનો સંગ્રહ કરતા હતા, પણ તેમાંથી આજે શું પ્રાપ્ય છે? તે કહેવું મુશ્કેલ છે.

મહારાણી વિક્ટોરિયાના સમયમાં મંત્રવિદ્યાને લગતા ગ્રંથોનો સંગ્રહ કરવાનો એક સબળ પ્રયાસ થયો હતો. પરિણામે હજારેક જેટલા તંત્રગ્રંથો કે કલ્પો–આમ્નાયો વગેરે મળી આવ્યા હતા, તે વારાણસીની સરકારી સંસ્કૃત કોલેજના પુસ્તકાલયમાં આજે પણ વિદ્યમાન છે. અમે

બે-ત્રણવાર તેની મુલાકાત લીધેલી છે અને તેમાંથી કેટલીક અગત્યની નોંધો પણ કરેલી છે.

ટૂંકમાં આજે પણ ભારતવર્ષમાં મંત્રવિષયક સાહિત્યની ખોટ નથી, પણ તેનો અભ્યાસ કરનારા તથા તેનો અનુભવ મેળવનારાઓની સંખ્યામાં મોટી ખોટ આવી છે; તેથી મંત્રવિદ્યાનો જોઈએ તેવો અને તેટલો પ્રચાર થતો નથી. છતાં અમે આશા રાખીએ છીએ કે આ પરિસ્થિતિ સુધરી જશે અને ફરી પણ ભારતવર્ષમાં મંત્રરૂપી દિવાકરનો પુણ્ય પ્રકાશ ઝળહળી ઉઠશે.

[૪]

# દેહાદિ અંગે વિશિષ્ટ જ્ઞાન

## દેહ અને ઇન્દ્રિયો

દેહ, શરીર, કાય, કાયા, તનુ, તન એ બધા એકાર્થી શબ્દો છે. તેના વિષે આપણે કેટલુંક જ્ઞાન ધરાવીએ છીએ, પણ તે ઉપરછલ્લું છે. વાસ્તવમાં આ દેહ અનેક રહસ્યોનો ભંડાર છે અને મંત્રવિદોની ભાષામાં કહીએ તો સમસ્ત બ્રહ્માંડની એક નાનકડી આવૃત્તિ છે. એટલે કે આ બ્રહ્માંડમાં જેટલી શક્તિઓ છે, તે બધાનાં બીજ એમાં રહેલાં છે. તેનો કેટલો વિકાસ કરવો ? તે મનુષ્યના પોતાના હાથની વાત છે.

આપણા દેહમાં દશ ઈન્દ્રિયો છે, તેમાંની પાંચને જ્ઞાનેન્દ્રિય અને પાંચને કર્મેન્દ્રિય કહેવામાં આવે છે. પાંચ જ્ઞાનેન્દ્રિય તે સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, અને શ્રોત્રેન્દ્રિય. તેમાં સ્પર્શનેન્દ્રિય વડે ઠંડા, ગરમ, સુંવાળા–ખરબચડા આદિ સ્પર્શનું જ્ઞાન મેળવી શકાય છે; રસનેન્દ્રિય વડે ખારા, ખાટા, તીખા, કડવા,

મધુર આદિ રસોનું-સ્વાદોનું જ્ઞાન મેળવી શકાય છે; ઘ્રાણેન્દ્રિય વડે સુગંધ-દુર્ગંધનું જ્ઞાન મેળવી શકાય છે; ચક્ષુરિન્દ્રિય વડે વિવિધ રંગો તથા આકૃતિનું જ્ઞાન મેળવી શકાય છે અને શ્રોત્રેન્દ્રિય દ્વારા શબ્દ (Sound)નું જ્ઞાન મેળવી શકાય છે. જ્યાં 'પંચેન્દ્રિય' એવો સામાન્ય ઉલ્લેખ કર્યો હોય, ત્યાં આ પાંચ જ્ઞાનેન્દ્રિય સમજવી.

જેના વડે કર્મ એટલે વિશિષ્ટ પ્રકારની ક્રિયા થાય, તેને કર્મેન્દ્રિય કહેવાય છે. આવી કર્મેન્દ્રિયો પાંચ છે : હાથ, પગ, જીભ, ગુદા અને ઉપસ્થ. જ્યાં કર્મેન્દ્રિય એવો સામાન્ય ઉલ્લેખ કર્યો હોય, ત્યાં આ પાંચ કર્મેન્દ્રિયો સમજવી.

જ્યાં બધી ઇન્દ્રિયો કાર્યક્ષમ હોય, ત્યાં સુધી દેહનો વ્યવહાર બરાબર ચાલે છે અને તેમાં ખોડ કે ખાંપણ આવી તો એ વ્યવહારમાં મુશ્કેલી ઊભી થાય છે.

ભોગોપભોગમાં તો પાંચ ઈન્દ્રિયોના વિષયની તૃપ્તિ અને તે દ્વારા અનુભવાતી ક્ષણિક માનસિક ઉત્તેજના એ જ મુખ્ય વસ્તુ છે. આ પાંચ ઈન્દ્રિયોના વિષયોને જિતવા એટલે કે તેના પર કાબૂ મેળવવો, તેને ઈન્દ્રિયજય કહેવામાં આવે છે.

## પંચભૂત

આપણો દેહ આમ તો રસ, શોણિત (લોહી), મજ્જા, મેદ, માંસ, અસ્થિ (હાડકાં) અને શુક્ર (વીર્ય કે

રજ) એ સાત ધાતુઓનો બનેલો છે, પણ તેનું વાસ્તવિક નિર્માણ પંચભૂત દ્વારા થયેલું છે, તેથી જ સંત–મહાત્માઓ તેને પંચભૂતના પૂતળા તરીકે ઓળખે છે. આ પંચભૂત તે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ સમજવા. તેમને 'પંચતત્ત્વ' પણ કહેવામાં આવે છે.

(૧) આપણા દેહમાં હાડકાં, માંસપિંડ વગેરે કઠણ પદાર્થો છે, તે પૃથ્વીભૂત કે પૃથ્વીતત્ત્વનું પરિણામ જાણવું.

(૨) આપણા દેહમાં લોહી, થુંક, પરસેવો, પેશાબ વગેરે પ્રવાહી પદાર્થો છે, તે જલભૂત કે જલતત્ત્વનું પરિણામ જાણવું.

(૩) આપણા દેહમાં ઉષ્ણતા એટલે ગરમી રહેલી છે. નાભિના મૂળમાં તેનું પ્રમાણ વિશેષ હોય છે. તંદુરસ્ત મનુષ્યમાં આ ગરમીનું પ્રમાણ થર્મોમીટરની ૯૮–૯૮ાા ડીગ્રી જેટલું હોય છે. રોગાવસ્થામાં તે ઓછું-વત્તું થાય છે. આને અગ્નિભૂત કે અગ્નિતત્ત્વનું પરિણામ સમજવું.

(૪) આપણા દેહમાં વાયુ પ્રસરેલો છે અને શ્વાસ–પ્રશ્વાસની ક્રિયા વડે તેનું નિરંતર આગમન–નિર્ગમન થયા કરે છે, તે વાયુભૂત કે વાયુતત્ત્વનું પરિણામ જાણવું.

(૫) આપણો દેહ લોખંડ કે લાકડા જેવો નક્કર

નથી. તેમાં અનેક જગ્યાએ પોલાણ છે, અવકાશ છે, તે આકાશભૂત કે આકાશતત્ત્વનું પરિણામ જાણવું.

આ પાંચ ભૂત કે પાંચ તત્ત્વોને માટે મંત્રવિદ્યામાં પાંચ બીજો નક્કી થયેલાં છે, તે આ પ્રમાણે:

| ભૂત કે તત્ત્વ | મંત્રબીજ |
|---|---|
| ૧ પૃથ્વીભૂત કે પૃથ્વીતત્ત્વ | ळं |
| ૨ જલભૂત કે જલતત્ત્વ | वं |
| ૩ અગ્નિભૂત કે અગ્નિતત્ત્વ | रं |
| ૪ વાયુભૂત કે વાયુતત્ત્વ | यं |
| ૫ આકાશભૂત કે આકાશતત્ત્વ | हं |

ભૂતશુદ્ધિની ક્રિયામાં આ મંત્રબીજોનો ખાસ ઉપયોગ થાય છે. વળી યોગ તથા સ્વરોદયની સાધનામાં પણ તે ઉપયોગી છે, તેથી સાધકોએ તેને યાદ રાખી લેવાં જોઈએ.

પંચભૂતથી આ દેહ ઉત્પન્ન થયો છે, તેથી તે ભૌતિક દેહ કહેવાય છે. આમ તો ભૌતિક દેહ નિર્જીવ અને જડ સ્વભાવવાળો છે, પરંતુ ચૈતન્યરૂપી પુરુષના અવસ્થાનની ભૂમિ હોવાથી સચેતન બનેલો છે. અન્ય શબ્દોમાં કહીએ તો જ્યાં સુધી આપણા દેહમાં ચેતના—ચૈતન્ય—જીવ—આત્મા રહે છે, ત્યાં સુધી તે જીવંત કહેવાય છે અને જ્યારે તેમાંથી આત્મા ચાલ્યો જાય છે, ત્યારે

તે મડદું બની જાય છે. એટલે કે તેનામાં શ્વાસ-પ્રશ્વાસ, રક્તાભિસરણ આદિ જીવનસંરક્ષક કોઈ પણ ક્રિયા જોવામાં આવતી નથી. એ વખતે આપણને ભૌતિક દેહના નિર્જીવ અને જડ સ્વભાવનો પૂરો ખ્યાલ આવે છે. આવા આત્મારહિત-ચૈતન્યરહિત દેહને અગ્નિ વડે ભસ્મીભૂત કરી નાખવામાં આવે છે કે જમીનમાં દાટી દેવામાં આવે છે કે જલપ્રવાહમાં તણાવા દઈને અથવા બીજી રીતે તેનો નાશ કરવામાં આવે છે.

ભૌતિક દેહ જ્યારે જીવંત હતો, ત્યારે તેના ખાન-પાનની, રહેઠાણની, તેમજ બીજી સુખ-સગવડોની કેટલી ચિંતા કરવામાં આવતી, કેટલો પરિશ્રમ સેવવામાં આવતો અને તેમાંથી આત્મા ચાલી ગયા પછી તેની કઈ સ્થિતિ કરવામાં આવે છે, તેના પર સુજ્ઞજનોએ સારી રીતે ચિંતન કરી લેવું જોઈએ.

આમ તો આપણા દેહમાં પંચભૂત કે પંચતત્ત્વ સર્વત્ર રહેલાં છે, છતાં તેનાં વિશિષ્ટ સ્થાનો નિર્ણીત થયેલાં છે અને ભૂતશુદ્ધિ આદિ ક્રિયાઓમાં તેના પર લક્ષ્ય આપવું પડે છે, તેથી તેનો બોધ કરી લઈએ. પરંતુ કુંડલિની શક્તિ તથા નવચક્રનો પ્રાથમિક બોધ થયા વિના તે બરાબર સમજાશે નહિ, એટલે અહીં કુંડલિની તથા નવચક્રનો બોધ કરાવીએ છીએ.

## કુંડલિની શક્તિ

ગુહ્ય દેશના બે આંગળ ઉપરના ભાગમાં તથા લિંગમૂલથી બે આંગળ નીચેના ભાગમાં ચાર આંગળના વિસ્તારવાળું **મૂલાધારપદ્મ** વિદ્યમાન છે. તેની વચ્ચે બ્રહ્મનાડીના મુખમાં સ્વયંભૂલિંગ વિદ્યમાન છે. તેના ગાત્રમાં દક્ષિણાવર્તથી સાડા ત્રણ આંટા લગાવીને કુંડલિની રહેલી છે. તેને કુલકુંડલિની કે કુંડલિની શક્તિ પણ કહે છે.

આ કુંડલિની શક્તિ જ નિત્યાનંદ–સ્વરૂપા પરમ પ્રકૃતિ છે. તેને બે મુખ છે તથા તે વિદ્યુતપ્રવાહની જેમ અતિ સૂક્ષ્મ છે. યોગાભ્યાસ દરમિયાન જ્યારે તેનો ભાસ થાય છે, ત્યારે તે સર્પાકાર લાગે છે. નર–સુર–અસુર આદિ બધા પ્રાણીઓના શરીરમાં કુંડલિની શક્તિ વિરાજી રહી છે. કમલની વચ્ચે જે સ્થિતિ ભ્રમરની હોય છે, તે જ સ્થિતિ દેહની વચ્ચે કુંડલિની શક્તિની છે. તેની અંદર ચિત્‌શક્તિ રહેલી છે.

કુંડલિની શક્તિ પ્રચંડ સ્વર્ણવર્ણા, તેજઃસ્વરૂપા તથા દીપ્તિમતી છે અને તે સત્ત્વ, રજસ તથા તમ એ ત્રણ ગુણોને જન્મ આપનારી બ્રહ્મશક્તિ છે. તેને વશમાં લાવવી, એ મુમુક્ષુઓનું પરમ કર્તવ્ય છે.

આ કુંડલિની શક્તિ જીવાત્માના પ્રાણરૂપ છે, પણ તે બ્રહ્મદ્વારને–સુષુમ્ણાદ્વારને રોકીને સૂતેલી છે,

એટલે તેને જાગૃત કરવી જોઈએ. વિશિષ્ટ પ્રક્રિયાથી તે જાગૃત થાય છે, તેમાં મંત્રબીજોનો પણ ઉપયોગ હોય છે. આ કુંડલિની શક્તિ જાગૃત થઈને વિવિધ ચક્રોનું ભેદન કરતી ઉપર જાય છે અને મસ્તકમાં રહેલા સહસ્રાર કમલમાં પહોંચે છે, ત્યારે પ્રકૃતિ અને પુરુષનું અર્થાત્ પરમાત્માનું મિલન થયું ગણાય છે અને તેથી અપૂર્વ આનંદનો અનુભવ થાય છે.

આ કુંડલિની શક્તિનું વિશેષ જ્ઞાન તો તે અંગે લખાયેલાં ખાસ શાસ્ત્રો કે ગ્રંથો અને અનુભવીઓના સંપર્ક-સહવાસથી જ થઈ શકે.

## નવ ચક્રો

(૧) **મૂલાધારચક્ર**નો ઉલ્લેખ ઉપર આવી ગયો. તેમાં કુંડલિની શક્તિનું અવસ્થાન હોય છે. આને આધાર ચક્ર પણ કહે છે.

(૨) મૂલાધારથી બે આંગળ ઉપર જઈએ તો લિંગ-મૂલના પ્રદેશમાં બીજું પદ્મ આવેલું હોય છે, તેને **સ્વાધિષ્ઠાનચક્ર** કહેવામાં આવે છે.

(૩) ત્યાંથી ઉપર જતાં નાભિપ્રદેશમાં ત્રીજું પદ્મ આવેલું છે, તેને **મણિપુરચક્ર** કહેવામાં આવે છે.

(૪) ત્યાંથી ઉપર જતાં હૃદયપ્રદેશમાં ચોથું પદ્મ આવેલું છે, તેને **અનાહતચક્ર** કહેવામાં આવે છે.

(૫) ત્યાંથી ઉપર જતાં કંઠપ્રદેશમાં પાંચમું પદ્મ આવેલું છે, તેને **વિશુદ્ધચક્ર** કહેવામાં આવે છે.

(૬) ત્યાંથી ઉપર જતાં બે ભ્રમરોની વચ્ચે છઠ્ઠું પદ્મ આવેલું છે, તેને **આજ્ઞાચક્ર** કહેવામાં આવે છે.

જ્યાં ષટ્ચક્રનો ઉલ્લેખ આવે છે, ત્યાં આ છ ચક્રો સમજવાં.

(૭) તાળવાના મૂળમાં એક પદ્મ આવેલું છે, તેને **લલનાચક્ર** કહે છે.

(૮) બ્રહ્મરંધ્રમાં શ્વેતવર્ણનું શતદલપદ્મ આવેલું છે, તેને **ગુરુચક્ર** કહેવામાં આવે છે. કેટલાક તેને જ્ઞાન-ચક્ર કે મનચક્ર તરીકે પણ ઓળખે છે.

(૯) બ્રહ્મરંધ્રની ઉપર મહાશૂન્યમાં સહસ્રદલપદ્મ આવેલું છે, તેને **સહસ્રારચક્ર** કહેવામાં આવે છે.

—મૂલાધારચક્રમાં પૃથ્વીભૂતનું સ્થાન છે.
—સ્વાધિષ્ઠાનચક્રમાં જલભૂતનું સ્થાન છે.
—મણિપુરચક્રમાં અગ્નિભૂતનું સ્થાન છે.
—અનાહતચક્રમાં વાયુભૂતનું સ્થાન છે.
—વિશુદ્ધચક્રમાં આકાશભૂતનું સ્થાન છે.

આ રીતે પંચભૂત કે પંચતત્ત્વનાં સ્થાનો ઉપરાંત બીજાં તત્ત્વોનાં સ્થાન પણ આપણા દેહમાં આવેલાં છે, તે પ્રસંગોપાત્ત સમજાશે.

## નાડીતંત્ર

ભૌતિક દેહને નાડીતંત્ર કાર્યક્ષમ બનાવે છે. વધારે સ્પષ્ટ કહીએ તો રક્તાભિસરણ આદિ ક્રિયાઓ તેના લીધે જ સંભવે છે. તેની સંખ્યા અંગે શિવસંહિતામાં કહ્યું છે કે—

सार्धलक्षत्रयं नाड्यः, सन्ति देहान्तरे नृणाम् ।
प्रधानभूता नाड्यस्तु, तासु मुख्याश्चतुर्दश ॥

'મનુષ્યોના દેહની અંદર સાડા ત્રણ લાખ નાડીઓ હોય છે, તેમાં મુખ્ય નાડીઓ ચૌદ છે.'

આ ચૌદ નાડીઓનાં નામ પણ તેમાં અપાયાં છે. તે આ પ્રમાણે : (૧) ઈડા, (૨) પિંગલા, (૩) સુષુમ્ણા, (૪) ગાંધારી, (૫) હસ્તિજિહ્વા, (૬) કુહૂ, (૭) સરસ્વતી, (૮) પૂષા, (૯) શંખિણી, (૧૦) પયસ્વિની, (૧૧) વારુણી, (૧૨) અલંબુષા, (૧૩) વિશ્વોદરી અને (૧૪) યશસ્વી.

આ ચૌદ નાડીઓમાં પણ ઈડા, પિંગલા અને સુષુમ્ણાની જ મુખ્યતા છે. તેનો પરિચય અમે મંત્રવિજ્ઞાનના નવમા પ્રકરણમાં આપેલો છે.

## વાયુ અને તેના દશ પ્રકારો

કેટલાંક શાસ્ત્રોમાં બોંતેર હજાર નાડીઓનો જ ઉલ્લેખ આવે છે, તેને મતાંતર સમજવું. ભૌતિક દેહમાં જે શારીરિક કાર્યો થાય છે, તે બધાં વાયુની સહાયથી થાય છે; અથવા ચેતનની સહાયતા વડે આ દેહમાં વાયુ જ બધાં શારીરિક

કાર્યો સંપન્ન કરે છે, એમ કહીએ તો પણ ચાલે. આનો અર્થ એમ સમજવાનો કે દેહ એક પ્રકારનું યંત્ર છે અને વાયુ તેને ચલાવનારું ઉપકરણ છે; તેથી જ વાયુ પર કાબૂ મેળવવો મહત્ત્વનો છે.

વાયુ પર કાબૂ આવ્યો કે મન પર કાબૂ આવે છે અને મન પર કાબૂ આવ્યો કે ઈન્દ્રિયજય થાય છે. ઈન્દ્રિયજય થતાં સિદ્ધિ મળવામાં કંઈ વિલંબ થતો નથી.

આપણા દેહમાં હૃદયપ્રદેશની અંદર અનાહત નામનું ચક્ર છે, તેની વચ્ચે ત્રિકોણાકાર પીઠ ઉપર વાયુબીજ યં રહેલું છે. આ વાયુબીજને પ્રાણવાયુ કહેવાય છે. તે શરીરના જુદા જુદા ભાગમાં રહીને દૈહિક કાર્યભેદથી દશ નામો વડે ઓળખાય છે.

ગોરક્ષસંહિતામાં કહ્યું છે કે—

प्राणोऽपानः समानश्चोदानव्यानौ च वायवः ।
नागः कूर्मोऽथ कृकरो, देवदत्तो धनञ्जयः ॥ २९ ॥

'પ્રાણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન, નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત અને ધનંજય, એ દશ નામથી પ્રાણવાયુ ઓળખાય છે.'

આ દશ વાયુઓમાં પ્રાણાદિ પંચવાયુ અંતઃસ્થ છે અને નાગાદિ પંચવાયુ બહિઃસ્થ છે, એટલે કે બહારના છે. આ દશેય વાયુનું કાર્ય નીચે પ્રમાણે સમજવું :—

(૧) નાકથી શ્વાસ-પ્રશ્વાસ લેવો, પેટમાં ગયેલા અન્નજળને પચાવીને અલગ કરવા, નાભિસ્થલમાં અન્નને

વિષ્ટારૂપે, જલને સ્વેદ તથા મૂત્રરૂપે અને રસાદિને વીર્યરૂપે પરિણમાવવા, એ **પ્રાણવાયુનું** કાર્ય છે.

(૨) પેટમાં અન્નાદિ પચાવવા માટે અગ્નિ પ્રજ્વલિત કરવો, ગુપ્ત ભાગમાંથી મળ કાઢવો, ઉપસ્થમાંથી મૂત્ર કાઢવું, અંડકોષમાં વીર્ય મૂકવું, મેંઢ્ર, ઉરુ, જાનુ, કમર અને બંને જાંઘો દ્વારા કાર્ય સંપન્ન કરવું, એ **અપાનવાયુનું** કાર્ય છે.

(૩) પક્વ રસાદિને બહોંતેર હજાર નાડીઓમાં પહોંચાડવો, દેહનું પુષ્ટિસાધન કરવું તથા પરસેવો કાઢવો, એ **સમાનવાયુનું** કાર્ય છે.

(૪) અંગ–પ્રત્યંગના સંધિસ્થાન તથા અંગોનો વિકાસ કરવો, એ **ઉદાનવાયુનું** કાર્ય છે.

(૫) કાન, નેત્ર, ગ્રીવા, ગુલ્ફ, કંઠદેશ અને કમરની નીચેના ભાગની ક્રિયા સંપન્ન કરવી, એ **વ્યાનવાયુનું** કાર્ય છે.

આ જ રીતે ઓડકાર વગેરે નાગવાયુ, સંકોચન વગેરે કૂર્મવાયુ, ક્ષુધાતૃષ્ણાદિ કૃકરવાયુ, નિદ્રા–તન્દ્રાદિ દેવદત્ત વાયુ અને શોષણાદિ કાર્ય ધનંજયવાયુ કરે છે.

વાયુના આ ગુણો જાણીને વાયુનો જય કરનાર પોતાના શરીર પર ઇચ્છાનુસાર આધિપત્ય જમાવી શકે છે અને સ્વસ્થતા, નીરોગિતા તથા તુષ્ટિ–પુષ્ટિનો અનુભવ કરી શકે છે.

[ ૫ ]

# બીજમંત્રોના અર્થો અને ક્રિયાસંકેતો

બીજમાં આખું વૃક્ષ છૂપાયેલું હોય છે, પણ તે દેખાતું નથી. કોઈ રાસાયણિક પ્રક્રિયાથી બીજનું વિશ્લેષણ કરીએ તો પણ તે દૃશ્યમાન થતું નથી. પણ એ બીજને ચાર–પાંચ દિવસ માટીમાં દાટી રાખીએ અને તેના પર જલનું થોડું થોડું સિંચન કર્યા કરીએ તો તેમાંથી અંકૂર ફૂટે છે અને તે ક્રમશઃ વૃદ્ધિ પામતાં વૃક્ષનું રૂપ ધારણ કરે છે. આ જ રીતે દેવ–દેવીઓના બીજમંત્રોમાં તેમની શક્તિ છૂપાયેલી હોય છે. એ મંત્રો સાંભળવામાં તો માત્ર અક્ષરસ્વરૂપ લાગે છે, પણ તેનો ભક્તિ–શુદ્ધિ–વિધિપૂર્વક જપ કરવામાં આવે તો તેમાંથી ગુપ્ત શક્તિ પ્રકટ થાય છે અને તે સાધકના સર્વ મનોરથો પૂરા કરી આપે છે.

મંત્રબીજોને બીજાક્ષર પણ કહેવામાં આવે છે. તેમને માટે મંત્રવિદ્યામાં જે સંકેતોનો ઉપયોગ થાય છે, તેનું વર્ણન મંત્રવિજ્ઞાનના છઠ્ઠા પ્રકરણમાં કરવામાં આવ્યું છે. સાધકોએ તે અવશ્ય અવલોકી લેવું જોઈએ.

આ મંત્રબીજો પૈકી અતિ મહત્ત્વના ૐકાર અને હ્રીંકારનો અર્થ મંત્રચિંતામણિમાં વિસ્તારથી પ્રકાશવામાં આવ્યો છે. હવે બીજા પણ કેટલાક મહત્ત્વના મંત્રબીજોનો અર્થ તાંત્રિક સંપ્રદાયના ધોરણે રજૂ કરીએ છીએ.

हौं–આને પ્રસાદબીજ કહેવામાં આવે છે. તેમાં ह કારનો અર્થ છે શિવ, औનો અર્થ છે સદાશિવ અને બિંદુનો અર્થ છે દુઃખહરણ. તેથી આ મંત્રબીજનો અર્થ છે–શિવ તથા સદાશિવની કૃપાથી મારાં સમસ્ત દુઃખોનો નાશ થાઓ.

दुं–આને દુર્ગાબીજ કહે છે. તેમાં द નો અર્થ છે દુર્ગા, उ નો અર્થ છે રક્ષા અને બિંદુ કર્તૃત્વનું સૂચન કરે છે. તેથી આ મંત્રબીજનો અર્થ છે–હે દુર્ગામાતા ! મારી રક્ષા કરો.

क्रीँ–આને કાલીબીજ કે કર્પૂરબીજ કહે છે. તેમાં क નો અર્થ છે કાલી, र નો અર્થ છે બ્રહ્મ, ई નો અર્થ છે મહામાયા, નાદનો અર્થ છે વિશ્વમાતા–જગજ્જનની અને બિંદુનો અર્થ છે દુઃખહરણ. તેથી આ બીજમંત્રનો અર્થ છે–શિવયુક્ત જગજ્જનની મહામાયા કાલીમાતા મારાં દુઃખોનો નાશ કરો.

श्रीँ–આને લક્ષ્મીબીજ કે શ્રીબીજ કહે છે. તેમાં श नो અર્થ છે મહાલક્ષ્મી, र નો અર્થ છે ધનસંપત્તિ–તુષ્ટિ-પુષ્ટિ, ई નો અર્થ છે અધિષ્ઠાત્રી અને બિંદુનો

અર્થ છે દુઃખહરણ. તેથી આ બીજમંત્રનો અર્થ છે ધનસંપત્તિ અને તુષ્ટિ–પુષ્ટિની અધિષ્ઠાત્રી માતા મહાલક્ષ્મી મારાં દુઃખોનો નાશ કરો.

ઐં–આને સરસ્વતીબીજ કહે છે. તેમાં ઐ નો અર્થ છે સરસ્વતી અને બિંદુનો અર્થ છે દુઃખહરણ. તેથી આ બીજમંત્રનો અર્થ છે–હે માતા સરસ્વતી ! મારાં દુઃખોનો નાશ કરો.

क्लीँ–આને કૃષ્ણબીજ અથવા કામબીજ કહે છે. તેમાં क નો અર્થ છે કૃષ્ણ અથવા કામ, ल એટલે ઇન્દ્ર, ई એટલે તુષ્ટિ અને બિંદુનો અર્થ છે દુઃખહરણ અથવા સુખકર્તૃત્વ. તેથી આ મંત્રબીજનો અર્થ છે–હે મન્મથનું મંથન કરનાર ભગવાન શ્રીકૃષ્ણ ! મને સુખ–શાંતિ આપો.

हूँ–આને વર્મબીજ અથવા કૂર્ચબીજ કહે છે. તેમાં ह્નો અર્થ છે શિવ અને अ નો અર્થ છે ભૈરવ. નાદ સર્વોત્કૃષ્ટતાનું અને બિંદુ દુઃખહરણનું સૂચન કરે છે. તેથી આ મંત્રબીજનો અર્થ છે–હે સર્વશ્રેષ્ઠ અસુરભયંકર ભગવાન શિવ ! મારાં દુઃખોનો નાશ કરો.

गं–આને ગણેશબીજ કહે છે. તેમાં ग નો અર્થ છે ગણેશ કે ગણપતિ અને બિંદુનો અર્થ છે દુઃખહરણ. તેથી આ મંત્રબીજનો અર્થ છે હે ગણેશ ભગવાન ! મારાં દુઃખો દૂર કરો.

ગ્લૌँ–આ પણ ગણેશબીજ છે. તેમાં ग નો અર્થ છે ગણેશ, ल નો અર્થ છે વ્યાપક, औ નો અર્થ છે તેજ અને બિંદુ છે દુઃખહરણ. તેથી આ મંત્રબીજનો અર્થ છે પરમ વ્યાપક જ્યોતિર્મય ભગવાન ગણેશ મારાં દુઃખોનો નાશ કરો.

ક્ષ્રૌँ– આને નૃસિંહબીજ કહે છે. તેમાં ક્ષનો અર્થ છે નૃસિંહ, र નો અર્થ છે બ્રહ્મ, औ નો અર્થ છે ઊર્ધ્વદંત અને બિંદુનો અર્થ છે દુઃખહરણ. તેથી આ મંત્રબીજનો અર્થ છે–બ્રહ્મસ્વરૂપ ઉર્ધ્વદંત ભગવાન નૃસિંહ મારાં દુઃખોનો નાશ કરો.

સ્ત્રીँ–આને વધૂબીજ કહે છે. તેમાં सનો અર્થ છે દુર્ગોત્તારણ, त નો અર્થ છે તારક, र નો અર્થ છે મુક્તિ, ईનો અર્થ છે મહામાયા અને નાદ વિશ્વમાતાનું તથા બિંદુ દુઃખહરણનું સૂચન કરે છે. તેથી આ મંત્રબીજનો અર્થ છે–હે દુર્ગોત્તારિણી મુક્તિસ્વરૂપા વિશ્વમાતા ભગવતિ મહામાયા! સર્વ દુઃખોમાંથી મારી રક્ષા કરો.

આ રીતે બીજા મંત્રબીજોના અર્થો પણ સાધકોએ સંપ્રદાયથી જાણવા,

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે પ્રત્યેક મંત્રદેવતાનો આદ્યાક્ષર બીજમંત્રના રૂપમાં પ્રયુક્ત થાય છે. એ રીતે દુર્ગાનો दुं, રામનો रं, ગણપતિનો गं, હનુમાનનો हं બીજમંત્ર બનેલો છે.

હવે મંત્રસાધનાની ક્રિયા અંગે જે કેટલાક સંકેતો વપરાય છે, તેનો પણ પરિચય કરાવીશું.

શૌચ–પ્રથમ આચમન કરવું, ત્યાર પછી જલશુદ્ધિ અને આસનશુદ્ધિ કરવી અને ત્યાર પછી ગુરુ, ગણેશ તથા મંત્રદેવતાને પ્રણામ કરવા, તેને 'શૌચ' કહે છે.

कपाटभंजन–हुं બીજનો દશ વખત જપ કરવો, તેને 'કપટભંજન' કહે છે.

प्रफुल्ल–लीं બીજનો દશવાર જપ કરવો, તેને 'પ્રફુલ્લ' કહે છે.

प्राणायामादि–જ્યાં આવો ઉલ્લેખ હોય, ત્યાં પ્રાણાયામ, ભૂતશુદ્ધિ અને ન્યાસની ક્રિયા સમજવી.

मंत्रशिखा–શ્વાસ રોકીને મનની ભાવના દ્વારા કુંડલિની શક્તિને સહસ્રદલ પદ્મમાં લઈ જવી અને તુરત જ ત્યાંથી પાછી ફેરવીને મૂલાધાર ચક્રમાં લઈ આવવી. આવી રીતે વારંવાર કરતાં સુષુમ્ણામાર્ગમાં વિદ્યુત્ જેવું લાંબા આકારનું જે તેજ જોવામાં આવે, તેને 'મંત્રશિખા' સમજવી.

"कुल्लुका"–કોઈ પણ મંત્રનો જપ કરતાં પહેલાં તેનો મૂર્દ્ધસ્થાનમાં—મસ્તક પર ન્યાસ કરવો, તેને કુલ્લુકા કહે છે. પરંતુ નિમ્ન દેવતાઓની કુલ્લુકા નીચે પ્રમાણે કરવામાં આવે છે :

| | | |
|---|---|---|
| તારા | મંત્રની કુલ્લુકા | ॐ ह्रीँ स्त्रीं हूं । |
| કાલી | ,, | ,, क्रीं हूं स्त्रीं ह्रीँ फट् । |
| છિન્નમસ્તકા,, | | ,, श्रीं ह्रीँ ह्रीँ ऐं ह्रीँ ह्रीँ स्वाहा । |
| વજ્રવૈરોચિનિ,, | | ,, श्रीं ह्रीँ ह्रीँ ऐं ह्रीँ ह्रीँ स्वाहा हूं । |

ક્રિયા બ્રાહ્મણ અને ક્ષત્રિયોને માટે સમજવી. વૈશ્યે સેતુ માટે ફટ્ અને શુદ્રોએ સેતુ માટે હ્રીઁ નો હૃદયમાં સાત વખત જપ કરવો.

મહાસેતુ—મંત્રજપ કરવાનો અધિકાર બધા સમયે અને બધી અવસ્થામાં પ્રાપ્ત થાય તે માટે કંઠપ્રદેશમાં આવેલ વિશુદ્ધચક્રમાં ૹીં મંત્રબીજનો સાત વખત જપ કરવો, તેને 'મહાસેતુ' કહે છે. પરંતુ ત્રિપુરસુંદરીના મંત્રજપમાં હ્રીઁ, કાલિકાના મંત્રજપમાં ક્રીઁ અને તારાના મંત્રજપમાં હૂઁ મંત્રબીજ વડે આ ક્રિયા કરવામાં આવે છે.

દૃષ્ટિસેતુ—નાસિકાના અગ્રભાગ ઉપર બે ભ્રમરોની મધ્યમાં દૃષ્ટિ રાખીને દશ વખત ૐકારનો જપ કરવાથી 'દૃષ્ટિસેતુ'ની ક્રિયા થાય છે. જેને પ્રણવનો અધિકાર ન હોય, તે અહીં 'औं' બીજાક્ષરનો જપ કરે.

મુખશોધન—જીભ પર અનેક પ્રકારનો માલ જામેલો હોય છે. જેમકે—ભોજનનો મલ, જૂઠું બોલવાનો મલ, કલહનો મલ વગેરે. તેનું શોધન કરીને જપ કરવામાં આવે તો તે સફળ થાય છે. પ્રથમ મુખશોધનની ક્રિયા જરૂરી મનાયેલી છે. તે માટે નીચેના દેવતાઓમાં નીચે પ્રમાણે મંત્ર મનથી દશવાર જપવાનો હોય છે:

ત્રિપુરસુંદરી = श्रीं ॐ श्रीँ ॐ श्रीँ ॐ ।
શ્યામા = क्रीँ क्रीँ क्रीँ ॐ ॐ ॐ क्रीँ क्रीँ क्रीँ ।
તારા = હ્રીઁ हूं હ્રીઁ ।

દુર્ગા = ऐं ऐं ऐं।

બગલામુખી = ऐं ह्रीँ ऐं।

માતંગી = ॐ ऐं ॐ।

લક્ષ્મી = श्रीँ।

ધૂમાવતી = ॐ।

ધનદા = ॐ धूं ॐ।

ગણેશ = ॐ गं।

વિષ્ણુ = ॐ हूँ।

બીજા બધા મંત્રોમાં મંત્રજપ પૂર્વે દશ વાર ॐ કારનો જપ કરવાથી મુખશોધન થાય છે.

जिह्वाशोधन મત્સ્યમુદ્રા વડે મુખનું આચ્છાદાન કરીને हः सौः એ મંત્રનો સાત વાર જાપ કરવાથી જિહ્વા-શોધનની ક્રિયા પણ કરવી જોઈએ.

करशोधन–જપમાં જેમ મુખ અને જિહ્વાનો ઉપયોગ થાય છે, તેમ કરનો–કરાંગુલિઓનો પણ ઉપયોગ થાય છે, તેથી તેનું શોધન પણ આવશ્યક મનાયું છે. 'क्रीँ ईं क्रीँ करमाले अस्त्राय फट्।' એ મંત્ર સાત વખત જપવાથી કર-શોધન થાય છે. આ મંત્ર ઘણા ભાગે દક્ષિણકાલિકાની ઉપાસનાનો છે. અન્ય દેવતાઓના મંત્રજપમાં સંપ્રદાય-ભેદ સંભવે છે.

योनिमुद्रा–મુલાધારચક્રથી બ્રહ્મરંધ્ર પર્યંત અધોમુખે ત્રિકોણ કલ્પવો અને બ્રહ્મરંધ્રથી મુલાધાર ચક્ર પર્યંત

ઉર્ધ્વમુખ ત્રિકોણ કલ્પવો. અર્થાત્ એ પ્રમાણે ષટ્કોણ યંત્રની ભાવના કરીને દશ વખત મંત્રજપ કરવાથી 'યોનિ મુદ્રા' થાય છે. સરસ્વતીતંત્રમાં કહ્યું છે કે જે મંત્રાર્થ, મંત્રચૈતન્ય અને યોનિમુદ્રા જાણતો નથી, તેને મંત્રસિદ્ધિ થતી નથી. અહીં મંત્રાર્થથી મંત્રદેવતાના શરીર અને મંત્રનું અભેદ ચિંતન અભિપ્રેત છે તથા મંત્રચૈતન્યથી મૂલમંત્રની આગળ પાછળ ઈં બીજ લગાડીને હૃદયમાં સાત વખત જપવાનો સંપ્રદાય છે. મંત્રચૈતન્યનો જે પરમ અર્થ થાય છે, તે અહીં અભિપ્રેત નથી.

निर्वाण–પ્રથમ પ્રણવ બોલવો, પછી अं आं એ રીતે સમસ્ત વર્ણમાલા બોલવી, પછી મંત્ર બોલવો, પછી ऐं ऐं મંત્રબીજો બોલવા અને अं आं એ સમસ્ત વર્ણમાલા બોલી ૐકારનો ઉચ્ચાર કરવો તેને 'નિર્વાણ' કહે છે. આ પ્રકારનો જપ નાભિપ્રદેશમાં એટલે મણિપૂરચક્રમાં કરવાનો હોય છે.

प्राणयोग – જેમ પ્રાણયુક્ત શરીર સચેષ્ટ હોય છે, તેમ પ્રાણયુક્ત મંત્ર સિદ્ધ થાય છે. તેથી 'પ્રાણયોગ'ની ક્રિયા કરવામાં આવે છે. આ ક્રિયામાં મંત્રની આગળ ह्रीँ અને મંત્રની પાછળ ह्रीँ બીજ લગાડીને સાત વાર જપ કરવાનો હોય છે.

દીપની – જેમ દીપકથી ઘરનો અંધકાર દૂર થઈ તેની બધી વસ્તુઓ જોવામાં આવે છે, તેમ 'દીપની'

ક્રિયાથી મંત્ર જોવામાં આવે છે. તેમાં કરવાનું એટલું હોય છે કે મૂળ મંત્રને ૐકારથી પુટિત કરવો, એટલે કે પ્રથમ અને છેડે ૐ લગાડીને તેનો સાત વખત હૃદયમાં જપ કરવો. 'અશૌચભંગ'ની ક્રિયામાં પણ આવો વિધિ છે.

अमृतयोग–ॐ वं ह्रीँ એ મંત્ર હૃદયમાં દશ વખત જપવાથી 'અમૃતયોગ' થાય છે.

उत्कीलन–દેવની ગાયત્રીનો દશ વખત જપ કરવો, તેનો ઉત્કીલન કહે છે.

मन्त्रचिन्ता–મંત્રના સ્થાનમાં મંત્રનું ચિંતન કરવું, તેને 'મંત્રચિંતા' કહે છે. તેનો વિધિ એવો છે કે રાત્રિની પ્રથમ દશ ઘડીના સમયમાં હૃદયમાં મંત્રનું ચિંતન કરવું, ત્યાર પછી દશ ઘડીમાં બિંદુસ્થાનમાં અર્થાત્ મનશ્ચક્રની ઉપર અને પછીની દશ ઘડીમાં કલાતીત સ્થાનમાં મંત્રનું ચિંતન કરવું, દિવસે પ્રથમ દશ ઘડીની અંદર બ્રહ્મરંધ્રમાં મંત્રનું ચિંતન કરવું, બીજી દશ ઘડીની અંદર હૃદયમાં અને તે પછીની દશ ઘડીમાં મનશ્ચક્રમાં મંત્રનું ચિંતન કરવું. દિવસે અથવા રાત્રિએ જ્યારે આ પ્રમાણે મંત્રચિંતન કરવાનું હોય તે પહેલાં 'સપ્તચ્છદા' નામની ક્રિયા કરવી. આ ક્રિયા क्रौं क्रौं ह्रीँ हूं ॐ औं એ મંત્રનો દશ વખત હૃદયમાં જપ કરવાથી સંપન્ન થાય છે.

આ પ્રમાણે માંત્રિક ક્રિયાઓ ઘણા પ્રકારની છે, પરંતુ તેનું રહસ્ય સંપ્રદાયથી મેળવવું જોઈએ અને જે

સંપ્રદાયની મંત્રદીક્ષા હોય તે પ્રમાણે તે તે ક્રિયાઓ કરવી જોઈએ. આમાંની ઘણીખરી ક્રિયાઓ આજે બંગાલ, બિહાર તથા ઉત્તરપ્રદેશમાં થતી જોવાય છે, પરંતુ ગુજરાતમાં તેનો પ્રચાર નથી. અહીં તો ભક્તિ અને શુદ્ધિ ઉપર જ મુખ્ય ભાર અપાય છે અને તે પછી ઈષ્ટદેવતાના પૂજનપૂર્વક મંત્રજપ શરૂ કરવામાં આવે છે. તેથી પણ સિદ્ધિ તો થાય જ છે, છતાં સાધકને મંત્રક્રિયા અને તેના ભિન્ન સંકેતોનો ખ્યાલ રહે, તે માટે અહીં આટલી માહિતી આપવામાં આવી છે.

[ ૬ ]

# મંત્રસાધનાપદ્ધતિ

મંત્રનું મહત્ત્વ તો ઘણા મનુષ્યો સ્વીકારે છે અને તેના અચિંત્ય-અલૌકિક પ્રભાવ માટે આફરીન પોકારે છે, પરંતુ તેની સાધના કેમ કરવી ? અને તેમાં સિદ્ધિ શી રીતે મેળવવી ? તે અંગે મુંઝવણ અનુભવે છે. વાસ્તવમાં તેમને સાધનાપદ્ધતિ અંગે જોઈએ તેવી વિશ્વસ્ત માહિતી મળતી નથી, તેથી તેઓનો મંત્રસાધના માટેનો ઉત્સાહ પડી ભાંગે છે અથવા તો તે માટે પગલાં ભરવાની હિંમત ચાલતી નથી. અને જેઓ અધૂરી માહિતી પર આધાર રાખીને મંત્રસાધનામાં ઝંપલાવે છે, તે થોડા જ વખતમાં દરિયાની અંદર ડોલવા માંડેલા વહાણની સ્થિતિ અનુભવે છે. તાત્પર્ય કે તેઓ એ મંત્રસાધનામાં પાર ઉતરી શકતા નથી.

મંત્રસાધના અંગે કેટલુંક વિવેચન મંત્રવિજ્ઞાનમાં થયેલું છે, તેનો સાર આ વક્તવ્યમાં આવી જાય છે. ઉપરાંત અમારે જે કંઈ કહેવાનું છે, તે આમાં બરાબર કહ્યું છે. અન્ય શબ્દોમાં કહીએ તો મંત્રની સાધનાપદ્ધતિનું આ

એક સચોટ સળંગ દર્શન છે અને તે સાધનામંદિરનાં મંગલદ્વાર ઉઘાડી આપે તેમ છે. વાંચકો તેને ખૂબ શાંત–સ્વસ્થ ચિત્તે વાંચે–વિચારે.

મંત્રસાધના માટે જેના હૃદયમાં ઉત્સાહ પ્રગટેલો છે, તેણે સહુથી પ્રથમ તે માટે પોતાની યોગ્યતા કેળવવા પ્રયત્ન કરવો જોઈએ. તેનું વિવેચન અમે **મંત્રવિજ્ઞાન**ના સત્તરમાં પ્રકરણમાં કરેલું છે.

બેંકમાં બેલેન્સ ન હોય તો ચેક સીકરાતો નથી, તેમ સાધકમાં યોગ્યતા ન હોય તો તેને સિદ્ધિ પ્રાપ્ત થતી નથી; પરંતુ યોગ્યતાનો વિચાર બહુ ઓછા કરે છે અને તે જ તેમની નિષ્ફળતાનું કારણ બને છે. કાળાં કપડાં પર ગુલાબી રંગ ચડાવવાની ચેષ્ટા કરીએ, તો એ શી રીતે સફળ થાય ?

જો મંત્રસિદ્ધિ ગમે તેને થતી હોત, તો આ જગતમાં મંત્રસિદ્ધ મહાનુભાવોનો તોટો ન હોત, પણ તેમનાં દર્શન તો કોઈક જ સ્થળે ક્વચિત્ થાય છે, તેથી તે ચોક્કસ પ્રકારની યોગ્યતા માગે છે, એ નિશ્ચિત છે.

આપણે કેવા છીએ ? તે બરાબર જાણવું હોય તો આત્મનિરીક્ષણ રૂપી આરીસો આપણી સામે રાખવો જોઈએ અને તટસ્થ ભાવે આપણી વૃત્તિ–પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરવું જોઈએ. તેમાં જે પ્રવૃત્તિઓ નિંદ્ય–અપ્રશસ્ત–ખોટી–ખરાબ દેખાય તેને દૂર કરવી જોઈએ, દૂર કરવાની હિંમત કેળવવી જોઈએ.

અહીં કોઈ એમ કહેતું હોય કે આ રીતે મંત્ર-સાધકની યોગ્યતા કેળવવા જતાં ઘણો વખત નીકળી જાય, પછી મંત્રની સાધના ક્યારે કરીએ? પરંતુ એમ કહેવું ઠીક નથી. ગાડી વહેલી ઉપડતી હોય અને આપણે તે જ ગાડીમાં મુસાફરી કરવી હોય તો ઝટપટ વહેલા તૈયાર થઈએ છીએ અને તેમાં સમયસર દાખલ થઈ જઈએ છીએ. એવું આમાં કેમ ન કરીએ? તાત્પર્ય કે મંત્રસાધના સમયસર જરૂર થઈ શકે તે માટે સાધકે યોગ્ય ગુણો સત્વર કેળવવા જોઈએ. એ વાત સાચી છે કે દુર્ગુણોએ-કુટેવોએ આપણા પર પકડ જમાવી હોય તો તેમાંથી છૂટતાં વાર લાગે છે, પણ સંકલ્પ દૃઢ હોય તો એ કામ થોડા સમયમાં—અરે! થોડી ક્ષણોમાં જ બની શકે છે. *

સાધકને યોગ્ય ગુણો કેળવતાં જીવનનું ઘડતર થાય છે, એ ભૂલવાનું નથી. આ તો 'એક પંથ અને દો કાજ' જેવું છે.

સાધકને બીજો પ્રયત્ન ગુરુને—સદ્ગુરુને શોધવાનો હોવો જોઈએ; કારણ કે તે સિવાય ઈષ્ટમંત્રની પ્રાપ્તિ થતી નથી. સદ્ગુરુ કોનો કહેવાય? અને તેમની કૃપાથી કેવા કેવા લાભો થાય છે? તે અમે પૂર્વગ્રંથોમાં વિસ્તા-

---

*તે અંગે અમોએ રચેલા 'સંકલ્પસિદ્ધિ' નામના ગ્રંથમાંથી યોગ્ય માર્ગદર્શન મળી રહેશે. બીજી રીતે પણ આ ગ્રંથ અવશ્ય વાંચવા જેવો છે.

રથી લખી ચૂક્યા છીએ, એટલે અહીં તેની પુનરાવૃત્તિ નહિ કરીએ.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે આ કામ સહેલું તો નથી જ. કેટલાકને આ વસ્તુ અસંભવિત જેવી લાગે છે, પણ અમે તેમાં સહમત થતા નથી. સદ્ગુરુની સંખ્યા આજે અલ્પ છે અને ક્વચિત્ મળી આવે છે, પણ તેનો સર્વથા લોપ થયો નથી. જો તીવ્ર ઝંખના રાખીએ તો કબીરજીને સદ્ગુરુ સાંપડયા, તેમ આપણને પણ જરૂર સાંપડે. પરંતુ આવી ઝંખના–આવી લગની આપણે રાખીએ છીએ ખરા ? થોડો પ્રયત્ન કર્યો અને તેમાં સફલતા ન મળી કે લમણે હાથ દઈને બેસી જઈએ છીએ અને હવે તો કંઇ બનશે જ નહિ, એમ માની લઈએ છીએ. પણ પ્રયત્ન સતત અને સબળ કરવો જોઈએ.

જેને સદ્ગુરુની તીવ્ર ઝંખના છે, તેને સદ્ગુરુ સ્વપ્નમાં દર્શન દે છે અને મંત્રોપદેશ પણ કરે છે. વળી આવો મંત્ર જલ્દી સિદ્ધ થાય છે. અલબત્ત, આવી ઘટના કોઇ કોઇ વાર બને છે, પણ તે બને છે ખરી, તેથી જ અહીં તેની નોંધ લેવામાં આવી છે.

સતત અને સબળ પ્રયત્ન કરવા છતાં સદ્ગુરુ ન સાંપડે તો જલભરેલા કુંભમાં સદ્ગુરુની સ્થાપના કરવી અને મૂલમંત્ર પીંપળાનાં પાન પર લખી તેની પાસે મૂકી, પછી તે ગ્રહણ કરવો. તે વખતે મનમાં એવી

ભાવના કરવી કે 'હે પરમ કૃપાળુ ગુરુદેવ ! હું આપની પાસેથી આ મંત્ર ગ્રહણ કરું છું.' એકલવ્યે માટીના પૂતળામાં દ્રોણાચાર્યની સ્થાપના કરીને તેમની પાસેથી ઉત્તમ કોટિની ધનુર્વિદ્યા મેળવી હતી, એ વાત ખૂબ જાણીતી છે.

સાધકે ગુરુની પરમ ભક્તિ કરીને તેમની કૃપા મેળવવી જોઈએ. જેને ગુરુની કૃપા પ્રાપ્ત થાય છે, તેને આ જગતમાં કશું અલભ્ય નથી.

મંત્રો અનેક છે, અનેક પ્રકારના છે અને તે સર્વેને સરખા ફલદાયી થતા નથી, પરંતુ તે અંગે ગુરુ જે નિર્ણય કરે, તે છેવટનો માનવો જોઈએ. અને તે જ મંત્રને ગ્રહણ કરી સાધનામાર્ગમાં આગળ વધવું જોઈએ.

ગુરુની ભૂલ કઢાવી કે તેમની શક્તિ વિષે શંકા કરવી, એ સાધકનો મોટો અપરાધ છે. આવા સાધકોને કદી પણ મંત્રસિદ્ધિ થતી નથી, એટલું જ નહિ પણ તે દુર્ગતિનું ભાજન થાય છે.

ગુરુએ કાન ફૂંકીને જે મંત્રાક્ષરો આપ્યા, તે સોનાના સમજવા. પરમ સદ્ભાગ્ય હોય તો જ આ રીતે ગુરુ પાસેથી મંત્ર મળે. જે નગુરો છે, નાસ્તિક છે, તેનું આ ક્ષેત્રમાં કામ નથી. કદાચ ભૂલેચૂકે આવી વ્યક્તિ આ ક્ષેત્રમાં આવી ચડી, તો થોડા સમયમાં જ તેને વિદાય થવું પડે છે.

સાધના માટેનું સ્થાન શાંત, પવિત્ર અને નિરુપદ્રવી હોવું જોઈએ. જે સ્થાનમાં ઘોંઘાટ–અવાજ અધિક હોય

છે, ત્યાં મન એકાગ્ર થઈ શકતું નથી અને તેથી જપ, ધ્યાન આદિ ક્રિયાઓ બરાબર થઈ શકતી નથી. જે સ્થાન અપવિત્ર હોય, ત્યાં પવિત્ર ભાવના-પવિત્ર વિચારો શી રીતે સ્ફુરે? અને જે સ્થાનમાં ચોર, લુંટારા, વાઘ, વરૂ, અન્ય શિકારી પ્રાણીઓ, સાપ, વીંછી વગેરેનો વારંવાર ઉપદ્રવ થતો હોય, ત્યાં સાધક પોતાની સાધનામાં સ્થિર શી રીતે થઈ શકે? ગૃહસ્થો પોતાના નિવાસસ્થાનમાં એક જૂદો ઓરડો કે જૂદું સ્થાન નક્કી કરીને ત્યાં મંત્રની સાધના કરી શકે છે.

મંત્રની સાધના શુભ દિવસે, શુભ મુહૂર્તે શરૂ કરવી જોઈએ. પરંતુ તે પહેલાં દેહશુદ્ધિ નિમિત્તે બની શકે તો ત્રણ ઉપવાસ, નહિ તો બે ઉપવાસ, છેવટે એક ઉપવાસ પણ કરવો જોઈએ. આ ઉપવાસ નકોરડા સમજવા. તેમાં માત્ર જળ જ લઈ શકાય. જો આટલું પણ ન બને તો આગલા દિવસે અન્નનો ત્યાગ કરી માત્ર દૂધ કે ફળ-રસ પર રહેવું જોઈએ.

ગુરુદત્ત મંત્રની શ્રદ્ધાપૂર્વક સાધના કરવી જોઈએ, તો જ તે સિદ્ધ થાય છે, અન્યથા થતો નથી. શ્રદ્ધા એટલે મંત્રશક્તિમાં પૂરો વિશ્વાસ, તેની કાર્યસાધકતા માટે દૃઢ પ્રતીતિ. આવો વિશ્વાસ-આવી પ્રતીતિ જો મનની સ્થિતિ સંશયરહિત હોય તો જ સંભવે છે. જો મંત્રની શક્તિ કે કાર્યસાધકતા વિષે મનમાં શંકા-સંશય હોય, તો પ્રથમ તે દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. જ્ઞાની

ગુરુના સંગથી, સારાં પુસ્તકોનાં વાંચનથી તથા મધ્યસ્થ ભાવે ચિંતન કરવાથી સંશયાવસ્થા દૂર થઈ શકે છે.

ભગવદ્‌ગીતામાં કહ્યું છેકે 'अज्ञश्चाश्रद्‌दधानश्च, संशयात्मा विनश्यति–અજ્ઞાની અને અશ્રદ્ધાળુ આત્મા સર્વ ક્ષેત્રોમાં સદા સંશયશીલ રહે છે અને છેવટે તેનો વિનાશ થાય છે.'

દેવ, બ્રાહ્મણ, ઔષધ, મંત્ર આદિ ભાવના પ્રમાણે ફળ આપે છે, એટલે મંત્રને મામુલી સમજીએ તો મામુલી ફળ મળે છે અને મહાન માનીએ તો તેનું ફળ મહાન મળે છે. કોઈ મંત્ર નાનો હોય તો આ શું ફળ આપશે? એવો કુતર્ક કરવો નહિ. અગ્નિનો તણખો નાનો હોય છે, તો પણ ઘાસની મોટી ગંજીને બાળી મૂકે છે; અથવા મચ્છર અતિ નાનો હોય છે, પણ કુંજરના કાનમાં પેસે તો તેને મુંઝવી મારે છે. એ રીતે મંત્ર નાનો હોય તો પણ પોતાનો પ્રભાવ વિસ્તારી શકે છે અને યથેષ્ટ ફળ આપી શકે છે. મુખ્ય વાત એ છે કે મંત્ર નાનો હોય કે મોટો હોય, સાધકે તેની શક્તિમાં પૂરી શ્રદ્ધા રાખીને તેની સાધના કરવી જોઇએ.

કોઈ એમ કહેતું હોય કે શ્રદ્ધાથી શું થાય? તો એ ભૂલે છે. વ્યાવહારિક તથા પારમાર્થિક બંને સિદ્ધિઓનું મૂળ શ્રદ્ધામાં જ રહેલું છે. 'હું જરૂર ભણી શકીશ' એવી શ્રદ્ધાવાળો ભણી શકે છે. 'હું જરૂર ધન કમાઈ શકીશ' એવી શ્રદ્ધાવાળો વ્યાપારાદિ પ્રવૃત્તિ કરે છે અને

ધન કમાઈ શકે છે. અથવા 'આ કામ હું જરૂર પાર પાડી શકીશ.' એવી શ્રદ્ધાવાળો એ કામ હાથ ધરે છે અને તેને પાર પાડી શકે છે. અશ્રદ્ધાળુ આમાંનું કંઈ કરી શકતો નથી.

જો શ્રદ્ધા મજબૂત હોય તો પ્રયત્ન પ્રબળ થાય છે અને તે સિદ્ધિને સમીપ લઈ આવે છે. જો શ્રદ્ધા તૂટી તો પ્રયત્ન તૂટી પડે છે અને સાધનાનો એકાએક અંત આવી જાય છે, માટે સાધકે પ્રારંભથી અંત સુધી શ્રદ્ધાન્વિત રહેવું.

મંત્રસાધનામાં જેટલું મહત્ત્વ શ્રદ્ધાનું છે, તેટલું જ મહત્ત્વ શુદ્ધિનું પણ છે. તેના ચાર પ્રકારો માનવામાં આવ્યા છે: (૧) દેહશુદ્ધિ, (૨) મનઃશુદ્ધિ, (૩) દિક્શુદ્ધિ અને (૪) સ્થાનશુદ્ધિ.

સ્નાન દ્વારા દેહને શુદ્ધ કરવો, તે દેહશુદ્ધિ. આ વખતે માટી કે આંબળાના ચૂર્ણ જેવા નિર્દોષ પદાર્થો વાપરવા જોઈએ, પણ ચરબીવાળા સાબુનો ઉપયોગ કરવો નહિ. તપશ્ચર્યા, ભૂતશુદ્ધિ વગેરે દ્વારા દેહની વિશિષ્ટ પ્રકારે શુદ્ધિ થાય છે, એટલે તેનું પણ આલંબન લેવું જોઈએ. અહીં દેહશુદ્ધિનો અર્થ થોડો વિસ્તારીએ અને તેને સ્વસ્થતા સુધી લઈ જઈએ, તો પણ ખોટું નથી. રોગ પણ એક જાતની અપવિત્રતા છે અને તે શરીરમાં પેઠો હોય તો મનને અસ્વસ્થ કરી મૂકે છે. આ અવસ્થામાં

પૂજા, જપ આદિ ક્રિયાઓ યથાર્થપણે શી રીતે થઈ શકે ? 'शरीरमाद्यं खलु धर्मसाधनम्' એ ઉક્તિ અહીં બરાબર લાગુ કરવી જોઈએ. ઘણા માણસો શરીરની અસ્વસ્થ હાલતને લીધે જ મંત્રસાધના કરી શકતા નથી.

પાપી વિચારોમાંથી મનને નિવૃત્ત કરવું, તે મનઃશુદ્ધિ. દેહશુદ્ધિ કરતાં આ કામ વધારે કઠિન છે, કારણ કે ધજાની પૂંછડી અથવા કુંજરના કાન જેવું ચપળ મન અનેકાનેક વિચારો કર્યા કરે છે અને તેમાં ઘણા વિચારો પાપી પણ હોય છે. જો મનને તમે એમ કહો કે તું વાંદરાનો વિચાર કરીશ નહિ, તો વાંદરો એને વધારે વાર યાદ આવે છે. એ જ રીતે બીજા વિચારોનું પણ સમજી લેવું. પરંતુ સત્સંગ, સ્વાધ્યાય, સાત્વિક ભોજન, ભૂતશુદ્ધિ તથા પ્રાણાયામ વગેરે ક્રિયાઓ વડે મનની શુદ્ધિ કરી શકાય છે અને તે મંત્રસાધનામાં અતિ મહત્ત્વની છે.

આ બંને શુદ્ધિ અંગે વધારે વિવેચન આગળ આવશે.

મંત્રને અનુરૂપ દિશાની પસંદગી કરવી, એટલે કે તે સામે મુખ રાખીને બેસવું એને દિક્શુદ્ધિ કહે છે. સૌભાગ્ય માટે પૂર્વ દિશામાં અને શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ માટે ઉત્તર દિશામાં મુખ રાખીને બેસવાનું હોય છે.

જે સ્થાનમાં બેસીને મંત્રસાધના કરવાની હોય, તે સ્થાનને વાળી-ચોળીને સાફ કરવું; તેમાં જળ કે ગુલાબ-જળનો છંટકાવ કરવો, ત્યાં ધૂપ-દીપ વગેરે પ્રકટાવવા કે

પુષ્પો વગેરે ગોઠવવાં, તે સ્થાનશુદ્ધિ કહેવાય છે. વિશેષમાં મંત્રપદો બોલીને એ સ્થાનમાં રહેલા ભૂતાદિને દૂર કરવા, એ પણ સ્થાનશુદ્ધિનો જ પ્રકાર છે.

એક આસને અમુક સમય સુધી સ્થિર બેઠા વિના સાધના થઈ શકતી નથી. આસનો અનેક પ્રકારનાં છે, તેમાંથી જે આસને સુખપૂર્વક લાંબા વખત સુધી બેસી શકાય, તેની જ પસંદગી કરવી; અથવા મંત્રવિધિમાં અમુક જ આસનનો નિર્દેશ કર્યો હોય, તો તે આસન પસંદ કરવું.

બેસવા માટેના ઉપકરણને પણ આસન કહેવામાં આવે છે. મંત્રસાધનામાં તેનું પણ મહત્ત્વ છે. તે માટે શાસ્ત્રોમાં કુશાસન, ચૈલાસન, મૃગચર્માસન વગેરેનો નિર્દેશ થયેલો છે. કુશ એટલે દાભડો. તેનું બનાવેલું આસન તે કુશાસન. આગળના જમાનામાં આ આસનનો વધારે ઉપયોગ થતો. ચૈલ એટલે વસ્ત્ર. તેનું બનાવેલું આસન, તે ચૈલાસન. અહીં વસ્ત્રથી ગરમ વસ્ત્ર જ ગ્રહણ કરવામાં આવે છે. સૂતરાઉ વસ્ત્રને ઉપયોગમાં લેવામાં આવતું નથી. મૃગ એટલે હરણ, તેના ચામડાનું બનાવેલું આસન, તે મૃગચર્માસન.

જપનો એક નિયમ એવો છે કે માત્ર ભોંય પર બેસવું નહિ, પણ તેના પર આસન બિછાવીને બેસવું, તેથી અહીં આસનનો વિચાર પ્રસ્તુત છે.

આચાર પણ મંત્રસાધનાનું એક અંગ ગણાય છે, એટલે સાધકે શાસ્ત્રવિહિત આચારનું પાલન કરવું જોઈએ. તેમાં નિત્યકર્મનો સમાવેશ થાય છે.

નિત્યકર્મ કર્યા પછી ગુરુદત્ત મંત્રની સિદ્ધિ માટે મંત્રદેવતાનું પૂજન, સ્તવન, જપ અને ધ્યાન એ ચાર કર્મો નિયમિત રીતે કરવા જોઈએ.

મંત્રદેવતાનું પૂજન પંચોપચાર, અષ્ટોપચાર, દશોપચાર, ષોડશોપચાર આદિ અનેકવિધ ઉપચારોથી થઈ શકે છે. તેમાં સાધક જેટલો ઉત્સાહ દાખવે તેટલો લાભ છે.

તે પછી સ્તોત્રાદિ બોલવા જોઇએ અને પ્રસંગોપાત્ત સહસ્રનામ વડે સ્તુતિ કરવી જોઇએ. અહીં કવચ, હૃદય વગેરે બોલવાનો પણ સંપ્રદાય છે.

તે પછી મંત્રજપ આરંભવો જોઈએ.

તે પછી મંત્રદેવતાના સ્વરૂપનું ધ્યાન ધરવું જોઈએ. એટલે કે તેમના વર્ણ, આભૂષણ, આયુધ, વાહન વગેરેનું ચિંતન કરવું જોઈએ. આગળ જતાં આજ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે અને સાધક કૃતકૃત્ય બને છે.

જપ તો મંત્રસાધનાનો મુખ્ય મેરુ છે. તે એના નિયમ મુજબ વ્યવસ્થિત કરવો જોઈએ અને રોજ જેટલી સંખ્યા પૂરી કરવાની હોય, તે બરાબર પૂરી કરવી જોઈએ.

તેના પ્રમાણમાં અસાધારણ કારણ સિવાય વધારો-ઘટાડો કરવો નહિ. જપ વખતે જે માલાનો ઉપયોગ કરવાનો હોય તેને સાધના શરૂ કરતાં પહેલાં જ વિધિપૂર્વક તૈયાર કરી લેવી જોઈએ. આ વિષયમાં 'જપ–ધ્યાન–રહસ્ય' ગ્રંથ વિપુલ માહિતી પૂરી પાડે એમ છે.

જપ પછી મંત્રની અર્થભાવના કરવી જોઈએ. એટલે કે તેના અર્થ પરત્વે ઊંડું ચિંતન કરવું જોઈએ. મંત્રનો મુખ્ય સંબંધ મનન સાથે છે, એ મનન જપ તથા અર્થભાવના બંને પૂર્વક કરવાનું હોય છે.

ત્યાર પછી વિધિ અનુસાર હોમ કરવો જોઈએ. તેમાં કુંડ, સમિધ તથા દ્રવ્યો અંગે જે પ્રકારનું વિધાન હોય, તે પ્રમાણે જ કરવું જોઈએ.

તે પછી કેટલાક સંપ્રદાયો તર્પણ, માર્જન, બ્રહ્મ-ભોજન આદિ કરવાનું સૂચવે છે. મંત્રસાધનમાં સંપ્રદાય બળવાન છે, એટલે જેને જે સંપ્રદાયની મંત્રદીક્ષા પ્રાપ્ત થઈ હોય, તેણે તે અનુસાર બધાં કર્મો કરવાં.

દરેક મંત્રના વિધિ કે આમ્નાયમાં તેની જપસંખ્યા બતાવેલી હોય છે, તે નિયત સમયમાં પૂરી કરવી જોઈએ.

સાધનાસમય દરમિયાન નીચેના નિયમો પાળવા આવશ્યક છે :–

(૧) ભૂશય્યા – સાધકે પવિત્ર વસ્ત્ર પહેરી કુશ

અથવા કાંબલ આદિની શય્યા પર સૂવું, પણ પલંગ, ખાટલા, ગાદલાં વગેરેનો ઉપયોગ કરવો નહિ. જે શય્યાનો ઉપયોગ કરવામાં આવે તેની રોજ શુદ્ધિ કરવી, એટલે કે તેને સાફ–સ્વચ્છ રાખવી.

(૨) **બ્રહ્મચર્ય** – સ્ત્રીસંસર્ગનો ત્યાગ કરવો તથા કામવાસનાને ઉદ્દીપ્ત કરે, તેવી સર્વ વાતોથી દૂર રહેવું.

(૩) **મૌનાવલંબન** – બને તેટલું મૌન પાળવું. બોલવાના સમયે પણ જરૂર જેટલું જ બોલવું, તેથી જરા-પણ વધારે નહિ. તેમાં પ્રિય, પથ્ય તથા તથ્ય વચનોનો પ્રયોગ કરવો, પણ મિથ્યા ભાષણ કે કટુ ભાષણ તો કદી પણ કરવું નહિ. અપશબ્દ બોલતાં સમસ્ત મંત્રસાધના દુષિત થાય છે, એ લક્ષ્યમાં રાખવું.

(૪) **શ્રીગુરુની સેવા** – મંત્રદાતા ગુરુદેવની બને તેટલી સેવા–ભક્તિ કરવી અને રોજ પ્રાતઃકાળમાં નિદ્રાનો ત્યાગ કર્યા પછી તેમને મનથી ત્રણ વાર નમસ્કાર કરવા તથા તેમનું હૃદયકમલમાં ધ્યાન ધરવું.

(૫) **સાત્ત્વિક ભોજન** – અન્નથી શરીર બને છે અને તેમાંથી મન નિર્માણ થાય છે, એટલે સાત્ત્વિક મનની ઈચ્છાવાળાએ ભોજનમાં સાત્ત્વિક વસ્તુઓનો જ ઉપયોગ કરવો. મિષ્ટાન્ન બને ત્યાં સુધી લેવું જ નહિ. તળેલી ભારે વસ્તુઓ તથા બહુ ખાટા–ખારા પદાર્થો વાપરવા નહિ; એટલે કે અથાણાં–ચટણી આદિ ચટકાથી દૂર

રહેવું અને બને તો એક જ વાર ભોજન કરવું અને તેમાં પણ અસ્વાદવ્રતનું પાલન કરવું. સાયંકાળે ખાસ જરૂર હોય તો જ ભોજન લેવું, પણ તેમાં માત્ર દૂધ કે ફળરસ જેવી વસ્તુઓનો જ ઉપયોગ કરવો.

હવે સાધનામાર્ગમાં જે વસ્તુઓ વિઘ્નરૂપ ગણાય છે, તેનો પણ નિર્દેશ કરીશું, જેથી સાધકો તેનાથી દૂર રહે અને પોતાની સાધના ઉજ્જવલ બનાવી શકે.

## સાધનામાં વિઘ્નરૂપ વસ્તુઓ

(૧) દૂષિત આહાર
(૨) અસ્વસ્થતા (શરીરની તથા મનની)
(૩) આળસ, પ્રમાદ, પુરુષાર્થહીનતા.
(૪) અશ્રદ્ધા.
(૫) સંશય.
(૬) કુતર્ક.
(૭) અધૈર્ય.
(૮) અસંયમ.
(૯) અસહિષ્ણુતા.
(૧૦) અપવિત્રતા.
(૧૧) પ્રસિદ્ધિ–જાહેરાત.
(૧૨) પૂજાવાની ઈચ્છા.
(૧૩) અનિશ્ચિત મનોદશા.
(૧૪) માન-અભિમાન–અહંકાર.

(૧૫) ઘૃણા–તિરસ્કાર–દ્વેષ.
(૧૬) નિર્દયતા.
(૧૭) દુરાગ્રહ.
(૧૮) ચપલતા.
(૧૯) ઉશ્કેરાટ.
(૨૦) પરદોષદર્શન–નિંદા–ચુગલી.
(૨૧) બાહ્ય ટાપટીપ.
(૨૨) વિવાદ અથવા શાસ્ત્રાર્થ.
(૨૩) વિલાસિતા.
(૨૪) બીજા લોકો પાસે સેવા કરાવવાની મનોવૃત્તિ.
(૨૫) લોકરંજનની રુચિ.
(૨૬) કુસંગ.
(૨૭) માતાપિતા અને ગુરુજનનો અવિનય.
(૨૮) શાસ્ત્ર અને સંતોના વચનમાં અવિશ્વાસ.
(૨૯) અતિ વ્યવસાય.
(૩૦) બ્રહ્મચર્યનું ખંડન.
(૩૧) વિપત્તિ આવતાં ગભરાટ.
(૩૨) સ્થાન કે સંપત્તિ માટે અતિ મમતા.
(૩૩) લક્ષ્યનું વિસ્મરણ.

આ પ્રકારે સાધનામાર્ગમાં આગળ વધતાં મંત્રાક્ષરોનો અંતઃકરણમાં પ્રવેશ થાય છે અને તેના આલંબનથી જન્મ–જન્માંતરીય પાપોનું પ્રક્ષાલન થવા લાગે છે. તેનાથી ભક્તિ અને જ્ઞાનનો ઉદય થાય છે તથા જીવની સુષુપ્ત

ચેતનાશક્તિ જાગૃત થાય છે. તે ક્રમે ક્રમે જ્વલંત બનતાં મંત્રચૈતન્યની પ્રાપ્તિ થાય છે, જે છેવટે સિદ્ધિમાં પરિણમે છે.

જો એક વારની આ પ્રકારની સાધનાથી મંત્રસિદ્ધિ ન થાય, તો બીજી વાર સાધના કરવી અને તેમાં પણ સિદ્ધિ ન થાય તો ત્રીજી વાર સાધના કરવી. એથી મંત્ર-સિદ્ધિ અવશ્ય થશે અને કૃતકૃત્યતા અનુભવાશે.

[૭]

# ભૌતિક શુદ્ધિકરણ

ભક્તિ અને શુદ્ધિ એ મંત્રસાધનાના મુખ્ય સ્થંભો છે. અહીં શુદ્ધિ શબ્દથી મુખ્યતયા ભૌતિકશુદ્ધિ (શરીર-શુદ્ધિ) અને માનસિક શુદ્ધિ અપેક્ષિત છે. દિક્શુદ્ધિ અને સ્થાનશુદ્ધિનો સમાવેશ પણ શુદ્ધિમાં કરવામાં આવ્યો છે, પરંતુ તે ઔપચરિક શુદ્ધિ છે. સાધકે ખરો પ્રયત્ન તો ભૌતિક શુદ્ધિ અને માનસિક શુદ્ધિ માટે જ કરવાનો છે.

ભૌતિક શુદ્ધિ એટલે શરીરશુદ્ધિ. તેના બાહ્ય-અભ્યંતર એવા બે પ્રકારો માનવામાં આવ્યા છે. તેમાં બાહ્ય શુદ્ધિ સ્થૂલ શરીરને સ્પર્શે છે અને અભ્યંતર શુદ્ધિ સૂક્ષ્મ શરીરને સ્પર્શે છે. વાસ્તવમાં આ બંને શુદ્ધિઓ યથાર્થપણે થાય તો જ શરીરશુદ્ધિનો સિદ્ધાંત સચવાય છે અને તે મંત્રસાધનામાં ઉપકારક નીવડે છે.

શરીરની બાહ્ય શુદ્ધિ એટલા માટે જરૂરની છે કે તેનાથી શરીર અને તેનાં અંગોપાંગો સ્વચ્છ રહે છે, થાક

દૂર થાય છે, સ્ફૂર્તિનું પ્રમાણ વધે છે અને તપ્ત મનને કેટલાક અંશે શીતલતા મળે છે. વળી હસ્તાદિ અવયવોને કોઈ અપવિત્ર વસ્તુનો સ્પર્શ થયો હોય તો તેની અસર દૂર થાય છે. અપવિત્ર હાથ વડે ઇષ્ટદેવતા કે મંત્રદેવતાની મૂર્તિને તેમ જ તેમના આસનને, વળી તેમની પૂજાનાં ઉપકરણો તથા સમર્પિત કરવાનાં દ્રવ્યો વગેરેને અડવાની સ્પષ્ટ મનાઈ છે. જો એમાં ગરબડ થઈ ગઈ તો દેવનો અપરાધ થયો ગણાય છે અને તે માટે પ્રાયશ્ચિત્ત લેવું પડે છે. માટે મંત્રસાધકોએ સ્નાનાદિ વડે સંપૂર્ણ શુદ્ધ થઈને જ ઇષ્ટદેવતાનું પૂજન, સ્તોત્ર તથા જપ–ધ્યાનાદિ કાર્યો કરવાનો નિયમ રાખવો જોઈએ.

શરીરની અભ્યંતર શુદ્ધિ અર્થાત્ તેની અંદર રહેલા સૂક્ષ્મ શરીરની શુદ્ધિ એટલા માટે કરવી જોઈએ કે તે વિવિધ પ્રકારનાં પાપકર્મોને લીધે મલિન–અપવિત્ર–ભ્રષ્ટ થયેલું હોય છે.

આ સ્થૂલ–સૂક્ષ્મ બંને પ્રકારના શરીરની શુદ્ધિ 'ભૂતશુદ્ધિ'ની પ્રક્રિયા વડે સંપન્ન થાય છે, તેથી જ ધર્મવિશારદો, યોગવિશારદો તથા મંત્રવિશારદોએ તેનું મહત્ત્વ સ્વીકાર્યું છે. વશિષ્ઠસંહિતામાં તો ત્યાં સુધી કહ્યું છે કે ભૂતશુદ્ધિ વિના પૂજા–જપ વગેરે કૃત્યો નિરર્થક થાય છે. વાસ્તવમાં હકીકત પણ એવી જ છે. જ્યાં સુધી બાહ્ય–અભ્યંતર અશુદ્ધિ વર્તતી હોય, ત્યાં સુધી તેમાં

પાપભાવનાઓ રહેવાની જ. એ સ્થિતિમાં પૂજા–જપ–ધ્યાનાદિ ક્રિયાઓ શુદ્ધ અને સ્થિર ભાવે શી રીતે થઈ શકે ?

ભૂતશુદ્ધિ એટલે ચેતનના સંયોગથી શરીરના રૂપમાં પરિણમેલા પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ ભૂતોનું સંશોધન કે શુદ્ધિકરણ. ભાવનાશક્તિ અને મંત્રશક્તિના સંયોગથી વિશિષ્ટ પ્રકારની ક્રિયા વડે શરીરસ્થ મલિન ભૂતોને ભસ્મ કરી, નવીન દિવ્ય ભૂતોનું નિર્માણ કરવું અને સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરની શુદ્ધિ કરવી, એ આ ક્રિયાનું રહસ્ય છે.

ભૂતશુદ્ધિના વિસ્તાર અને સંક્ષેપથી અનેક પ્રકારો છે, તેમાંથી અહીં કેટલાકનો પરિચય કરાવીશું :

સ્નાન, સંધ્યા આદિ નિત્યકૃત્યોથી નિવૃત્ત થઈને જપ–ધ્યાનના સ્થાન પર આવવું અને ત્યાં નિયત આસન પર બેસીને સહુથી પ્રથમ આચમનાદિ આવશ્યક કૃત્ય કરવાં. તે પછી પોતાની ચારે બાજુ જલ છાંટવું. તે પછી રં મંત્રબીજનું ઉચ્ચારણ કરતાં કરતાં એવી ભાવના કરવી કે મારી ચારે તરફ અગ્નિ પ્રજ્વલી રહ્યો છે, પરંતુ મારું આસન દૃઢ છે, મારું શરીર સ્થિર છે, પરમાત્માની કૃપાથી કોઈ પણ વિઘ્ન મને મારા સંકલ્પથી ડગાવી શકે એમ નથી. ત્યાર પછી નીચે પ્રમાણે ભૂતશુદ્ધિનો સંકલ્પ કરવોઃ

‘ ॐ अद्येत्यादि......देवपूजाद्याधिकारसिद्धये भूत–शुद्ध्याद्यहं करिष्ये ।’

— તે પછી કુંડલિની (શક્તિ)નું ચિંતવન કરવું. કુંડલિની સહસ્ર સહસ્ર વિદ્યુત્‌ની કાંતિ સમાન દેદીપ્યમાન છે અને કમલનાલગત તંતુના જેવી સૂક્ષ્મ તથા સર્પાકાર છે. તે આમ તો સુષુપ્તાવસ્થામાં રહે છે, એટલે કે સૂઈ રહે છે, પરંતુ હવે તે જાગી ગઈ છે અને તેનું ઊર્ધ્વ-ગમન શરૂ થયું છે. હવે તે લિંગમૂલસ્થ સ્વાધિષ્ઠાનચક્ર તથા નાભિમૂલસ્થ મણિપુરચક્રનું ભેદન કરીને સુષુમ્ણામાર્ગે આગળ વધતી હૃદયસ્થિત અનાહતચક્રમાં આવી ગઈ છે. હૃદયમાં દીપશિખાના આકાર જેવો જીવ નિવાસ કરે છે. તેને તેણે પોતાના મુખમાં લઈ લીધો છે અને કંઠસ્થ વિશુદ્ધચક્ર તથા ભ્રૂમધ્યસ્થ આજ્ઞાચક્રનું ભેદન કરીને પૂર્વોક્ત સુષુમ્ણામાર્ગથી જ તે સહસ્રાર કમલદલમાં પહોંચી ગઈ છે. સહસ્રારકમલદલમાં પરમાત્માનો નિવાસ છે. હવે તે કુંડલિની 'हंसः' મંત્રદ્વારા જીવાત્માની સાથે જ પરમાત્મામાં વિલીન થઈ રહી છે—થઇ ગઈ છે.

જીવાત્મા—જીવ જો કે આખા શરીરમાં વ્યાપેલો છે, પણ હૃદયપ્રદેશમાં તેનું જ્યોતિઃસ્વરૂપ વિશેષતાથી વ્યક્ત થાય છે, એટલે અહીં આ પ્રકારની ભાવના કરવાની છે. 'हंस' મંત્ર સંબંધી કેટલુંક વિવેચન આગલા પ્રકરણમાં આવશે. જેણે કુંડલિનીશક્તિ અને ષટ્‌ચક્રભેદનનો વિષય સારી રીતે સમજી લીધો હોય, તેને આ ક્રિયા સરલ થઈ પડે છે. તે અંગે પ્રસ્તુત ગ્રંથના ચોથા પ્રકરણમાં કેટલોક નિર્દેશ થયેલો છે. છતાં આ વિષયનું

અન્ય પુસ્તકો દ્વારા વિશેષ જ્ઞાન મેળવાય તો હિતાવહ છે.

આ રીતે ભાવનાબળે કુંડલિની શક્તિ દ્વારા જીવ-શિવનું મિલન કરાવ્યા પછી એવી ભાવના કરવી જોઈએ કે શરીરમાં પગનાં તળિયાથી માંડીને જાનુપર્યંત **પૃથ્વી-મંડલ** છે. તે ચોરસ છે અને તેનો રંગ પીળો છે. તેમાં પાદેન્દ્રિય, ચાલવાની ક્રિયા, ગંતવ્યસ્થાન, ગંધ, નાક, પૃથ્વી, બ્રહ્મા, નિવૃત્તિકલા તથા સમાનવાયુ નિવાસ કરે છે. તે પ્રત્યેકનું સ્મરણ કરીને—

'ॐ ह्रॉं ब्रह्मणे पृथिव्यधिपतये निवृत्तिकलात्मने हुं फट् स्वाहा।'

એ મંત્રના ઉચ્ચારણપૂર્વક કુંડલિની દ્વારા એ બધાંને જલસ્થાનમાં વિલીન કરી દેવાં જોઈએ. એટલે કે આ બધી વસ્તુઓ હવે જલસ્થાનમાં વિલીન થઈ રહી છે, એવી ભાવના કરવી જોઈએ.

જાનુથી નાભિ સુધીના પ્રદેશમાં શ્વેત વર્ણનું અર્ધ-ચન્દ્રાકાર જલમંડલ છે. તેમાં હસ્ત-ઇન્દ્રિય, દાનક્રિયા, દાતવ્ય, રસ, રસનેન્દ્રિય, જલ, વિષ્ણુ, પ્રતિષ્ઠાકલા તથા ઉદાનવાયુ નિવાસ કરે છે. તેનું સ્મરણ કરીને—

'ॐ ह्रीँ विष्णवे जलाधिपतये प्रतिष्ठाकलात्मने हुं फट् स्वाहा।'

એ મંત્રના ઉચ્ચારણપૂર્વક કુંડલિની દ્વારા એ બધાંને અગ્નિસ્થાનમાં વિલીન કરી દેવાં જોઈએ.

નાભિથી હૃદય સુધી રક્તવર્ણનું ત્રિકોણાકાર અગ્નિમંડલ છે. તેમાં પાયુ-ઇન્દ્રિય, વિસર્ગક્રિયા, વિસર્જનીય, રૂપ, ચક્ષુ, તેજ, રુદ્ર, વિદ્યાકલા અને વ્યાનવાયુ નિવાસ કરે છે. તેનું સ્મરણ કરીને—

'ॐ हूँ रुद्राय तेजाऽधिपतये विद्याकलात्मने हुं फट् स्वाहा ।'

એ મંત્રના ઉચ્ચારણપૂર્વક કુંડલિની દ્વારા એ બધાંને વાયુમંડલમાં વિલીન કરી દેવાં જોઈએ.

હૃદયથી ભ્રૂમંડલ સુધી ધૂમ્રવર્ણનું ષટ્કોણાકાર વાયુમંડળ છે. તેમાં ઉપસ્થ-ઇંદ્રિય, આનંદક્રિયા, વિષય, સ્પર્શ, ત્વચા, વાયુ, શાન્તિકલા તથા અપાન વાયુનો નિવાસ છે. તેનું સ્મરણ કરીને—

'ॐ हैँ ईशानाय वाय्वधिपतये शान्तिकलात्मने हुँ फट् स्वाहा ।'

એ મંત્રના ઉચ્ચારણપૂર્વક એ બધાંને આકાશમંડલમાં વિલીન કરી દેવાં જોઈએ.

ભ્રૂમધ્યથી બ્રહ્મરંધ્ર સુધી સ્વચ્છ આકાશમંડલ છે. તેમાં વાગ્-ઈન્દ્રિય, વચનક્રિયા, વક્તવ્ય, શબ્દ, શ્રોત્ર (કાન), આકાશ, સદાશિવ, શાન્ત્યતીતકલા અને પ્રાણ વાયુનો નિવાસ છે. તેનું સ્મરણ કરીને-

'ॐ हौँ सदाशिवाय आकाशाधिपतये शान्त्यतीतकलात्मने हुँ फट् स्वाहा ।'

એ મંત્રના ઉચ્ચારણપૂર્વક કુંડલિની દ્વારા એ બધાંને અહંકાર (તત્ત્વ)માં વિલીન કરી દેવાં જોઈએ.

પછી અહંકારને મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વને શબ્દબ્રહ્મરૂપ હૃદયશબ્દના સૂક્ષ્મતમ અર્થપ્રકૃતિમાં વિલીન કરી દેવાં જોઈએ અને પ્રકૃતિને નિત્યશુદ્ધબુદ્ધસ્વભાવ, સ્વયંપ્રકાશ, સત્યજ્ઞાન, અનંત આનંદસ્વરૂપ, પરમકારણ, જ્યોતિઃસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મામાં વિલીન કરી દેવી જોઈએ.

તે પછી પાપપુરુષનું ચિંતન કરવું જોઈએ. જેમકે— મારી ડાબી કુક્ષિમાં અનાદિકાલીન પાપ મૂર્તિમાન પુરુષના રૂપમાં નિવાસ કરે છે. તેનું શરીર અંગૂઠા જેવડું છે, તે કાંતિહીન છે, તેનું શરીર પાંચ મહાપાપોથી બનેલું છે. બ્રહ્મહત્યા તેનું શિર છે, સ્વર્ણસ્તેય એટલે સોનાની ચોરી તેના બે હાથ છે, સુરાપાન તેનું હૃદય છે, ગુરુપત્નીગમન તેની કટિ છે, અને આવાં પાપો કરનાર પુરુષોનો સંસર્ગ એ તેના બંને પગ છે. તેનાં અંગ–પ્રત્યંગ પાપથી જ બનેલાં છે. તેના રોમેરોમમાં પાપ ભરેલું છે. તેનો વર્ણ નીલ છે, વસ્ત્ર પણ નીલ છે, તેની દાઢી અને આંખ લાલ છે. તેના હાથમાં અવિવેકનું ખડ્ગ અને અહંતાની ઢાલ છે, તે અસત્યના ઘોડા પર સવાર છે, મુખમાંથી પિશુનતા (કર્કશવચન કે ચાડી) પ્રકટી રહી છે, તેને ક્રોધના દાંત છે, કામનું કવચ છે, તે ગધેડાની જેમ ભૂંકે છે. આવો મૂઢ પાપપુરુષ વ્યાધિગ્રસ્ત થવાથી મરણની નજીક જઈ રહ્યો છે. આ રીતે પાપપુરુષનું

ચિંતન કરીને તેના શોષણનો વિનિયોગ કરવો જોઈએ. તે આ પ્રમાણે—

'ॐ शरीरस्यान्तर्यामी ऋषिः सत्यं देवता प्रकृतिपुरुषच्छन्दः पापपुरुषशोषणे विनियोगः ।'

તે પછી 'ॐ यं' એ પ્રમાણે વાયુબીજનું ચિંતન કરવું. નાભિના મૂળમાં ષટ્બિંદુના ચિહ્નવાળું એક મંડળ છે. તેના પર ધૂમ્રવર્ણનું બીજ યં રહે છે. તેની ધજાઓ ફરકતી રહે છે અને તેમાંથી 'ઘૂં ઘૂં' એવો અવાજ નીકળે છે. બધાને સૂકવી નાખવા એ તેનું કામ છે. આ વાયુબીજની પૂરક પ્રાણાયામ દ્વારા ૧૬ આવૃત્તિ કરીને તેના દ્વારા પાપપુરુષને સુકાયેલો જોવો જોઈએ. એટલે કે વાયુબીજના જપથી તે સુકાઈ ગયો છે, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી 'ॐ रं' એ પ્રમાણે અગ્નિબીજનું ચિંતન કરવું જોઈએ. હૃદયમાં રક્તવર્ણનું અગ્નિમંડલ છે. તેના દેવતા રુદ્ર છે. તેમાં વિદ્યાકલાનો નિવાસ છે. તેમાં 'रं' બીજ રહેલું છે. આવું ચિંતન કરીને કુંભક દ્વારા તેની ૫૦ કે ૬૪ આવૃત્તિ કરીને પાપપુરુષના સુકાયેલા શરીરને ભસ્મ કરી નાખવું જોઈએ. એટલે કે રં બીજના જપથી તે પાપપુરુષનું શરીર બળીને ભસ્મ થઈ ગયું છે, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી પૂર્વોક્ત પ્રકારે 'ॐ यं' એ પ્રમાણે વાયુબીજની રેચક પ્રાણાયામ દ્વારા ૩૨ આવૃત્તિ કરીને પાપ-

પુરુષની ભસ્મને ઉડાડી દેવી જોઈએ; એટલે કે હવે તેનું નામનિશાન પણ મારા શરીરમાં રહ્યું નથી, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી 'ॐ वं' એ પ્રમાણે વરુણબીજનું ચિંતન કરવું જોઈએ. શિરમાં અર્ધચન્દ્રાકાર બે શ્વેતપદ્મવાળા વરુણદેવતા છે. તેમાં વરુણબીજ રહેલું છે. તેનું ચિંતન કરવાથી અમૃતરસ પ્રવાહિત થઈ રહ્યો છે અને તેનાથી મારું સૂક્ષ્મ તથા સ્થૂલ શરીર પ્લાવિત થઈ રહ્યું છે, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી 'ॐ लं' એ પ્રમાણે પૃથ્વીબીજનું ચિંતન કરવું જોઈએ. આધારમંડલમાં અર્થાત્ મૂલાધારચક્રમાં વજ્રના ચિહ્નવાળી પૃથ્વી છે, તે ચોખૂણી, કડક, પીળી અને ઈન્દ્ર દૈવતવાળી છે. તેમાં लं બીજ રહ્યું છે, તેવું ચિંતન કરવાથી મારું શરીર દૃઢ અને કઠિન બની રહ્યું છે, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી 'ॐ हं' એ પ્રમાણે આકાશબીજનું ચિંતન કરવું જોઈએ. આકાશમંડળ વૃત્તાકાર, સ્વચ્છ, શાન્ત્યતીત કલાથી યુક્ત, આકાશદૈવત અને हं રૂપ છે. તેના ચિંતનથી મારું શરીર સાવકાશ અને વ્યૂહબદ્ધ થઈ જાય છે, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી આપણા શરીરને દિવ્ય માનીને પૂર્વોક્ત પ્રક્રિયાથી પરમાત્મામાં વિલીન કરી દીધેલાં તત્ત્વોને પુનઃ પોતપોતાના સ્થાન પર સ્થાપિત કરી દેવાં જોઈએ. આ

પરંતુ ઉલટા ક્રમને અનુસરવાથી જ બની શકે, એટલે ઉલટા ક્રમે દરેકનું ચિંતન કરવું જોઈએ અને તેમાં રહેલાં દરેક તત્ત્વો પોતપોતાનાં સ્થાને ગોઠવાઈ ગયાં છે, એવી ભાવના કરવી જોઈએ.

આ રીતે જ્યારે સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરની દિવ્યતા સંપન્ન થાય, ત્યારે 'ૐ સોઽહં' એ મંત્રથી પરમાત્માની પાસેથી જીવને હૃદયકમલમાં લઈ આવવો જોઈએ કે હું પરમાત્માની સત્તા, શક્તિ, કૃપા, સાન્નિધ્ય અને સાયુજ્યનો અનુભવ કરી પરમ પવિત્ર તથા દિવ્ય બની ગયો છું, મારું શરીર પાપરહિત, નૂતન, નિર્મલ અને ઈષ્ટદેવતાના આરાધનને યોગ્ય થઈ ગયું છે, એવી ભાવના કરવી જોઈએ.

તે પછી પ્રાણાયામ અને ન્યાસ કરી મંત્રદેવતાનું પૂજન આરંભવું જોઈએ.

આ સિવાય બીજી એક સંક્ષિપ્ત ભૂતશુદ્ધિ પણ છે, તે આ પ્રમાણે: હૃદયમાં એક કમલ છે, એનું મૂળ ધર્મ છે અને નાલ જ્ઞાન છે. આઠ પ્રકારનું ઐશ્વર્ય એ એની પાંખડીઓ છે અને પરવૈરાગ્ય એ કર્ણિકા છે. તે પ્રણવ દ્વારા ચમકી રહી છે. એ કર્ણિકા પર જીવાત્મા રહેલો છે. એવી ભાવના કરીને મૂલાધારચક્રમાં કુંડલિનીનું ચિંતન કરવું અને તે ત્યાંથી આવીને જીવાત્માને પોતાના મુખમાં લે છે અને સુષુમ્ણામાર્ગથી જઈને પરમાત્મામાં વિલીન થઈ જાય છે; એવી ભાવના કરવી. થોડીવાર આવી ભાવના કર્યા પછી જીવાત્માને પાછો હૃદયમાં લઈ આવવો

અને તે પછી પ્રાણાયામ, ન્યાસ આદિ કરી ઇષ્ટદેવતાનું પૂજન કરવું.

આ સિવાય ત્રીજી પણ એક પ્રણાલિકા છે, જે એક મહાત્માએ બતાવેલી છે. તેમાં મુખ્ય ચાર મંત્રો છે:

(૧) ॐ भूतश्रृङ्गाटकात् शिरः सुषुम्णापथेन जीवशिवं परमपदे योजयामि स्वाहा ।

(૨) ॐ यं लिङ्गशरीरं शोषय शोषय स्वाहा ।

(૩) ॐ रं सङ्कोचशरीरं दह दह स्वाहा ।

(૪) ॐ परमशिवं सुषुम्णापथेन मुलश्रृङ्गाटम् उल्लस उल्लस, ज्वल ज्वल, प्रज्वल प्रज्वल, सोऽहं हंसः स्वाहा ।

આ ચાર મંત્રો બોલવાથી અને તેમાં જણાવ્યા પ્રમાણે ભાવના કરવાથી ભૂતશુદ્ધિનું ફલ પ્રાપ્ત થાય છે. આ મંત્રોચ્ચાર કરતી વખતે મૂલાધારચક્રથી તે મસ્તકમાં રહેલા સહસ્રદલકમલ પર્યંત સુષુમ્ણામાર્ગનું ચિંતન કરવું જોઈએ. ત્યાર પછી સંધ્યાવંદન, ઇષ્ટદેવતાપૂજન, મંત્રજપ આદિ કરવાં જોઈએ.

જૈન પરંપરામાં પણ સકલીકરણના અધિકારે ભૂતશુદ્ધિની ક્રિયા કરવામાં આવે છે, પરંતુ તેનું સ્વરૂપ આથી તદ્દન નિરાળું છે અને તે ઘણું સરલ પણ છે, તેથી પાઠકોની જાણ માટે તે અહીં રજૂ કરવામાં આવે છે.

'ક્ષિ પ ૐ સ્વા હા ' આ પંચાક્ષરી મંત્ર તો આપણને સહેલાઈથી યાદ રહી જાય એવો છે. તેના પાંચ અક્ષરો પાંચ ભૂતોના બીજ રજૂ કરે છે, એટલે કે: ક્ષિ—એ પૃથ્વી—બીજ છે, પ એ જલબીજ કે વરુણબીજ છે, ૐ એ અગ્નિ-બીજ છે, સ્વા એ વાયુબીજ છે અને હા એ આકાશબીજ છે.

સાધકે જ્યારે ભૂતશુદ્ધિની ક્રિયા કરવી હોય ત્યારે પગમાં પીતવર્ણનો ક્ષિ છે, એવી ભાવના કરવી; નાભિમાં શ્વેત વર્ણનો પ છે, એવી ભાવના કરવી; હૃદયમાં રક્ત-વર્ણનો ૐ છે, એવી ભાવના કરવી; મુખપર નીલવર્ણનો સ્વા છે, એવી ભાવના કરવી; મસ્તકના ઉપર શ્યામ વર્ણનો હા છે, એવી ભાવના કરવી અને તેના વડે પંચ-ભૂતોનું શોધન થઈ રહ્યું છે, એમ ચિંતવવું. પછી ઉતરતા ક્રમે—

મસ્તક પર શ્યામવર્ણનો હા છે, એવી ભાવના કરવી.
મુખમાં નીલવર્ણનો સ્વા છે, એવી ભાવના કરવી.
હૃદયમાં રક્તવર્ણનો ૐ છે, એવી ભાવના કરવી.
નાભિમાં શ્વેતવર્ણનો પ છે, એવી ભાવના કરવી.
પગમાં પીતવર્ણનો ક્ષિ છે, એવી ભાવના કરવી.

અને એવું ચિંતન કરવું કે આ રીતે મારા શરીરમાં રહેલા પૃથ્વી આદિ પાંચેય ભૂતોની સંપૂર્ણ શુદ્ધિ થઈ રહી છે.

તંત્રોમાં એવું પણ સૂચન છે કે જે આ પ્રકારની ભૂતશુદ્ધિની ક્રિયા કરવાને સમર્થ ન હોય તે 'ૐ હ્રૌં'

એ જ્યોતિમંત્રનો ૧૦૮ વાર જપ કરી લે. 'હ્રૌં' એ પ્રસાદબીજ છે અને તેનો અર્થ શિવ તથા સદાશિવની કૃપાથી મારાં સમસ્ત દુઃખોનો નાશ થાઓ, એ સ્પષ્ટતા અમે પાંચમા પ્રકરણમાં કરી ગયા છીએ. અહીં પ્રસંગવશાત્ તેનો અર્થ 'શિવ અને સદાશિવની કૃપાથી મારા સ્થૂલ—સૂક્ષ્મ શરીરની શુદ્ધિ થાઓ' એમ સમજવાનો છે.

દેવીના તાંત્રિક અનુષ્ઠાનોમાં 'ॐ' अरजे विरजे अशुद्धविशोधिनि मां शोधय शोधय स्वाहा' મંત્ર ૨૭ વાર બોલી ભૂતશુદ્ધિની ક્રિયા કરવામાં આવે છે.

આટલા વિવેચન પરથી પાઠકોને ભૂતશુદ્ધિની ક્રિયાનું રહસ્ય સમજાશે અને તે મંત્રસાધનામાં કેટલી ઉપયોગી છે, તેનો ખ્યાલ પણ આવી જશે.

મુખ્ય વાત એ છે કે ક્રિયા સમજણપૂર્વક તથા ભાવપૂર્વક કરવી જોઈએ; તો જ તેનું યથાર્થ ફળ મળે છે. જો ગ્રામોફોનની રેકર્ડ માફક તેનો આદિથી અંત સુધીનો પાઠ બોલી જઈએ અને તે અંગે કરવા જેવું ચિંતન ન કરીએ તો અપેક્ષિત ભૌતિક શુદ્ધિ થતી નથી અને પરિણામે આપણો હેતુ બર આવતો નથી. બીજી ક્રિયાઓ માટે પણ એમ જ સમજવાનું છે.

[૮]

## માનસિક શુદ્ધિકરણ

સ્થૂલ-સૂક્ષ્મ શરીરની શુદ્ધિ થવાથી જ કામ પૂરું થતું નથી. એ તો શુદ્ધિરૂપી ગાડીનો માત્ર એક પાટો છે. તેમાં માનસિક શુદ્ધિ કે મનની પવિત્રતા રૂપી બીજો પાટો બાકી રહે છે અને તે અતિ મહત્ત્વનો છે.

મંત્રસાધના નિમિત્તે દેવપૂજન, જપ, ધ્યાન આદિ જે જે ક્રિયાઓ કરવાની છે, તે બધી મનની પવિત્રતા-પૂર્વક જ કરવી જોઈએ, અન્યથા ફલદાયી થતી નથી. અન્ય શબ્દોમાં કહીએ તો જેમ અપવિત્ર શરીર વડે કરાયેલી મંત્રસાધના કે કરાયેલું પુરશ્ચરણ-અનુષ્ઠાન નિષ્ફળ જાય છે, તેમ અપવિત્ર મન વડે કરાયેલી મંત્રસાધના કે કરાયેલું પુરશ્ચરણ-અનુષ્ઠાન પણ નિષ્ફળ જાય છે.

મનઃશુદ્ધિ કે મનની પવિત્રતા તો મંત્રસાધનાનો પ્રાણ છે અને તે મંત્રદેવતાને જાગૃત-પ્રસન્ન કરવામાં અતિ અગત્યનો ભાગ ભજવે છે, એ ભૂલવાનું નથી. સ્વપ્ન-

માતંગીના પ્રયોગમાં અમે સાક્ષાત્ જોયું છે કે જો તેનો જપ કરનાર માણસ પવિત્ર મનવાળો હોય તો રાત્રિનો ચતુર્થ પ્રહર શરૂ થતાં અવશ્ય જવાબ મળે છે, અન્યથા તેનું ખાસ પરિણામ આવતું નથી. સારસ્વતમંત્રની સિદ્ધિ વખતે પણ લગભગ આવું જ બને છે. જ્યારે તે મંત્ર સિદ્ધ થવાની તૈયારી હોય, ત્યારે એક નવયૌવના નારી નગ્નસ્વરૂપે તેની સામે આવીને ઊભી રહે છે. એ વખતે સાધક ચલાયમાન થયો, એટલે કે તેના મનમાં કોઈ અપવિત્ર વિચાર આવ્યો કે બધો ખેલ ખલાસ થાય છે. વિદ્યાના ક્ષેત્રે ગુજરાતને અનન્ય ગૌરવ અપાવનાર શ્રી હેમચંદ્રાચાર્યને તેમના ગુરુએ શ્રી સરસ્વતી દેવીની સાધના કરાવી હતી, ત્યારે તેમને આ પ્રકારનો અનુભવ થયો હતો, પણ તેમનું રૂંવાડુંયે ફરક્યું ન હતું, ત્યારે જ શ્રી સરસ્વતીદેવીએ પ્રસન્ન થઈને તેમને વરદાન આપ્યું હતું.

સાધકોએ જાણી લેવાની જરૂર છે કે જે જે મહાપુરુષોએ યોગસિદ્ધિ કે મંત્રસિદ્ધિ કરી છે, તેમના મનની પવિત્રતા અને એકાગ્રતા ઘણી ઊંચી સ્થિતિએ પહોંચેલી હતી. વધારે સ્પષ્ટ કહીએ તો તેઓ કામ, ક્રોધ, મોહ, મત્સર, કપટ, લોભ, દ્વેષ, નિર્દયતા આદિ વડે ઉદ્ભવેલા અપવિત્ર ભાવો કે વિચારોથી પોતાના મનને જરા પણ દૂષિત થવા દેતા નહિ કે વિપરીત સંયોગો, તેમ જ વિવિધ પ્રકારના ભયોથી ક્ષોભ પામીને પોતાની ચિત્તવૃત્તિઓને કિંચિત્ માત્ર અસ્થિર બનવા દેતા નહિ.

કમલપત્રો કાદવમાં જન્મવા છતાં જેમ જલરાશિથી અલિપ્ત રહે છે, તેમ આ મહાપુરુષો મલિન ભાવોથી અલિપ્ત રહેતા અને ખડકો જેમ સાગરના ઉછળતા–ઘૂઘવતા પાણીમાં સ્થિર રહે છે, તેમ તેઓ વિપરીત સંયોગો કે ભયાસ્પદ પ્રસંગોમાં પણ પોતાના મનને સ્થિર રાખતા અને પોતાની સાધનારૂપી નૈયાને આગળ હંકારતા.

જ્યાં સુધી આવી માનસિક સ્થિતિ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી મંત્રશક્તિરૂપી પ્રકાશ થતો નથી અને સાધકની મનઃકાસના અપૂર્ણ જ રહે છે. પરંતુ મનને આ ભૂમિકાએ લઈ આવવાનું કામ સહેલું નથી.

એક મહાન સાધક મનની પરિસ્થિતિ અંગે પોતાનો અનુભવ પ્રકટ કરતાં જણાવે છે કે :–

"આ મન પર કોઈ રીતે જય મેળવાતો નથી. હું જેમ જેમ તેને જિતવાનો પ્રયત્ન–પ્રયાસ કરું છું, તેમ તેમ તે ખીલે બંધાવાને બદલે દૂર દૂર ભાગતું જાય છે. ઘડીમાં તે રાત્રિ અને દિવસમાં જાય છે, તો ઘડીમાં વસ્તી અને વેરાનમાં જાય છે. વળી ઘડીમાં તે આકાશમાં ઉડે છે, તો ઘડીમાં તે પાતાળમાં પેસે છે. આમ તેના ભ્રમણ–પરિભ્રમણને કોઈ છેડો જ નથી.

'કેટલાક મુક્તિની અભિલાષાથી ઉગ્ર તપ કરે છે, કેટલાક જ્ઞાનમાં મસ્ત બને છે, તો કેટલાક ધ્યાનનો અભ્યાસ કરે છે, પણ એ બધાને મનની નડતર મોટી છે;

કારણ કે તે ગમે ત્યારે ગમે તેવું ચિંતન કરવા લાગી જાય છે અને એ રીતે તપસ્વીના તપનો ભંગ કરે છે. જ્ઞાનીના જ્ઞાનને ડહોળી નાખે છે અને ધ્યાનીના ધ્યાનને ધ્વસ્ત કરે છે. તાત્પર્ય કે તેમની બધી બાજી બગાડી નાખે છે. મારે પણ આવા વૈરી મન સાથે જ કામ પડ્યું છે.

'જેઓ સકલ શાસ્ત્રના વેત્તા છે અને શાસ્ત્રનો મર્મ બરાબર જાણે છે, તેમનાં અંકુશમાં પણ તે કોઈ રીતે આવતું નથી, તો મારા જેવા એક મામુલી મનુષ્યની શી વાત ! આમ છતાં હું મારાથી બનતો પ્રયત્ન કરું છું, પણ તેમાં એવો અનુભવ થયો છે કે જો તેને બળજબરીથી રોકી રાખું છું તો તે સીધું ચાલવાને બદલે વ્યાલ (સાપ) ની પેઠે વાંકું ચાલવા માંડે છે. અહો મનની વિચિત્રતા !

'આ મન મને અનેકવાર છેતરે છે–ઠગે છે, તો અનેક વાર જેવું હોય તેવું નિખાલસપણે કહી પણ દે છે. ખરેખર ! તેનો સ્વભાવ ઘણો વિચિત્ર છે. વળી તે દરેક વિષયમાં માથું મારીને દાખલ થઈ જાય છે, પરંતુ કોઈથી બંધાઈ ન જતાં અલગું અને અલગું રહે છે. મનના આવા સ્વભાવથી હું ઘણું જ આશ્ચર્ય પામું છું અને વિચાર કરું છું કે તેને કઇ રીતે વશ કરવું ?

'હું માનતો હતો કે મન નપુંસકલિંગી છે, એટલે તેનામાં કંઇ તાકાત નહિ હોય, પણ તેણે એ

વાત છેક જ ખોટી પાડી છે. એ તો ભલભલા ભડવીરોને પણ પાછા હઠાવી દે છે. જે મનુષ્યો ગગનચુંબી ગિરિવરોની ટોચ પર ચડે છે કે ઘુઘવતા મહાસાગરોને પાર કરી જાય છે, યા વિકરાળ પશુઓથી ભરેલાં જંગલોને વટાવી જાય છે, તેઓ પણ આ નપુંસક મનને જિતી શકતા નથી. હું પણ તેમાંનો એક જ છું તો!

'કેટલાક કહે છે કે અમે મનને સાધ્યું છે, પણ એ વાત હું માની શકતો નથી, કારણ કે આ જગતમાં સહુથી મોટી કે અઘરી વાત જ મનને જિતવાની છે. જેણે મન જિત્યું, તેણે બધું જિત્યું, પછી તેને શું કરવાનું બાકી રહ્યું? હે અક્ષય આનંદના ધામ! મને એવું સામર્થ્ય આપ કે જેથી હું મારા મનને સત્વર ઠેકાણે લાવી દઉં, તેને શુદ્ધ અને સ્થિર બનાવી દઉં."

મનનો સ્વભાવ કેવો વિચિત્ર છે? તથા તેને જિતવાનું કામ કેટલું કઠિન છે? તે આ પરથી સમજી શકાશે.

અન્યત્ર કહેવાયું છે કે :—

सुकरं मलधारित्वं, सुकरं दुस्तपं तपः ।
सुकरोऽक्षनिरोधश्च, दुष्करं चित्तरोधनम् ॥

'શરીરવિભૂષાનો ત્યાગ કરીને મેલા રહેવું, તે સહેલું છે; અન્નજલના ત્યાગરૂપ તપ કરવું, એ પણ સહેલું છે; અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, એ પણ સહેલો છે; પરંતુ મનનો નિગ્રહ કરવો—મનને અંકુશમાં રાખવું, એ કાર્ય ઘણું દુષ્કર છે.'

મનની આ પરિસ્થિતિનું વર્ણન સાંભળીને કદાચ કેટલાક હેબતાઈ જશે તથા 'લાખ મળવાના નથી અને લખેસરી થવાના નથી' એ લૌકિક ન્યાયને અનુસરી મનને પવિત્ર તથા એકાગ્ર કરવાનો પ્રયત્ન જ મૂકી દેશે; પરંતુ સુજ્ઞ-સમજુ-વીર પુરુષો દુષ્કરતાથી ડરતા નથી. અરે! એક કાર્ય દુષ્કર હોય છે, માટે જ તેને સાધવા તત્પર થાય છે અને તેમાં તેઓ પોતાનું ખરું ખમીર બતાવે છે. પૂર્વે મંત્રસાધકની યોગ્યતામાં શૂરવીરતાનું સૂચન કરાયેલું છે, તે એટલા માટે જ કરાયેલું છે કે સાધક ગમે તેવી દુષ્કર-કઠિન પરિસ્થિતિનો સામનો કરીને પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે. મનને જીતવાની બાબતમાં-મનને પવિત્ર અને સ્થિર બનાવવાની બાબતમાં તેમણે શૂરવીરતાનો પરિચય આપવો જરૂરી છે.

અહીં એ સ્પષ્ટતા પણ કરી દઈએ કે મનને જિતવું અતિ દુષ્કર છે, એનો અર્થ એ નથી કે મનને જિતી શકાતું જ નથી, અંકુશમાં રાખી શકાતું જ નથી કે તેને પવિત્ર અને એકાગ્ર બનાવી શકાતું નથી. જો પરિસ્થિતિ ખરેખર આવી જ હોત તો કોઈ યોગસિદ્ધિ-મંત્રસિદ્ધિ કરી શક્યું ન હોત અને મોક્ષરૂપી મહાલય સાવ સૂનો પડ્યો હોત, કારણ કે મનને પૂરેપૂરું પવિત્ર અને એકાગ્ર કર્યા વિના કોઈ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થઈ શકતી નથી કે મોક્ષમહાલયનો દરવાજો ખૂલતો નથી. પણ આજ સુધીમાં અનેક વ્યક્તિઓએ યોગસિદ્ધિ-મંત્રસિદ્ધિ કરીને

તેનું અનિર્વચનીય સુખ માણ્યું છે, એટલે સાધક પ્રયત્ન કરે તો પોતાના મનને પૂરેપૂરું પવિત્ર તથા એકાગ્ર બનાવી શકે, એ નિઃસંદેહ હકીકત છે.

હવે આવા સાધકોને આશ્વાસન આપનારી એક–બે ઉક્તિઓ રજૂ કરીશું.

શ્રુતિ–સ્મૃતિઓમાં કહ્યું છે કે 'मन एव मनुष्याणां, कारणं बन्धमोक्षयोः । મન એજ મનુષ્યોને માટે બંધ અને મોક્ષનું કારણ છે.' તાત્પર્ય કે મન જો અશુદ્ધ કે અપવિત્ર હોય તો તેનાથી સંસારનું બંધન પ્રાપ્ત થાય છે અને પરિણામે જન્મ–મરણ–રોગ–શોકાદિ ભોગવવાં પડે છે; તેથી વિપરીત–મન જો શુદ્ધ કે પવિત્ર હોય તો તેનાથી મોક્ષ મળે છે, એટલે કે અક્ષય–અનંત–સુખરૂપ સચ્ચિદાનંદ અવસ્થાની પ્રાપ્તિ થાય છે.'

યોગભાષ્ય વગેરે ગ્રંથોમાં એવું એલાન કરાયું છે કે ચિત્તરૂપી નદી બંને બાજુ વહેનારી છે. જેમ તે કલ્યાણરૂપી કૈવલ્યસાગર ભણી વહન કરે છે, તેમ તે પાપરૂપ સંસારસાગર ભણી પણ વહન કરે છે. અભ્યાસ અને યત્ન વડે તે કલ્યાણરૂપ કૈવલ્યસાગર તરફ વહે છે અને વિષયોના આકર્ષણ વડે તે સંસારસાગર ભણી વહે છે'

આનો અર્થ એમ થયો કે મન એ આપણું વૈરી જ નથી, મિત્ર પણ છે, પરંતુ તે મિત્રતા કેળવતાં આવડવી જોઈએ. જો તેની મિત્રતા કેળવી શકીએ તો સાધના માર્ગમાં

ઘણી સહાય મળે છે અને વિવિધ પ્રકારની સિદ્ધિઓ તથા મોક્ષનું સુખ પણ મેળવી શકાય છે.

હવે મનને મિત્ર બનાવવાની જે ખાસ કલા છે, વિધિ છે, તેનો નિર્દેશ કરીશું. જો આપણે મનને વૈરાગ્યથી રંગીએ, સત્સંગનો પટ આપીએ, સ્વાધ્યાયમાં તરબોળ કરીએ અને તપ–જપ–ધ્યાનથી વાસિત કરીએ તો તે પોતાની વક્રતા છોડીને સીધું ચાલે છે અને આપણું મિત્ર બને છે. પછી આપણને તેની કોઈ નડતર રહેતી નથી.

વિશેષમાં પ્રાણાયામની ક્રિયા આપણને આ બાબતમાં સારી એવી સહાય કરે છે, તેથી ધર્મવિશારદોએ, યોગ-વિશારદોએ તથા મંત્રવિશારદોએ તેનું મહત્ત્વ સ્વીકારેલું છે અને ભૂતશુદ્ધિ પછીનું તરતનું સ્થાન તેને આપેલું છે.

'પ્રાણાયામ કોને કહેવાય?' તેનો ઉત્તર આપતાં મહર્ષિ પતંજલિએ **યોગદર્શનમાં** જણાવ્યું છે કે "तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः।" તાત્પર્ય કે શ્વાસ–પ્રશ્વાસની સ્વાભાવિક ગતિનો વિચ્છેદ કરીને તેને શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે ચલાવવા, તેનું નામ પ્રાણાયામ છે.'

**યાજ્ઞવલ્ક્યસંહિતામાં** કહ્યું છે કે 'प्राणापानसमायोगः प्राणायाम इतीरितः। પ્રાણ અને અપાનવાયુનો સંયોગ તેને પ્રાણાયામ કહે છે.'

પરંતુ સામાન્ય રીતે તો જેમાં પૂરક, કુંભક તથા

રેચકની ક્રિયા હોય, તેને જ પ્રાણાયામ કહેવામાં આવે છે.

બહારથી વાયુનું આકર્ષણ કરીને તેને શરીરની અંદર પૂરવો, તે '**પૂરક**' નામની ક્રિયા છે; અંદરથી ખેંચાયેલા વાયુને જલથી ભરેલા કુંભ કે ઘડાની માફક ધારણ કરી રાખવો, તે '**કુંભક**' નામની ક્રિયા છે અને ધારણ કરેલા વાયુને ધીમે ધીમે બહાર કાઢવો, તે '**રેચક**' નામની ક્રિયા છે.

અહીં એટલી સ્પષ્ટતા કરવી જોઈએ કે પ્રાણાયામ અનેક પ્રકારના છે. જેમ કે–(૧) સ્વાભાવિક, (૨) અનુલોમ-વિલોમ, (૩) સૂર્યભેદન, (૪) ચંદ્રભેદન, (૫) ઉજ્જાયી, (૬) સીત્કારી, (૭) શીતલી, (૮) ભસ્રિકા, (૯) ભ્રામરી, (૧૦) મૂર્છા, (૧૧) પ્લાવિની વગેરે. તેમાં પહેલો અને બીજો પ્રકાર વધારે સરલ છે અને સાધકે મુખ્યત્વે તેનો જ ઉપયોગ કરવાનો છે.

અહીં એ પણ જણાવી દઈએ કે પ્રાણાયામના અન્ય પ્રકારો સદ્ગુરુ કે કોઈ અનુભવી પુરુષ પાસેથી બરાબર શીખી લીધા પછી જ તેનો પ્રયોગ કરવા જેવો છે. તે અંગે **સિદ્ધિયોગ**નાં વચનો સાંભળો :

प्राणायामेन युक्तेन, सर्वरोगक्षयो भवेत् ।
अयुक्ताभ्यासयोगेन सर्वरोगसमुद्भवः ॥
हिक्का श्वासश्च कासश्च शिरः कर्णाक्षिवेदना ।
भवन्ति विविधा दोषाः पवनस्य व्यतिक्रमात् ॥

'શાસ્ત્રોક્ત નિયમોપૂર્વક પ્રાણાયામ કરવાથી સર્વ રોગોનો ક્ષય થાય છે, પરંતુ તેના નિયમો જાણ્યા વિના કરવામાં આવે અને પવનની ગતિનો વ્યુત્ક્રમ થઈ જાય, એટલે કે મૂળ માર્ગ બદલાઈ જાય તો હેડકી, શ્વાસ, ખાંસી, માથાનો દુખાવો, કાનનો દુખાવો, આંખનો દુખાવો આદિ વિવિધ પ્રકારના રોગો થાય છે.'

**યોગશાસ્ત્રોમાં** એમ કહ્યું છે કે સિદ્ધાદિ ત્રણ આસનો એટલે સિદ્ધાસન, પદ્માસન કે સ્વસ્તિકાસનનો ન્યૂનાધિક પ્રમાણમાં જય કર્યા વિના જો પ્રાણાયામનો વિશેષ અભ્યાસ કરવામાં આવે તો પ્રાણનો જય નહિ થતાં અભ્યાસીના શરીરમાં કોઈ એક જાતનો રોગ થવા સંભવ છે. તેથી વિવેકી જનોએ આસનનો જય કર્યા વિના પ્રાણાયામનો વિશેષ અભ્યાસ કરવો ઉચિત નથી. યોગના આઠ અંગોમાં આસન પછી પ્રાણાયામનો નિર્દેશ કરવામાં આવે છે. તેનો અર્થ પણ એ જ છે કે આસન નામનું ત્રીજું અંગ સિદ્ધ કર્યા પછી પ્રાણાયામ નામના ચોથા અંગ માટે વિશેષ પ્રયત્નશીલ થવું.

પરંતુ અમે ઉપર જણાવી ગયા તે મુજબ સ્વાભાવિક અને અનુલોમ-વિલોમ પ્રાણાયામ ગમે તે અવસ્થાએ કરી શકાય એવો છે અને તેમાં કોઈ ભયસ્થાન નથી.

આપણે સામાન્ય રીતે જે પ્રમાણે શ્વાસ લઈએ છીએ, તે પ્રમાણે ઊંડો શ્વાસ લેવો તેને ઉદરમાં થોડી વાર રોકી રાખવો અને પછી ધીમે ધીમે છોડવો, તેને

સ્વાભાવિક પ્રાણાયામ કહેવામાં આવે છે. આજકાલ જેને ઊંડો શ્વાસ ( Deep breathing ) કહેવામાં આવે છે, તે પણ આના જેવી જ ક્રિયા છે, પણ તેમાં તફાવત એટલો છે કે શ્વાસને ઉદરમાં રોકી રાખવામાં આવતો નથી. પ્રાણાયામની પરિભાષામાં કહીએ તો તેમાં પૂરક અને રેચકની ક્રિયાઓ હોય છે, પણ કુંભકની ક્રિયા હોતી નથી કે જે શરીરને રોગરહિત બનાવવામાં અતિ અગત્યનો ભાગ ભજવે છે.

અનુલોમ-વિલોમ પ્રાણાયામનો વિધિ એવો છે કે-

(૧) પ્રસન્નમન વડે[૧] શુદ્ધ વાયુવાળા સ્થાનમાં[૨] પવિત્ર ભૂમિપર[૩] પવિત્ર આસન પર[૪] પદ્માસને[૫] પૂર્વાભિમુખ[૬] બેસવું.

(૨) પછી પોતાના સદ્ગુરુને ત્રણ પ્રણામ કરવા.

(૩) પછી જમણા હાથના અંગૂઠા વડે જમણું નસકોરું અને ટચલી આંગળી વડે ડાબું નસકોરું બંધ કરવું.

(૪) પછી અંગૂઠો ઉઠાવી લઈને જમણા નસકોરા દ્વારા વાયુને થોડો બહાર કાઢવો અને તે પછી અંગૂઠાથી તે નસકોરું બંધ કરી ટચલી આંગળી ઉઠાવી લઈ ડાબા નસકોરા વડે શ્વાસ અંદર ખેંચવો.

(૫) તે પછી કુંભક કરવો.

(૬) અને પછી અંગૂઠો ઉઠાવી લઈને જમણા નસકોરાંથી શ્વાસ ધીમે ધીમે બહાર કાઢવો.

(૭) પછી ઉલટા ક્રમે આ ક્રિયા કરવી, એટલે અનુલોમ–વિલોમ નામનો પ્રાણાયામ થયો ગણાય.

(૮) આ પ્રાણાયામમાં પૂરક કરતી વખતે ૧૬ ૐકાર મનમાં બોલવા, કુંભક વખતે ૬૪ ૐકાર મનમાં બોલવા અને રેચક વખતે ૩૨ ૐકાર મનમાં બોલવા.

(૯) જો આટલું શક્ય ન હોય તો તેનું પ્રમાણ અર્ધું કરવું એટલે કે ૮ ૐકાર બોલીને પૂરક કરવો, ૩૨ ૐકાર બોલીને કુંભક કરવો અને ૧૬ ૐકાર બોલીને રેચક કરવો.

(૧૦) કોઈ પણ સાધક પ્રાથમિક અવસ્થામાં કદાચ આના પણ અડધા પ્રમાણથી જપ કરે તો હરકત નથી, પણ તેણે જેમ બને તેમ મૂળ નિયમમાં આવી જવાનો પ્રયત્ન કરવો.

(૧૧) એક વાર અભ્યાસ થઈ ગયા પછી ૐકારની સંખ્યા ગણવાની જરૂર નથી. અથવા પ્રથમ અંક ગણવા અને પછી ૐકાર ગણવા તો વધારે સરળતા રહેશે.

હવે આ પ્રાણાયામ અંગે એક મહત્ત્વની સૂચના કરવાની કે જ્યારે ૐકાર બોલીને પૂરક કરતા હોઈએ ત્યારે એમ ચિંતવવું જોઈએ કે પ્રણવ શબ્દથી પ્રકટ થતા સર્વ પવિત્ર ભાવો મારી અંદર ભરી રહ્યો છું. ૐકાર બોલીને કુંભક કરતી વખતે એમ ચિંતવવું જોઈએ કે હવે

એ પવિત્ર ભાવોને મારા અંતઃકરણમાં સ્થિર કરી રહ્યો છું અને રેચક કરતી વખતે એમ ચિંતવવું જોઈએ કે પ્રણવમંત્રની સહાયથી મારા અંતરમાં ભરાઇ રહેલા સર્વ અપવિત્ર—અશુદ્ધ ભાવોને બહાર કાઢું છું.

આ ચિંતન સબળ હોવું જોઇએ. તો જ આ પ્રાણાયામની ક્રિયા માનસિક શુદ્ધિ કરવામાં સહાયક બને છે, અન્યથા એક જાતનો ભૌતિક વ્યાયામ બની રહે છે કે જેનું વિશેષ મૂલ્ય નથી.

પ્રાણાયામથી વાયુનો નિગ્રહ થઇ શકે છે અને વાયુનો નિગ્રહ થતાં મન પર જલદી કાબૂ આવી શકે છે, એટલે પ્રાણાયામનો અભ્યાસ અવશ્ય કરવો જોઈએ. મંત્રસાધનામાં તો એક વિધિ તરીકે પણ તેનો અવશ્ય આદર કરવાનો છે.

સ્વામી નિગમાનંદ સરસ્વતીએ યોગીગુરુ' નામના ગ્રંથમાં 'મનને સ્થિર કરવાનો એક અનુભૂત ઉપાય' બતાવેલો છે, તે પાઠકોની જાણ માટે અહીં રજૂ કરીએ છીએ.

'મન સ્થિર ન હોય તો કોઈ કામ બનતું નથી. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, તથા ભૂચરી, ખેચરી મુદ્રાદિ જે અનુષ્ઠાનો છે, તે બધાનો ઉદ્દેશ્ય એ છે કે ચિત્તવૃત્તિઓને રોકી મનને વશ કરવામાં આવે. મદોન્મત્ત

પાગલ હાથી જેવા પ્રમત્ત મનને વશીભૂત કરવાનું કાર્ય ઘણું મુશ્કેલ છે, પરંતુ તે માટે ઉપાય અવશ્ય છે.

જેને જે આસનનો અભ્યાસ હોય, તે આસન લગાવીને મસ્તક, ગરદન, પીઠ અને ઉદરને બરાબર સીધું રાખી શરીરને સીધું બનાવે. પછી નાભિમંડલમાં ડૂંટી ઉપર દૃષ્ટિ સ્થિર કરે. તે વખતે આંખનું મટકું પણ મારે નહિ. નાભિસ્થાનમાં દૃષ્ટિ અને મન રાખવાથી નિઃશ્વાસ ધીમે ધીમે જેટલો ઓછો થતો જશે, તેટલું જ મન સ્થિર થતું જશે. આ રીતે થોડા દિવસ અભ્યાસ કરવાથી મન સ્થિર થઈ જશે. મનને સ્થિર કરવા માટે આવો સરલ ઉપાય બીજો કોઈ નથી.'

હવે અમારા અનુભવની પણ એક–બે વાત કહેવા ઇચ્છીએ છીએ.

એક વાર એક સુશિક્ષિત યુવક કે જે સાધનામાર્ગનો સાચો પથિક હતો, તેણે અમને એકાંતમાં કહ્યું કે 'હું કોઈ નવયૌવના કે અલંકૃત સ્ત્રીને જોઉં છું તો તુરત મારા મનમાં વિકાર પેદા થાય છે. તેનાથી બચવાનો કોઈ ઉપાય હોય તો બતાવો.'

અમે કહ્યું : 'એ ઉપાય સહેલો છે અને તે તમે તરત જ કરી શકો એવો છે. તમે જ્યારે પણ કોઈ નવ-યૌવના કે અલંકૃત સ્ત્રીને જુઓ કે તરત જ 'મા, મા, મા' એવો ઉચ્ચાર ત્રણ વખત કરજો અને તરત જ

તમારાં નેત્રો બંધ કરી દેજો. ત્યારપછી થોડી વારે તમારા રસ્તે ચાલ્યા જશો કે જે કાંઈ કરવાનું હોય તે કરશો.

તે યુવકે આ પ્રયોગ શરૂ કર્યો અને તેના ચમત્કારિક પરિણામથી તે અત્યંત પ્રભાવિત થઈ ગયો. પછી તે અંગે તેને વિશેષ સમજ આપતાં અમે કહ્યું : 'આ જગતમાં પોતાની સ્ત્રી સિવાય જેટલી પણ સ્ત્રીઓ છે— નાની કે મોટી—તે બધીને માતા જ ગણવી. માતા ગમે તેવી સુંદર હોય તો પણ તેના પ્રત્યે આપણને વિષય-વિકાર ઉત્પન્ન થતો નથી. વળી 'મા, મા, મા' એમ કહેવાનો ઉદ્દેશ એવો પણ છે કે 'તું શક્તિ માતાનું જ એક સ્વરૂપ છે, જગજ્જનની છે, હું તારું માતા તરીકે જ સ્મરણ કરું છું' સ્વામી રામકૃષ્ણ પરમહંસે આ પ્રયોગથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું હતું અને સાચા સાધક બની અનેક પ્રકારની સિદ્ધિઓ મેળવી હતી.

મનને સ્થિર કરવાનો એક ઉપાય એ છે કે તેને તદ્દન નવરું પડવા દેવું નહિ. શયતાન જેમ નવરા હાથોને માટે કોઈ તોફાન શોધી કાઢે છે, તેમ નવરા મન માટે પણ કોઈને કોઇ તોફાન શોધી કાઢે છે; તેથી તેને કોઈ શુભ—સુંદર—પ્રશસ્ત વિષયમાં રોકી રાખવું. તેનો વિચાર કર્યા કરો, તો તે જ્યાં ત્યાં ભમશે નહિ. આ શુભ—સુંદર પ્રશસ્ત વિષય તરીકે અમે તો પરમાત્માનું કોઈ પણ પ્રિય નામ જ સૂચવીએ છીએ કે જેને નામમંત્ર કહેવામાં આવે છે. જરા યે નવરા પડ્યા કે તેનું રટણ કર્યા કરો તો

દુષ્ટ વિચારોરૂપી ચોર તમારા મનોમંદિરમાં પેસી શકશે નહિ અને તમારો સાધનારૂપી માલ લૂંટી શકશે નહિ.

મંત્રસાધનાપદ્ધતિમાં ભૂશય્યા, બ્રહ્મચર્ય, સાત્ત્વિક ભોજન આદિ જે નિયમો બતાવવામાં આવ્યા છે, તે મનની પવિત્રતા તથા એકાગ્રતા કેળવવામાં ઘણા ઉપયોગી છે, માટે તે તરફ પૂરતું લક્ષ્ય આપવું. માનસિક શુદ્ધિકરણ અંગે હાલ આટલું વિવેચન પર્યાપ્ત છે.

[૯]

# દિવ્યતા સંપાદન કરવાની ખાસ ક્રિયા

દેવપૂજાનો અધિકાર મેળવવા માટે જે ભૌતિક અને માનસિક શુદ્ધિકરણ આવશ્યક છે, તેમ દિવ્યતા સંપાદન કરવાનું પણ આવશ્યક છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે 'देवो भूत्वा देवं यजेत्-દેવ બનીને દેવની પૂજા કરવી.' તાત્પર્ય કે મનુષ્યે પ્રથમ દિવ્યતા સંપાદન કરીને પછી દેવની પૂજા કરવી જોઈએ.

'દિવ્યતા સંપાદન કેમ કરવી ?' એ એક વિચારણીય પ્રશ્ન છે. પરંતુ મંત્રવિશારદોએ ન્યાસક્રિયા નિર્માણ કરીને તેનો તોડ કાઢ્યો છે. ખરેખર! ન્યાસ એ મંત્રવિદ્યાની એક અદ્ભુત ક્રિયા છે અને તે સાધકને અતિ ઝડપથી સિદ્ધિ તરફ લઈ જાય છે.

એક મંત્રવિશારદ મહાનુભાવ જણાવે છે કે 'આ સ્થૂલ શરીરમાં અપવિત્રતાનું સામ્રાજ્ય છે, તેથી તેને દેવપૂજાનો અધિકાર ત્યાં સુધી મળતો નથી કે જ્યાં સુધી તે શુદ્ધ અને દિવ્ય બની ન જાય. જ્યાં સુધી તેની

અપવિત્રતા ચાલુ રહે છે, ત્યાં સુધી તેના સ્પર્શ અને સ્મરણથી ચિત્તમાં ગ્લાનિનો ઉદય થાય છે. ગ્લાનિયુક્ત ચિત્ત, પ્રસાદ અને ભાવોદ્રેકથી શૂન્ય હોય છે. વિક્ષેપ અને અવસાદથી આક્રાન્ત હોવાને લીધે તે વારંવાર પ્રમાદ અને તંદ્રાથી અભિભૂત થાય છે. એ જ કારણ છે કે તે ન તો એકધારું સ્મરણ કરી શકે છે કે ન વિધિ-વિધાનની સાથે કોઈ પણ કર્મનું સાંગોપાંગ અનુષ્ઠાન કરી શકે છે. આ દોષ મટાડવા માટે ન્યાસ સર્વશ્રેષ્ઠ ઉપાય છે. શરીરના પ્રત્યેક અવયવમાં જે ક્રિયાશક્તિ સુષુપ્ત હોય છે, હૃદયના અંતરાલમાં જે ભાવના-શક્તિ મૂર્ચ્છિત હોય છે, તેને જગાડવા માટે ન્યાસ એ રામબાણ ઔષધિ છે.

ન્યાસ એટલે સ્થાપન-સ્થાપના. બહાર અને અંદરનાં તમામ અંગોમાં દેવતા અને મંત્રની સ્થાપના કરવી, એ ન્યાસક્રિયાનું મુખ્ય રહસ્ય છે.'

ન્યાસની ક્રિયા અનેક પ્રકારની હોય છે. જેમકે—
(૧) કરન્યાસ, (૨) ષડંગન્યાસ, (૩) ઋષ્યાદિન્યાસ, (૪) માતૃકાન્યાસ, (૫) મંત્રન્યાસ, (૬) દેવતાન્યાસ, (૭) તત્ત્વન્યાસ, (૮) વ્યાપકન્યાસ વગેરે.

(૧) **કરન્યાસ**—હાથની બધી આંગળીઓનાં ટેરવાં પર જુદા જુદા મંત્રબીજોની સ્થાપના કરવી, તેમ જ કરતલ અને કરપૃષ્ઠને પણ મંત્રબીજોથી વાસિત કરવા, તેને કરન્યાસ કહેવામાં આવે છે. કરાંગુલિઓમાં પ્રથમ અંગૂઠા પર, પછી તર્જની પર, પછી મધ્યમા પર, પછી અનામિકા

પર અને છેવટે કનિષ્ઠા પર મંત્રબીજની સ્થાપના કરવાની હોય છે. દેવની પૂજા માટે કરાંગુલિઓને દિવ્યતાથી યુક્ત કરવી, એ કરન્યાસનો હેતુ છે. આ ન્યાસ મંત્રદેવતાના પૂજન વખતે અવશ્ય કરવાનો હોય છે.

(૨) **ષડંગન્યાસ**—હૃદય, શિર, શિખા, કવચ (હાથનો મધ્ય ભાગ), નેત્રત્રય (બે આંખો તથા કપાળનો મધ્ય ભાગ કે જ્યા ત્રીજું જ્ઞાનનેત્ર હોય છે) પર અનુક્રમે नमः स्वाहा, वषट्, हुं (हुम्) તથા वौषट् બીજની સ્થાપના કરવી તથા अस्त्राय फट् કહીને તાલી બજાવવી, એ ષડંગન્યાસ કહેવાય છે. આને હૃદયાદિન્યાસ પણ કહે છે. કારણ કે તેનો પ્રારંભ હૃદય નામના અંગથી થાય છે.

આ ન્યાસ કરવાનો મુખ્ય હેતુ સાધકની અંગરક્ષાનો છે. અહીં જે છ મંત્રબીજોની સ્થાપના કરવામાં આવે છે, તે છ તાંત્રિક કર્મોના સંકેત છે. જેમકે—

नमः—શાંતિકર્મ.

स्वाहा—વશીકરણ.

वषट्—સ્તંભન.

हुं—ઉચ્ચાટન.

वौषट्—વિદ્વેષણ.

फट्—મારણ.

તાત્પર્ય કે આમાંની કોઈપણ ક્રિયાનો પોતાના પર પ્રયોગ થાય તો તેની કંઈપણ અસર ન થાય અને બધાં અંગો સુરક્ષિત રહે, તે માટે આ જાતનાં મંત્રપદોની

અંગ પર સ્થાપના કરવામાં આવે છે. આ અંગોના પ્રતિનિધિ તરીકે અહીં પાંચનો નામનિર્દેશ કરવામાં આવે છે. તાલી વગાડીને अस्त्राय फट् કહેવાનું પ્રયોજન કોઈપણ શસ્ત્ર વડે પોતાના શરીર પર મારણપ્રયોગ થાય તો તેને અટકાવવાનો છે.

આ ન્યાસ પણ મંત્રસાધનામાં અવશ્ય કરવાનો હોય છે. જ્યાં વિશિષ્ટ ન્યાસનો ઉલ્લેખ ન હોય, ત્યાં કરન્યાસ અને ષડંગન્યાસ અવશ્ય કરવામાં આવે છે.

(૩) **ઋષ્યાદિન્યાસ**—પ્રત્યેક મંત્રના, પ્રત્યેક પદના અને પ્રત્યેક અક્ષરના અલગ અલગ ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને કીલક હોય છે. મંત્રસિદ્ધિ માટે તેનું જ્ઞાન, તેમનો પ્રસાદ અને તેમની સહાય અપેક્ષિત છે. જે ઋષિએ ભગવાન શંકર પાસેથી મંત્ર પ્રાપ્ત કરીને તેની પહેલવહેલી સાધના કરી, એ તેના ઋષિ છે. તે ગુરુસ્થાનીય હોવાને કારણે મસ્તકમાં ધારણ કરવા યોગ્ય છે. મંત્રના સ્વરવર્ણોની વિશિષ્ટ ગતિ, જેના દ્વારા મંત્રાર્થ અને મંત્રતત્ત્વ આચ્છાદિત રહે છે, અને જેનું ઉચ્ચારણ મુખથી થાય છે, તે છંદ કહેવાય છે. તે મુખમાં ધારણ કરવા યોગ્ય છે. મંત્રના દેવતા હૃદયનું ધન છે, એટલે તે હૃદયમાં ધારણ કરવા યોગ્ય છે. આ જ રીતે બીજ એ ગુહ્ય હોવાથી ગુહ્ય ભાગમાં ધારણ કરવા યોગ્ય છે, સાધકની હલન-ચલનની શક્તિ બંને પગ પર નિર્ભર હોય છે, એટલે તે બંને પગમાં ધારણ કરવા યોગ્ય છે.

અને કીલક પર મંત્રશક્તિનો મુખ્ય આધાર હોવાથી તે સર્વાંગમાં ધારણ કરવા યોગ્ય છે. તાત્પર્ય કે—

(૧) મસ્તકપર—ઋષિ. (૪) ગુહ્યસ્થાનમાં—બીજ.
(૨) મુખમાં—છંદ. (૫) બંને પગમાં—શક્તિ.
(૩) હૃદયમાં—દેવતા. (૬) સર્વાંગમાં—કીલક.

એ રીતે ઋષિ આદિની સ્થાપના કરવી, તે ઋષ્યાદિન્યાસ કહેવાય છે.

(૪) **માતૃકાન્યાસ**—વર્ણમાલાને વર્ણમાતૃકા કહેવામાં આવે છે. આ વર્ણમાતૃકાના તમામ સ્વરો તથા વર્ણની કરાંગુલિઓ તથા હૃદયાદિ અંગો પર સ્થાપના કરવી, તે માતૃકાન્યાસ કહેવાય છે.

માતૃકાન્યાસ કરતાં પહેલાં સામાન્ય રીતે ઋષ્યાદિન્યાસ કરવામાં આવે છે. તે આ પ્રમાણે:

મસ્તકમાં—ॐ ब्रह्मणे ऋषये नमः ।
મુખમાં—ॐ गायत्रीच्छन्दसे नमः ।
હૃદયમાં—ॐ मातृकासरस्वत्यै देवतायै नमः ।
ગુહ્યસ્થાનમાં—ॐ हल्भ्यो बीजेभ्यो नमः ।
પગમાં—ॐ स्वरेभ्यः शक्तिभ्यो नमः ।
સર્વાંગમાં—ॐ क्लीँ कीलकाय नमः ।
ॐ अं कं खं गं घं ङं आं अंगुष्ठाभ्यां नमः ।
ॐ इं चं छं जं झं ञं ईँ तर्जनीभ्यां स्वाहा ।

ॐ उं टं ठं डं ढं णं ऊं मध्यमाभ्यां वषट् ।
ॐ एं तं थं दं धं नं ऐं अनामिकाभ्यां हुम् ।
ॐ ओं पं फं बं भं मं औं कनिष्ठिकाभ्यां वौषट् ।
ॐ अं यं रं लं वं शं षं सं हं ळं क्षं अः करतल-
करपृष्ठाभ्यां अस्त्राय फट् ।

તે પછી નીચે પ્રમાણે અંગન્યાસ કરવામાં આવે છે:

ॐ अं कं खं गं घं ङं आं हृदयाय नमः ।
ॐ इं चं छं जं झं ञं ईं शिरसे स्वाहा ।
ॐ उं टं ठं डं ढं णं ऊं शिखायै वषट् ।
ॐ एं तं थं दं धं नं ऐं कवचाय हुम् ।
ॐ ओं पं फं बं भं मं औं नेत्रत्रयाय वौषट् ।
ॐ अं यं रं लं वं शं षं सं हं ळं क्षं अः अस्त्राय फट् ।

અંતર્માતૃકાન્યાસ કે જે શરીરના છ ચક્રમાં રહેલી પાંખડીઓના પ્રત્યેક અક્ષર પર કરવામાં આવે છે, તે પહેલાં આ ન્યાસ કરી લેવો જોઈએ.

બહિર્માતૃકાન્યાસ અને સંહારમાતૃકાન્યાસનું વિધાન પણ મંત્રશાસ્ત્રોમાં થયેલું છે.

(૫) **મંત્રન્યાસ**—પૂરા મંત્રનો, મંત્રના પદોનો કે મંત્રના દરેક અક્ષરનો શરીરનાં અંગો પર ન્યાસ કરવો, તે મંત્રન્યાસ કહેવાય છે.

(૬) **દેવતાન્યાસ**—શરીરનાં બાહ્ય-અભ્યંતર સર્વ

અંગોમાં મંત્રદેવતાનો કે અન્ય કોઈ દેવતાનો યથાસ્થાન ન્યાસ કરવો, તે દેવતાન્યાસ કહેવાય છે.

(૭) **તત્ત્વન્યાસ**–સંસારનાં કાર્ય–કારણના રૂપમાં પરિણત તથા અલગ રહેનાર સર્વ તત્ત્વોનો શરીરમાં યથાસ્થાન ન્યાસ કરવો, તે તત્ત્વન્યાસ કહેવાય છે.

બ્રહ્માંડનાં સર્વતત્ત્વો મારા શરીરમાં અવસ્થિત છે અને હું હવે બ્રહ્માંડ–સ્વરૂપ જ છું, એવો ભાવ અંતઃ–કરણમાં ઉત્પન્ન કરવા માટે આ ન્યાસ કરવામાં આવે છે. તેને પીઠન્યાસ પણ કહેવામાં આવે છે. દેવતાના નિવાસયોગ્ય સ્થાનને પીઠ કહેવાય છે–જેમકે કામાખ્યા પીડ. શરીરને દેવતાની પીડને યોગ્ય બનાવવું, તે પીઠ–ન્યાસનો હેતુ છે.

(૮) **વ્યાપકન્યાસ**—કોઈ પણ અંગનો સ્પર્શ કર્યા વિના સર્વાંગમાં ન્યાસ કરવો, તે વ્યાપકન્યાસ કહેવાય છે.

આ સિવાય ન્યાસના બીજા પણ ઘણા પ્રકારો છે, જે અમુક મંત્રના વિધાનમાં આવે છે, એટલે અહીં તેનું વર્ણન કરતા નથી.

સંસારના ગંભીર રહસ્યોની દૃષ્ટિથી ન્યાસ એક અતુલનીય સાધન છે. શરીરના રોમેરોમમાં દેવતા, અણુઅણુમાં દેવતા અને સમસ્ત શરીર દેવતામય! આવી સ્થિતિમાં મન દિવ્ય થઈ જાય, એ સ્વાભાવિક છે.

[ १० ]

# મુદ્રાઓનું મહત્ત્વ

મંત્રસાધનામાં મુદ્રાઓનો પ્રયોગ વિહિત છે. ખાસ કરીને દેવતાનું સન્નિધાન પ્રાપ્ત કરવા માટે તેનો ઉપયોગ વિશેષ થાય છે. તેથી જ શાસ્ત્રકારોએ તેને 'देवता सन्निधायिका' દેવતાની સાંનિધ્યમાં લઈ જનારી કહી છે.

વળી મુદ્રાઓનો ઉપયોગ જપમાં, ધ્યાનમાં તથા કામ્ય કર્મો કરતી વખતે પણ થાય છે. કેટલાંક તંત્રોમાં એમ કહ્યું છે કે 'સ્નાન, આવાહન, શંખપૂજા, પ્રતિષ્ઠા, રક્ષા, નૈવેદ્ય તથા અન્યાન્ય સ્થાનો પર જ્યાં તેમને દર્શાવવાનું વિધાન છે, ત્યાં ત્યાં તેમના લક્ષણના આધારે તે તે મુદ્રાઓ બતાવવી જોઈએ.'

તાત્પર્ય કે મંત્રસાધનામાં મુદ્રાઓનો ઉપયોગ અનેક સ્થાનોએ-અનેક વાર કરવો પડે છે, તેથી મંત્રસાધકોએ મુદ્રાઓનું જ્ઞાન મેળવી લેવું આવશ્યક છે.

આ વિષય મુખ્યત્વે ગુરુગમ્ય છે, છતાં તે પ્રકારના

ગુરુના અભાવે કોઈ અનુભવી પાસેથી તેનું શિક્ષણ લઈને તેનો પ્રયોગ કરી શકાય.

જેમ મંત્રાક્ષરમાં કંઈ પણ ફેરફાર ચાલી શકતો નથી, તેમ મુદ્રામાં પણ કંઈ ફેરફાર ચાલી શકતો નથી. તેનું સ્વરૂપ જે પ્રકારે નિયત થયું હોય, તે પ્રમાણે જ કરવું જોઈએ. તો જ તેનાથી ક્રિયાશુદ્ધિ સંપન્ન થાય છે અને દેવતાનો અનુગ્રહ મેળવી શકાય છે.

'**મુદ્રા**' શબ્દ मुद् અને रा ધાતુના યોગથી બને છે, અથવા તો मुद् અને द्रा ધાતુના યોગથી પણ તેનું નિર્માણ થાય છે. કહ્યું છે કે—

मुदं करोति देवानां, द्रावयत्यसुराँस्तथा ।
मोदनाद् द्रावणाच्चैव, मुद्रेति परिकीर्तिता ॥

'જે દેવતાઓને હર્ષ પમાડે છે તથા અસુરોનું દ્રાવણ કરે છે, તે मोदन અને द्रावण ક્રિયાને લીધે 'मुद्रा' એ નામે ઓળખાય છે.'

**મૃગેન્દ્રાગમમાં** વિઘ્નના સમૂહનું દ્રાવણ કરનારી અર્થાત્ તેને અટકાવનારી હોવાથી તેને શંકરની શક્તિરૂપ મુદ્રા માનવામાં આવી છે.

**નિત્યાષોડશિકાર્ણવતંત્ર** પણ મુદ્રાઓને શક્તિરૂપ જ માને છે.

**સ્વચ્છંદતંત્રમાં** કહ્યું છે કે 'મંત્ર એ જ્ઞાનશક્તિ છે અને મુદ્રા એ ક્રિયાત્મક શક્તિ છે.'

**નેત્રતંત્રમાં** આત્મસ્વરૂપની અભિવ્યક્તિ કરનારાં ત્રણ સાધનોમાં તેનો ઉલ્લેખ કરાયો છે. જેમ કે—मन्त्र–ध्यान–मुद्रा इति । આ પરથી મુદ્રાનું મહત્ત્વ સમજી શકાશે.

મુદ્રાઓના જુદી જુદી દૃષ્ટિએ જુદા જુદા પ્રકારો પડી શકે છે. '**નિત્યાષોડશિકાર્ણવ**' ની '**અર્થરત્નાવલી**' ટીકામાં તેના બે પ્રકારો કહ્યા છે. જેમકે– बाह्याभ्यन्तरभेदेन द्विविधा मुद्रा भवति । बाह्या कररचनारूपा, **बन्ध**स्तवान्तरः । મુદ્રા **બાહ્ય** અને **અભ્યંતરના** ભેદથી બે પ્રકારની હોય છે. તેમાં બાહ્ય મુદ્રા કરરચનારૂપ હોય છે અને અભ્યંતર મુદ્રા બંધરૂપ હોય છે.'

**સ્વચ્છંદતંત્રમાં** 'सर्वासामेव मुद्राणां त्रैविध्यं' એ શબ્દો વડે બધી મુદ્રાઓનું ત્રૈવિધ્યપણું સૂચવાયું છે. ત્યાં તેના ટીકાકાર ક્ષેમરાજે સ્પષ્ટતા કરતાં જણાવ્યું છે કે—

मनोज्ञा गुरुवक्त्रस्था वाग्भवा मन्त्रसम्भवा ।
देहोद्भवाऽङ्गविक्षेपैर्मुद्रेयं त्रिविधा स्मृता ॥

'ગુરુના મુખારવિંદ પ્રત્યે રહેલી મુદ્રા તે **મનોજ**, મંત્રતન્મયતા વડે ઉત્પન્ન થયેલી મુદ્રા તે **વાગ્ભવા** અને શરીરના અંગવિક્ષેપ વડે ઉત્પાદિત મુદ્રા તે **દેહોદ્ભવા.** આ રીતે મુદ્રાઓ ત્રણ પ્રકારની હોય છે.'

'**તંત્રાલોક**' માં મુદ્રાના ચાર પ્રકારો પણ દર્શાવ્યા છે. ટીકાકાર જયરથે તેની સ્પષ્ટતા આ પ્રમાણે કરી છે:

अङ्गुलिन्यासभेदेन करजा बहुमार्गगा ।
सर्वावस्थास्वेकरूपा वृत्तिमुद्रा च कायिकी ॥
मन्त्रतन्मयता मुद्रा विलापाख्या प्रकीर्तिता ।
ध्येयतन्मयतामुद्रा मानसी परिकीर्तिता ॥

'આંગળીઓની વિવિધ રચના વડે થતા ભેદને લીધે **કરજા** મુદ્રા અનેક જાતની હોય છે. બધી અવસ્થામાં એકરૂપ વૃત્તિ રાખવી, તે **કાયિકા** મુદ્રા છે. મંત્ર પ્રત્યે તન્મયતા રૂપ જે મુદ્રા, તે **વિલાપા** કહેવાય છે. (વાચિકી અને વાગ્ભવા તેના જ ભેદો છે.) અને ધ્યેય પ્રત્યે તન્મયતા રૂપ જે મુદ્રા, તે **માનસી** કહેવાય છે.

બાહ્ય મુદ્રાનો મુખ્ય સંબંધ હાથની આંગળીઓ તથા મૂઠીઓને જોડવા તથા ખોલવા સાથે જ રહ્યો છે, તેથી તે અંગે વિશેષ માહિતી મેળવી લેવી આવશ્યક છે.

મણિબંધ એટલે કાંડાથી માંડીને ઉપરના ભાગને હાથ કહેવાય છે. પાંચ આંગળીઓનો સમૂહ તેમાં આવી જાય છે. હાથના અગ્રભાગને પંચશાખ, શય કે પાણિ કહેવાય છે. તેમાં જે આંગળીઓ છે, તેને કરપલ્લવ કે કરશાખ કહેવાય છે.

આંગળીઓ પાંચ હોય છે. તેમાં પહેલીને અંગુષ્ઠ એટલે અંગૂઠો કહે છે. જ્યેષ્ઠા, વૃદ્ધા અને ભૂપૂજક એ તેનાં અન્ય નામો છે. બીજીને તર્જની કહે છે. તેને પ્રદર્શિની, પ્રદેશિકા કે પિતૃપૂજક કહે છે. ત્રીજી આંગળી

મધ્યમાં આવેલી છે, માટે તેને મધ્યમા કહે છે. તે જયકરણી તરીકે પણ ઓળખાય છે. તે પછીની આંગળીનો અનામિકા તરીકે વ્યવહાર થાય છે. તેને અનામા તથા પ્રાંતવાસિની :પણ કહેવાય છે. અને પાંચમી કે છેલ્લી આંગળી સહુથી નાની છે, માટે તે કનિષ્ઠા કે કનિષ્ઠિકાની સંજ્ઞા પામેલી છે. અંત્યગા, લઘ્વી, સ્વલ્પા, રત્ની, અંત્યજા એ નામો વડે પણ તેનો સંકેત થાય છે.

આ બધી આંગળીઓ બંધ કરવાથી મૂઠી બને છે. તે ખોલી નાખીએ તો ઉપરનો ભાગ (રેખાવાળો) કરતલ અને નીચેનો (ચામડીવાળો) ભાગ કરપૃષ્ઠ કહેવાય છે.

મૂઠીના બે પ્રકારો છેઃ જેમાં ટચલી આંગળી શામિલ હોય તે રત્ની અને શામિલ ન હોય તે અરત્ની.

વળી એમ પણ મનાયું છે કે આપણા હાથમાં કેટલાંક તીર્થો પ્રતિષ્ઠિત છે. જેમકે હાથના આરંભમાં અંગૂઠાની નીચેનો ભાગ તે **આત્મતીર્થ** છે. હાથના છેડે આંગળીઓની ઉપરનો ભાગ તે **પરમાર્થતીર્થ** છે. ટચલી આંગળીની નીચેનો ભાગ તે **દેવતીર્થ** છે અને અંગૂઠા તથા તર્જનીની વચ્ચેનો ભાગ તે **પિતૃતીર્થ** છે. સ્નાન—દાનાદિના સંકલ્પનું જલ તે તે સ્થાનની ઉપર થઈને છોડવાથી મહાફલ થાય છે.

હવે બંધમુદ્રા કે આંતરમુદ્રા પર આવીએ. તેમાં ખેચરી આદિની ગણના થાય છે. **હઠયોગપ્રદીપિકાના** તૃતીય ઉપદેશમાં તેનું વર્ણન થયેલું છે. વળી **માલિની-વિજયોત્તર** તથા **તન્ત્રાલોક** વગેરે શાસ્ત્રોમાં પણ તેનું કેટલુંક વર્ણન પ્રાપ્ત થાય છે. તેમાં કરંકિણી, ક્રોધના, ભૈરવી અને લેહિહાનિકા નામની મુદ્રાઓને ખેચરીના ભેદો કહ્યા છે.

**ચિદ્ગગનચંદ્રિકા** અને **પરાર્થમંજરી** નામના ગ્રંથોમાં કહ્યું છે કે કરંકિણી જ્ઞાનસિદ્ધોની મુદ્રા છે, ક્રોધિની મંત્રસિદ્ધોની મુદ્રા છે, ભૈરવી મેલાપસિદ્ધોની મુદ્રા છે અને લેલિહાના શાક્તસિદ્ધોની મુદ્રા છે. અહીં ખેચરીને શાંભવ-સિદ્ધોની મુદ્રા કહેલી છે.

**મહાર્થમંજરીમાં** પોતાના હાથ-પગોની અમુક ઢબે કરાતી યોજનાવિશેષને મુદ્રા કહી છે, તે મુદ્રાનું વ્યાપકપણું સૂચવે છે. જૈન પરંપરામાં પણ હાથ વગેરેની સહાયથી કરાતી શરીરની આકૃતિવિશેષને મુદ્રા માનવામાં આવી છે.

મુદ્રાનો વિષય ખરેખર ગહન છે, તેથી જ **ત્રિનેત્ર-તંત્રમાં** કહ્યું છે કે—

उदयास्तमयौ व्याप्तिं व्यानं मुद्रां स्वरूपतः ।
यो वेत्येवं स सर्वज्ञः सर्वकृत् साधकोत्तमः ।

(૧૮/૩૩-૩૪)

'મંત્રોની ઉન્મેષાવસ્થા, વિશ્રામાવસ્થા, વીર્ય, ધ્યાન અને તેને લગતી મુદ્રાઓને જે સ્વરૂપથી જાણે છે, તે સર્વજ્ઞ છે, સર્વે ક્રિયાઓ કરનારો છે અને સાધકોમાં ઉત્તમ છે.'

અહીં એ પણ સ્પષ્ટતા કરી દઈએ કે શૈવ, શાક્ત તથા બૌદ્ધ સંપ્રદાયમાં મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુનરૂપ જે પાંચ પદાર્થોનું વર્ણન છે, તેમાંની મુદ્રાનો મુખ્ય સંબંધ અન્નથી બનતા પદાર્થો સાથે છે, એટલે કે તે આનાથી જુદી જ વસ્તુ છે. એ મુદ્રાનો તાત્ત્વિક અર્થ જૂદો ઘટાવાય છે, પણ અહીં તે પ્રસ્તુત નથી.

આપણે માત્ર નમસ્કાર શબ્દ બોલીએ તો તેની અસર સામા પર જોઈએ તેવી થતી નથી, પણ તેની સાથે જ બે હાથ જોડી, મસ્તકને થોડું નમાવીએ તો તરત તેની અસર થાય છે. એટલે કે મુદ્રાનો પ્રભાવ મનુષ્યના મન પર બરાબર પડે છે. અભિનયશાસ્ત્રમાં પણ તે જ કારણે મુદ્રાઓએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું છે. ટૂંકમાં આંતરિક ભાવોને સાકાર કરવા માટે મુદ્રા એક સુંદર સાધન હોઈ દેવપૂજા આદિમાં પણ તેનો સ્વીકાર થયેલો છે.

દેવી-દેવતાઓ તથા ક્રિયા પરત્વે ભિન્ન ભિન્ન મુદ્રાઓનો ઉપયોગ થાય છે, તેથી તેનો વિસ્તાર અતિ મોટો છે, પરંતુ તેમાં જે મુદ્રાઓ નિત્ય પૂજા માટે ઉપયોગી છે, તેનો અહીં પરિચય કરાવીશું.

(૧) **પ્રાર્થના**–બંને હાથોની દશ આંગળીઓને ફેલાવીને સામસામે પરસ્પર મેળવી દેવી અને પોતાના હૃદય સમીપ રાખવી, તે પ્રાર્થનામુદ્રા છે.

(૨) **અંકુશ**–જમણા હાથની મૂઠી બાંધી તર્જનીને અંકુશની જેમ વાળીએ તો ત્રૈલોક્યનું આકર્ષણ કરનારી અંકુશમુદ્રા થાય છે. કોઈને બોલાવવા હોય તો તર્જની આંગળીથી સંકેત કરવામાં આવે છે.

(૩) **કુંત**–જમણા હાથની મૂઠી ઊભી રાખીને તર્જનીને સીધી કરીએ અને તેના અગ્રભાગને અંગૂઠો અડાડીએ તો સર્વરક્ષાકરી કુંતમુદ્રા થાય છે. અહીં કુંત-શબ્દથી ભાલો સમજવાનો છે કે જે રક્ષણ કરવાના કામમાં આવે છે.

(૪) **કુંભ**–જમણા અંગૂઠાને ડાબા અંગૂઠાની સાથે જોડીએ અને બાકીની આંગળીઓને મૂઠીની માફક રાખી નીચે તથા ઊંચે જોડી દઈએ અને મૂઠીને પોલી રાખીએ તો સ્નાન સમયે કરવા યોગ્ય કુંભમુદ્રા બને છે.

(૫) **તત્ત્વ**–અંગૂઠા અને અનામિકાના અગ્રભાગોને મેળવવાથી તત્ત્વમુદ્રા બને છે. જલાશયમાં પ્રવેશ કરતાં અથવા ઘરમાં જલપાત્રની સન્મુખ આ મુદ્રા કરવામાં આવે છે. તે પછી જ ન્હાવાની ક્રિયા કરવામાં આવે છે.

( ૬ થી ૨૯ ) **સમ્મુખી આદિ ૨૪ મુદ્રાઓ :** સમ્મુખી, સંપુટી, વિતત, વિસ્તૃત, દ્વિમુખી, ત્રિમુખી,

ચતુર્મુખી, પંચમુખી, ષણ્મુખી, અધોમુખી, વ્યાપકાંજલિ, શકટ, યમપાશ, ગ્રથિત, સન્મુખોન્મુખ, પ્રલય, મુષ્ટિક, મત્સ્ય, કૂર્મ, વરાહ, સિંહાક્રાંત, મહાક્રાંત, મુદ્‌ગર અને પલ્લવ આ ૨૪ મુદ્રાઓ સંધ્યાપાઠ વખતે કરાય છે.

(૩૦-૩૭) **સુરભિ આદિ આઠ મુદ્રાઓ**–સુરભિ (ધેનુ), જ્ઞાન, વૈરાગ્ય, યોનિ, શંખ, પંકજ (કમલ), લિંગ અને નિર્વાણ એ આઠ મુદ્રાઓ સંધ્યાના અંતભાગમાં કરવામાં આવે છે.

બ્રાહ્મણવર્ગમાં આ મુદ્રાનું જ્ઞાન જળવાઈ રહ્યું છે, કારણ કે હજીયે ત્યાં સ્નાન-સંધ્યાદિ નિયમિતપણે થાય છે. સાધકોએ તેનું જ્ઞાન કોઈ અનુભવી બ્રાહ્મણ પાસેથી મેળવી લેવું જોઈએ.

(૩૮) **વાસુદેવ** – બંને હાથ ભેગા કરીને તેની અંજલિ રચવી, તે વાસુદેવમુદ્રા કહેવાય છે. ધ્યાન સમયે તેનો ઉપયોગ કરવાથી સર્વકાર્ય સિદ્ધ થાય છે.

(૩૯) **જપ** – અંગૂઠા અથવા મધ્યમાના વચલા પેરવાથી માળાના મણકા ચલાવવા તેને જપમુદ્રા કહે છે. કેટલાક સંપ્રદાયો તર્જની આંગળીના મધ્ય પેરવા પર માળા રાખીને પણ તેના મણકા ચલાવે છે. તેને પણ જપમુદ્રા જ માનવી જોઈએ.

(૪૦) **અસ્ત્ર**–જમણા હાથની તર્જની અને મધ્યમા આંગળીથી ડાબી બાજુની હથેલીમાં અભિઘાત કરવો, એટલે

કે શબ્દયુક્ત ચોટ લગાવવી, તેને અસ્રમુદ્રા કહે છે. ‘ अस्त्राय फट् ’ એમ બોલવું હોય ત્યારે આ મુદ્રા કરવામાં આવે છે.

(૪૧-૪૯) **દેવોપાસનાની નવ મુદ્રાઓ** – દેવોપાસના સમયે આવાહન, સંનિધાપન, સંસ્થાપન આદિ કરવામાં આવે છે, તે દરેકની ખાસ મુદ્રા હોય છે. જેમ કે બંને હાથની અનામિકાના મૂળમાં અંગૂઠા મેળવેલી અંજલિને બે વાર ઊંચી કરીને નીચે લાવવાથી **આવાહની મુદ્રા** અને તેને ઉલટી કરી નાખવાથી **સ્થાપના મુદ્રા** થાય છે.

બંને હાથની મૂઠીઓ મેળવીને અંગૂઠા સીધા કરવાથી **સન્નિધાપની મુદ્રા** અને બંને હાથની મૂઠીઓમાં અંગૂઠા દબાવવાથી **સન્નિરોધિની મુદ્રા** થાય છે.

બંને મૂઠીઓ ઊંચી કરવાથી **સમ્મુખીકરણ મુદ્રા** અને ડાબા હાથની તર્જનીને ઉલટી તથા જમણા હાથની તર્જનીને સુલટી રાખી અધોમુખ ફેરવવાથી **અવગુંઠની-મુદ્રા** થાય છે.

બંને હથેળીઓને મેળવીને જમણી અનામિકાને ડાબી કનિષ્ઠિકાથી અને ડાબી અનામિકાને જમણી કનિષ્ઠિકાથી, તેમ જ જમણી મધ્યમાને ડાબી તર્જની અને ડાબી મધ્યમાને જમણી તર્જનીથી મેળવતાં અર્થાત્ તે આંગળીઓને ઉલટી-સુલટી-સીધી મેળવતાં **ધેનુમુદ્રા** બને છે. તેને

**અમૃતીકરણ મુદ્રા** પણ કહે છે. ભગવાનને નૈવેદ્ય ધરતી વખતે આ મુદ્રા કરવામાં આવે છે.

ગત પ્રકરણમાં જે ન્યાસવિધિ દર્શાવી, તે પ્રમાણે ન્યાસ કરવાથી **સકલીકરણ** મુદ્રા થાય છે. બંને હાથો સંયુક્ત કરીને ત્રિકોણ બનાવતાં **પરમીકરણ મુદ્રા** થાય છે, તેનો પણ નવ મુદ્રામાં જ સમાવેશ સમજવો. ધેનુમુદ્રા અને અમૃતીકરણ મુદ્રાનો એક જ પ્રકાર ગણતાં આ નવમો પ્રકાર ઉપયુક્ત બને છે.

(૫૦-૬૧)-**ઉપચારની બાર મુદ્રાઓ**-મધ્યમા, અનામિકા અને અંગૂઠો એ ત્રણેને મેળવી દેવતાને ગંધ અર્પણ કરવો, તેને **ગંધમુદ્રા** કહે છે. આ વખતે મૂળ મંત્રનું પણ ઉચ્ચારણ કરવું જોઇએ.

અંગૂઠા અને તર્જનીથી પુષ્પ-તુલસીપત્ર આદિ ગ્રહણ કરીને ચક્રાદિને ચડાવવાથી **પુષ્પમુદ્રા** થાય છે.

મધ્યમાના મૂલમાં અંગૂઠાનો અગ્રભાગ જોડીને 'दीपं दर्शयामि' કહેવાથી **દીપમુદ્રા** થાય છે.

મૂલમંત્ર અને તત્ત્વમુદ્રાથી નૈવેદ્ય નિવેદન કરવામાં આવે તો **નૈવેદ્યમુદ્રા** થાય છે.

અંગૂઠાને અનામિકા તથા કનિષ્ઠિકાના અગ્રભાગમાં જોડવાથી **પ્રાણમુદ્રા**, અનામિકા અને મધ્યમાના અગ્રભાગમાં જોડવાથી **અપાનમુદ્રા**, મધ્યમા અને તર્જનીના અગ્રભાગમાં

જોડવાથી **વ્યાનમુદ્રા**, તથા મધ્યમાના અગ્રભાગમાં જોડવાથી **ઉદાનમુદ્રા** અને તર્જની, મધ્યમા, અનામિકા તથા કનિષ્ઠિકા એ ચારેને એકત્ર કરી અંગૂઠો લગાવતાં **સમાનમુદ્રા** થાય છે.

આ પ્રમાણે કરન્યાસની ૬, અંગન્યાસની ૬, જીવ-ન્યાસની ૬ તથા માતૃકાન્યાસની ૧૫ મુદ્રાઓ છે. પંચદેવની શંખ, ઘંટા આદિ ૪૦ મુદ્રાઓ છે અને શક્તિની (૧) પાશ, (૨) અંકુશ, (૩) વર, (૪) અભય, (૫) ધનુષ્ય તથા (૬) બાણ એ ૬ મુદ્રાઓ છે. આ સિવાય પંચતત્ત્વ, હોમ વગેરેને માટે પણ કેટલીક મુદ્રાઓનો ઉપયોગ થાય છે. ટૂંકમાં મુદ્રાનો વિષય ઘણો ઉપયોગી છે, તેથી સાધકે તેનું જ્ઞાન મેળવવા પૂરો પ્રયત્ન કરવો અને શક્ય એટલી મુદ્રાઓ શીખી લેવી, એ તેનું ખાસ કર્તવ્ય છે.

[ ૧૧ ]

## દેવતાઓ અંગે કિંચિત્

દેવતાનું પૂજન કરવા માટે શરીરશુદ્ધિ, ભૂતશુદ્ધિ, મનઃશુદ્ધિ, પ્રાણાયામ, ન્યાસ, મુદ્રા વગેરેનું વિવેચન કરી ગયા, પણ ખુદ દેવતાઓના અસ્તિત્વ વિષે જો આપણું મન નિઃશંક ન હોય તો એ પૂજનમાં શ્રદ્ધા–ભક્તિ–સદ્–ભાવનું પુર શી રીતે વહેવાનું ? એટલે તે સંબંધી કેટલુંક વિવેચન ઉપયુક્ત ગણાશે.

જેઓ એકેશ્વરવાદી છે, એટલે કે એક જ ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા ધરાવે છે, તે બહુદેવવાદનો સ્વીકાર કરતા નથી. આપણા ભારત દેશમાં પણ એવા એકેશ્વરવાદી મહાત્માઓ થઇ ગયા છે કે જેમણે પોતાની એકનિષ્ઠાના આગ્રહથી બહુદેવવાદને કલ્પિત માનેલો છે; પરંતુ આપણે ત્યાં બહુદેવવાદ ફાલ્યો–ફૂલ્યો છે અને લાખો ક્રોડો મનુષ્યો તેમાં શ્રદ્ધાન્વિત થઈને પ્રતિદિન દેવતાઓનું પૂજન–અર્ચન કરી રહ્યા છે; એટલું જ નહિ પણ તેમને તે તે દેવતાઓનો

અનુગ્રહ પ્રાપ્ત થાય છે, તથા સાક્ષાત્કાર પણ થાય છે, તેનું કેમ? શું પ્રત્યક્ષ અનુભવને પણ કલ્પિત માનશો? ખોટો કહેશો?

કેટલાક કહે છે કે આ વિશ્વમાં એક બ્રહ્મ જ છે, બીજું કંઈ નથી; એટલે બહુ દેવતાઓ ક્યાંથી હોય? પણ તેમણે યાદ રાખવું જોઈએ કે આ વચન ઉચ્ચારનાર ઋષિ–મુનિઓને બ્રહ્મના નિષ્કલ અને સકલ એવાં બે રૂપો માનવા પડયાં છે અને સકલ બ્રહ્મમાં શક્તિનો ઉદય થતાં આ સૃષ્ટિનો વિસ્તાર થાય છે, એમ સ્વીકારવું પડયું છે. વાસ્તવમાં પુરુષ અને પ્રકૃતિ અથવા ચૈતન્ય અને જડ એવા બે ભાગો સ્વીકાર્યા વિના આ સૃષ્ટિનું રહસ્ય કોઈ પણ રીતે સમજાવી શકાય એમ નથી. અને સર્વ પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એવી ત્રણ પ્રકારની સ્થિતિ જોતાં મહાન દૈવી શક્તિનો પણ ત્રિમૂર્તિરૂપે સ્વીકાર કરવો પડ્યો છે. જે દૈવી શક્તિ વડે ઉત્પત્તિ શકય બને તે બ્રહ્મા, જે દૈવી શક્તિ વડે ઉત્પન્ન થયેલા પદાર્થો પોતપોતાની સ્થિતિમાં રહે, તે વિષ્ણુ અને જે દૈવી શક્તિ વડે ઉત્પન્ન થયેલા પદાર્થોનો નાશ થાય, અથવા તો અન્ય પદાર્થમાં રૂપાંતર થાય, તે મહેશ. આમાંથી એક પણ દૈવી શક્તિ ઓછી હોય તો વિશ્વનું તંત્ર ચાલે જ નહિ.

મનુષ્યો જન્મે છે, જીવે છે અને મરણ પામે છે, એમાં તો આ ત્રિવિધ ક્રિયાનું બહુ સ્પષ્ટ દર્શન થાય છે.

જો આ વિશ્વમાં ઉત્પન્ન કરનારી અર્થાત્ સર્જનાત્મક શક્તિ ન હોય તો કોઈ પણ મનુષ્ય જન્મે જ શી રીતે ? અને ઉત્પન્ન થયેલા પદાર્થોને ટકાવનારી—નભાવનારી—પાલનારી શક્તિ ન હોય તો મનુષ્ય જીવે શી રીતે ? અને ઉત્પન્ન થયેલાઓનો નાશ થતો ન હોય તો આ જગત પર કેટલા મનુષ્યો હોય ? તેની કલ્પના કરી જુઓ. પરંતુ જે જન્મે છે, તે મરે જ છે, એ આપણો પ્રત્યક્ષ અનુભવ છે, એટલે નાશ કરનારી અથવા સંહાર કરનારી શક્તિનો પણ સ્વીકાર કર્યે જ છૂટકો. આમાં એક જ મહાન દૈવી શક્તિની વાત કરીએ, તો શી રીતે ટકે ?

ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણે ‘ एकोऽहं बहु स्याम : ’ એ વચન વડે આ વિશ્વમાં અસંખ્ય દૈવી રૂપો હોવાનું પ્રતિપાદન કર્યું છે અને તે જ બહુદેવવાદની મુખ્ય જડ છે. આ સંયોગોમાં આપણા શાસ્ત્રકારો દેવતાઓની સંખ્યાનો ‘ કોટિ ’ શબ્દ વડે નિર્દેશ કરતા હોય તો તેમાં અયોગ્ય શું છે ?

વેદોમાં કેટલાક દેવતાઓનો ઉલ્લેખ આવે છે. તેમનાં દર્શન વૈદિક ઋષિઓએ પોતાની આધ્યાત્મિક સાધનાના બળે કર્યાં હતાં અને તેમની સ્તુતિ—સ્તવના અંગે તેમનાં હૃદયમાંથી પવિત્ર સૂક્તોનો આવિર્ભાવ થયો હતો. આ સૂક્તો વારંવાર મનન કરવા યોગ્ય હોવાથી મંત્રની સંજ્ઞા પામ્યાં હતાં. એ વખતે મંત્રનો અર્થ એટલો જ થતો હતો કે વારંવાર મનન કરવા યોગ્ય

વાક્ય કે વાક્યસમૂહ. વેદો પર ભાષ્ય રચનાર સાયનાચાર્યે 'मननात् मन्त्रः' એવી સ્પષ્ટતા કરી છે.

વિશેષમાં આ પ્રકારના મંત્રોનો ભક્તિ-શુદ્ધ-વિધિપૂર્વક પાઠ કરતાં તે તે દેવતાઓનાં દર્શન થતાં હતાં અને તેમને પ્રાર્થેલાં કાર્યો પણ સંપન્ન થતાં હતાં, તેથી મંત્રોને ભારે પ્રતિષ્ઠાભર્યું સ્થાન મળ્યું અને તે દૈવી શક્તિઓનું અનુસંધાન કરવાનું એક સુંદર-પ્રશસ્ત-પ્રબલ સાધન ગણાયું.

થોડા વખત પહેલાં અમે ગુજરાતના એવા બે બ્રાહ્મણ પંડિતોની વાત સાંભળી હતી કે જે વેદોક્ત અગ્નિ–આવાહનના મંત્રો ભણીને યજ્ઞમાં સમિધને સળગાવી આપતા. અને આજે પણ મદ્રાસ આદિ સ્થળોએ એવા બ્રાહ્મણો છે કે જે આ પ્રકારનું કાર્ય કરી શકે છે. ×

તાંત્રિક ઋષિઓને પણ તેમના સમકાલીન તથા પૂર્વકાલીન ઋષિઓની જેમ નાના પ્રકારના દેવતાઓનો સાક્ષાત્કાર થયો હતો અને તેનું સાધન કરવાના મંત્રો પણ પ્રાપ્ત થયા હતા. આજે પણ એ મંત્રો વડે દેવતાઓની ઉપાસના કરતાં તેમનો અનુગ્રહ પ્રાપ્ત થાય છે, તથા સાક્ષાત્કાર કરી શકાય છે.

તાત્પર્ય કે આ વિશ્વમાં અનેક પ્રકારની દૈવી શક્તિઓ છે—દેવતાઓ છે અને તેમની સાથે અનુસંધાન કરવાનું સાધન પણ છે, તેથી મંત્રવિદ્યા જયવંતી વર્તે છે.

---

× મંત્ર બોલીને અગ્નિ પ્રકટાવવાનું દૃશ્ય થોડા વખત પહેલાં મુંબઈમાં ટેલીવીઝન પર બતાવવામાં આવ્યું હતું.

કેટલાક કહે છે કે 'જો દેવતાઓની ખરેખર હસ્તી હોય તો તે દેખાતા કેમ નથી ?' પરંતુ આ જગતમાં બે પ્રકારની વસ્તુઓ રહેલી છે. એક દૃશ્ય અને બીજી અદૃશ્ય. તેમાં દૃશ્ય વસ્તુઓ આંખો વડે જોઈ શકાય છે અને અદૃશ્ય વસ્તુઓ આંખો વડે જોઈ શકાતી નથી; પણ તેમનાં કાર્યો વડે તેમની હસ્તી જાણી શકાય છે. વાયુ આમ નજરે દેખાતો નથી, પણ ધજા ફરફરવા લાગે કે વૃક્ષની ડાળીઓ ઊંચી-નીચી થવા લાગે તો આપણે તરત જ કહીએ છીએ કે વાયુ વાય છે. ઈથર, વિદ્યુત્ વગેરે અદૃશ્ય પદાર્થોનું પણ એમ જ છે. તેમની હસ્તીનું પ્રમાણ તેમનાં કાર્યો વડે જ મળે છે. તે જ રીતે દેવતાઓની શરીરરચના સૂક્ષ્મ હોઈને તેઓ નજરે દેખાતા નથી, પણ તેમનાં કાર્યો વડે તેમની હસ્તી જાણી શકાય છે. આકાશવાણી, અદૃશ્ય અટ્ટહાસ્ય, કુમકુમ કે કેશરનાં છાંટણાં, પુષ્પસંચાર, અંગસંચાર, પ્રશ્નકથન વગેરેનો અનુભવ ઘણાને ઘણીવાર થયો છે અને તે જ દેવતાઓની હસ્તીનું મુખ્ય પ્રમાણ છે.

કેટલાક કહે છે કે 'જો દેવતાઓની ખરેખર હસ્તી હોય, તો તેઓ ક્યાં રહે છે ? તે જણાવો.' પરંતુ આપણા શાસ્ત્રકારોએ તેનો ઉત્તર વિસ્તારથી આપેલો છે, એટલું જ નહિ, પણ તેમનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો, કાર્યો વગેરે અંગે વર્ણન કર્યું છે, તે દેવતાઓ અંગે રસપ્રદ માહિતી પૂરી પાડે છે.

કેટલાક દેવતાઓ આકાશમાં રહે છે. એ સ્થાનને સ્વર્ગ કહેવામાં આવે છે. ત્યાં સુખનું પ્રમાણ અત્યધિક છે, તેથી જ કોઈપણ દુન્યવી સુખને ઉત્કૃષ્ટ કહેવું હોય તો સ્વર્ગીય સુખ કહીએ છીએ. પરંતુ આ સ્વર્ગવાસી દેવો સામાન્ય રીતે આ પૃથ્વી પર આવવાનું પસંદ કરતા નથી, કારણકે તેમને સ્વર્ગ અથવા દેવલોકની સરખામણીમાં આ સ્થાન દુર્ગંધવાળું જણાય છે. આમ છતાં ભક્તિ, તપશ્ચર્યા અને મંત્રબળના પરિણામે તેમનું આકર્ષણ કરી શકાય છે, સાન્નિધ્ય મેળવી શકાય છે અને તેમનો સાક્ષાત્કાર પણ કરી શકાય છે. આ દેવતાઓની શક્તિ અચિંત્ય હોવાથી તેમની કૃપા થતાં જ મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે અને તેને આ સંસારમાં કોઈ વાતની કમી રહેતી નથી.

કેટલાક દેવતાઓ પૃથ્વી ઉપર પણ વસે છે કે જ્યાં રમણીય સરોવર, સઘન વૃક્ષકુંજો તથા પુષ્પપરિમલથી મહેકતા બાગ–બગીચા આવેલા હોય. હિમાલયના અમુક પ્રદેશને તે જ કારણે દેવભૂમિ માનવામાં આવી છે. ભારત–વર્ષમાં બીજાં પણ એવાં કેટલાંક સ્થાનો છે કે જેને આપણે આ પ્રકારની દેવભૂમિ કહી શકીએ.

જો ભૂત, પ્રેત, યક્ષ, રાક્ષસ, પિશાચ, આદિની ગણના નિકૃષ્ટ કોટિના દેવતાઓ તરીકે કરીએ, તો તેનાથી આ પૃથ્વી વ્યાપ્ત છે. તેમાં ખાસ કરીને ભૂત તથા પ્રેતોના અનેક પ્રકારના અનુભવો અનેક સ્ત્રી–પુરુષોને થયા છે અને તે સંબંધમાં અનેક પુસ્તકો લખાયાં છે. નોંધપાત્ર બીના

તો એ છે કે ખ્રીસ્તી ધર્મના રંગે રંગાયેલાં તથા વિજ્ઞાનના વાતાવરણમાં ઉછરેલાં સ્ત્રી–પુરુષોએ આ પ્રકારનાં પુસ્તકો લખ્યાં છે અને તે આજે જગતભરમાં રસપૂર્વક વંચાય છે.

કેટલાક દેવતાઓ પૃથ્વી નીચે, એટલે પાતાળમાં પણ વસે છે અને તે પણ મંત્રબળે આકર્ષાઈને પૃથ્વી પર આવે છે તથા અનેક પ્રકારનાં કાર્યો કરે છે. જૈન સમાજમાં જેની જબ્બર ઉપાસના થઈ રહી છે, તે ધરણેંદ્ર અને પદ્માવતી આ પ્રકારના દેવતાઓ છે.

અહીં એ પણ જાણી લેવું જરૂરનું છે કે દેવતાઓની ગતિ અચિંત્ય હોય છે, એટલે તેઓ નિમિષમાત્રમાં જગતના કોઈ પણ સ્થળે પહોંચી શકે છે અને ત્યાં ધારી અસર ઉપજાવી શકે છે. જે માંત્રિકો માત્ર મૂઠી બીડીને સામાએ કહેલી વસ્તુ લાવી આપે છે, તેમાં તે વસ્તુ દેવતા એટલે કે ૬૪ યોગિનીઓ પૈકી સાધ્ય કરેલી એક યોગિની જ મૂકી દે છે. હવે વિચાર કરો કે માત્ર એક જ મીનીટમાં ગમે તેટલે દૂર રહેલી એક વસ્તુ લાવીને હાથમાં મૂકી દેવી, તેમાં કેવા પ્રકારની ગતિ હશે?

આજથી દશેક વર્ષ પહેલાં બેંગ્લોરમાં અમે અમારા ધર્મપત્ની સાથે એક મિત્રને ત્યાં ભોજન લઈ રહ્યા હતા. તે વખતે એક માંત્રિકે વસ્તુપ્રેષણનો પ્રયોગ એ રીતે કરી બતાવ્યો હતો કે અમારા ભોજનના ટેબલ પર એક નાનું પડીકું એકાએક ઉપરથી પડ્યું. અમે તેને ખોલીને જોયું તો તેમાં એક સોપારી હતી અને કાગળ પર

માંત્રિકના હસ્તાક્ષર હતા અને તે મોકલવાનો સમય પણ લખેલો હતો. તે પરથી એમ જાણી શકાયું કે આ સોપારી ત્રણ માઈલ દૂરથી એક મીનીટમાં અહીં આવી છે. તે પછી તે માંત્રિક સાથે વાતચીત થતાં તેણે જણાવ્યું કે મંત્રશક્તિથી ૩૦૦૦ માઈલ સુધી આવી નાની ભૌતિક વસ્તુ મોકલી શકાય છે અને તે મીનીટ કે બે મીનીટમાં પહોંચી જાય છે.

આ સંયોગોમાં આપણે દેવતાઓનો વાસ સર્વત્ર છે, એમ કહીએ તો પણ ખોટું નથી.

દેવતાઓમાં દેવ અને દેવી એવા બે વિભાગો હોય છે. તે બંનેનું સામર્થ્ય અચિંત્ય હોય છે, તેથી તે બંનેની સ્તુતિ–સ્તવના થાય છે. આમ છતાં દેવ કરતાં દેવીની ઉપાસના વધારે પ્રમાણમાં થાય છે, તેનું કારણ માતૃત્વનો સિદ્ધાંત છે. માતા બાળકને જન્મ આપે છે, તેને મમતાથી ઉછેરે છે અને પોતાની સર્વશક્તિ વાપરીને તેનું રક્ષણ કરે છે; તેથી તે પિતા કરતાં વધારે માનને પાત્ર ઠરે છે, વધારે પ્રમાણમાં પૂજાય છે. તે જ રીતે દેવ કરતાં દેવી તેના માતૃસ્વરૂપને લીધે મનુષ્યના મનનું વિશેષ આકર્ષણ કરે છે અને તેના દ્વારા વિશેષ પ્રમાણમાં વંદાય છે–સ્તવાય છે–પૂજાય છે.

સાધકે એક વાત અવશ્ય યાદ રાખવી કે આપણે દેવ કે દેવી ગમે તેવી ઉપાસના કરતાં હોઈએ, તો તેમાં સન્નિષ્ઠા રાખવી અને તેને સમર્પિત થઈ જવું, પણ અન્ય કોઈ દેવ–દેવીને હીન કે ઓછી શક્તિના માની તેની

નિંદા કરવી નહિ કે તેની કોઈપણ પ્રકારે અપભ્રાજના કરવી નહિ. આખરે તો એ અચિંત્ય શક્તિ ધરાવનાર છે. તેની અપભ્રાજના કરનાર આપણે કોણ? જેમણે કોઈપણ દેવ-દેવીની જાણતાં કે અજાણતાં નિંદા કરી છે, તેમને તેનાં ઘણાં માઠાં પરિણામો ભોગવવાં પડયાં છે.

શાક્તોએ જેમ શક્તિને અધિક મહત્ત્વ આપ્યું છે અને દશ મહાવિદ્યાઓને અગ્રસ્થાને મૂકી છે, તેમ જૈન પરંપરામાં ઈહલૌકિક કાર્યોની સિદ્ધિ અર્થે શાસનદેવીઓ, તીર્થંકરોની માતાઓ તથા સોળ વિદ્યાદેવીઓની ઉપાસના અધિક પ્રમાણમાં રહી છે.

**મહાનિર્વાણતંત્ર** માં કહ્યું છે કે 'ૐ सच्चिदेकं ब्रह्म ॐ' આ મંત્રનો મધ્યરાત્રિના સમયે નિયમિત જપ કરવાથી તથા તેનું ધ્યાન ધરવાથી સાધકને એક કે બે મહિનામાં જ દેવલોક તથા દેવતાનાં દર્શન થાય છે. આ જપ તથા ધ્યાનની ક્રિયા ઓછામાં ઓછા એક કલાકથી દોઢ કલાક સુધી કરવી જોઈએ.

જેમને યોગસાધના વડે દિવ્યચક્ષુ પ્રાપ્ત થાય છે, તે દેવલોકને જોઈ શકે છે તથા તેમની ભૂતકાલની લીલા પણ નિહાળી શકે છે. આ રીતે આજ સુધીમાં અનેક યોગસાધકોએ દેવલોક અને દેવતાનાં દર્શન કર્યાં છે, તેથી સુજ્ઞજનોએ દેવતત્ત્વમાં શ્રદ્ધાન્વિત થઈને તેમની મંત્રસાધના દ્વારા ઉપાસના કરવી અને તેમના અનુગ્રહ-સાક્ષાત્કારથી જીવનને ધન્ય બનાવવું, એ અમારી આગ્રહ-ભરી અભ્યર્થના છે.

[ ૧૨ ]

## પૂજન-અર્ચન સંબંધી વિશેષ+

મંત્રસાધનામાં મંત્રદેવતાના પૂજન-અર્ચનનું મહત્ત્વ ઘણું છે. વધારે સ્પષ્ટ કહીએ તો એ પૂજન-અર્ચન અનિવાર્ય છે. જે સાધક મંત્રદેવતાનું પૂજન-અર્ચન કરતો નથી કે યથાર્થપણે કરતો નથી, તે કદી પણ સિદ્ધિ પામી શકતો નથી.

જો મંત્રદેવતાનું પૂજન-અર્ચન નિત્ય-નિયમિત-ભક્તિ-શુદ્ધિ-વિધિપૂર્વક થાય તો તેનો પ્રશસ્ત પ્રભાવ થોડા જ વખતમાં જોવામાં આવે છે. એટલે કે અણધાર્યો લાભ થવા લાગે છે, વ્યાપાર-રોજગારની નવી દિશા ખુલે છે, બેકારી ચાલતી હોય તો નોકરી યા ધંધો મળી આવે છે, મિત્રો અને લોકોનું આકર્ષણ થવા લાગે છે, કઠિન કાર્યો સરલ બની જાય છે અને આદરેલાં કાર્યો

---

+ મંત્રવિજ્ઞાનના અઢારમા પ્રકરણમાં મંત્રદેવતાના પૂજન-અર્ચન સંબંધી કેટલુંક વિવેચન થયેલું છે, પરંતુ તે સંબંધી જે વિશેષ વક્તવ્ય છે, તે અહીં રજૂ કરવામાં આવે છે.

નિર્વિઘ્ને સંપૂર્ણ થાય છે. તે અંગે અમારો જાતિ-અનુભવનો એક દાખલો અહીં રજૂ કરવાનું ઉચિત સમજીએ છીએ.

અમારા ગણિતસિદ્ધિના પ્રયોગો અંગે એક ખાસ સમારોહ અમદાવાદના નાગરિકોની સમિતિ દ્વારા તા. ૨૧–૧–૬૭ના રોજ ત્યાંના ટાઉન હોલમાં યોજાયો હતો. તેના પ્રમુખ તરીકે તે વખતના ગુજરાત રાજ્યના પંચાયત, સહકાર અને વાહનવ્યવહાર ખાતાના સચિવ શ્રી વજુભાઈ મ. શાહની વરણી થઈ હતી અને અતિથિવિશેષ તરીકે તે વખતના ગુજરાત રાજ્યના રાજ્યપાલ ડૉ. નિત્યાનંદ કાનુનગોએ પધારવાની સંમતિ આપી હતી. પરંતુ સમારોહ આડા માત્ર બાર–તેર દિવસ બાકી રહ્યા, ત્યારે સ્થિતિ ઘણી ડામાડોળ બની ગઈ હતી. શ્રી. વજુભાઈ શાહ છેલ્લા કેટલાક દિવસથી બિમારીને કારણે પથારીવશ હતા અને ડૉ. નિત્યાનંદ કાનુનગોને તેમના પુત્ર અને પુત્રવધૂનું એકાએક મરણ થતાં તેમના વતન (ઓરિસા)માં જવાનું થયું હતું. ત્યાંથી તેઓ ક્યારે પાછા ફરશે ? એ નિશ્ચિત ન હતું અને કદાચ તરતમાં પાછા ફરે તો પણ જાહેર સમારંભમાં ભાગ લેશે કે કેમ ? એ વિચારણીય હતું.

આ પરિસ્થિતિ નિહાળીને સમારોહના કાર્યકર્તાઓ ચિંતાતુર બની ગયા હતા અને હવે શું કરવું ? તેની સાંજગડમાં પડયા હતા; પરંતુ અમને અમારી નિત્યમંત્રો-પાસના પર પૂર્ણ શ્રદ્ધા હતી.

અમે કાર્યકર્તાઓને જણાવ્યું કે 'હાલની પરિસ્થિતિ જોતાં તમને ચિંતા થાય, એ સ્વાભાવિક છે, પણ જરાયે મુંઝાશો નહિ. આપણો સમારોહ નિર્ધારિત સમયે, નિર્ધારિત પ્રમુખ અને નિર્ધારિત અતિથિવિશેષ દ્વારા સંપન્ન થશે, એવો અમારો વિશ્વાસ છે. મા આપણું કોઈ કામ બગડવા દેશે નહિ.'

કાર્યકર્તાઓએ કહ્યું : 'તમારી આ વાત અમારા ગળે ઉતરે એવી નથી, પણ જ્યારે તમે આટલી ખાતરીથી કહો છો, ત્યારે બધી ભાંજગડ બંધ કરી દઈએ છીએ તથા "Wait and watch-રાહ જુઓ અને પરિણામ નિહાળો'ની નીતિ અખત્યાર કરીએ છીએ.

નિત્યોપાસનામાં અમે છેવટે એટલી પ્રાર્થના કરતાં કે 'મા ! તું બધું સાંભળી લેજે. મને તારો જ આધાર છે.'

બે દિવસ બાદ ડો. નિત્યાનંદ કાનુનગો તેમના વતનથી પાછા ફર્યા અને અમે તેમના રહસ્યમંત્રીની મુલાકાત લીધી. ત્યાં એવી ખાતરી મળી ગઈ કે રાજ્ય-પાલ 'નિર્ધારિત સમયે સમારોહમાં હાજર રહેશે.' શ્રી વજુભાઈ શાહની તબિયતમાં પણ બે દિવસમાં આશાસ્પદ સુધારો થયો અને તેમણે પણ નિર્ધારિત સમયે સમારો-હમાં આવી જવાનો પોતાનો નિર્ધાર જાહેર કર્યો.

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે એ સમારોહ નિર્ધા-રિત સમયે, નિર્ધારિત પ્રમુખ અને નિર્ધારિત અતિથિ-

વિશેષ દ્વારા જ સંપન્ન થયો અને તે અમને ભારે પ્રતિષ્ઠા આપી ગયો. અમદાવાદના શિષ્ટવર્ગ અને પત્રકારોએ આ સમારોહની ઘણી પ્રશંસા કરી હતી.

મંત્રદેવતાનું પૂજન-અર્ચન નિત્ય થવું જોઈએ, નિયમિત થવું જોઈએ અને તે ભક્તિ, શુદ્ધિ તથા વિધિપૂર્વક થવું જોઈએ. અન્ય શબ્દોમાં કહીએ તો પૂજન-અર્ચન આપણા દૈનિક જીવનનો એક મહત્ત્વનો ભાગ બનવો જોઈએ અને તે અત્યંત શ્રદ્ધા તથા શુદ્ધિપૂર્વક કરવું જોઈએ, તેમજ તે અંગે શાસ્ત્રોમાં જે વિધિ કહેલો છે, તેનું યથાર્થ પાલન કરવું જોઈએ.

અમારા એક મિત્ર મંત્રદેવતાનું નિત્ય-નિયમિત પૂજન-અર્ચન કરે છે. તે પોતાનો અનુભવ જણાવતાં કહે છે કે 'પ્રાતઃકાલમાં વહેલો ઉઠીને હું શૌચાદિથી પરવારીને સ્નાન કરી લઉં છું અને શુદ્ધ વસ્ત્રો પહેરીને મારા પૂજાના ઓરડામાં બેસી જાઉં છું. ત્યાં માતાજીનું પૂજન-અર્ચન એક કલાક સુધી કરું છું. તેમાં મને ખૂબજ આનંદ આવે છે, એટલું જ નહિ પણ મારામાં કોઈ નૂતન શક્તિનો સંચાર થતો હોય એવું જણાય છે અને મારો આખો દિવસ ખૂબ આનંદમાં પસાર થાય છે. કદાચ કોઈ કારણસર આવું પૂજન-અર્ચન કરી શકતો નથી, તો તે દિવસે બધું સૂનું સૂનું લાગે છે અને જાણે મારામાંથી દૈવત ચાલ્યું ગયું હોય એવું ભાસે છે. તેથી હું બને ત્યાં સુધી દિવસ પાડતો નથી, એટલે કે પૂજન-

અર્ચન કર્યા વિના રહેતો નથી. મારે મારા વ્યવસાય અંગે દિલ્હી, કલકત્તા, મદ્રાસ આદિ અનેક શહેરોમાં જવું પડે છે અને વિદેશયાત્રા પણ ઘણી વાર કરવી પડે છે. ત્યાં હું મંત્રદેવતાની છબી સાથે લઈ જઉં છું અને મારો નિત્યક્રમ બરાબર કરું છું. આજે મને બધી વાતે આનંદ છે, કોઈ વાતની ખોટ નથી. જીવનનું બધું સુકાન મા સંભાળી લે છે.'

મંત્રદેવતાનું શરીર ત્રણ પ્રકારનું મનાયેલું છે: (૧) સ્થૂલ, (૨) સૂક્ષ્મ અને (૩) પર. તેમાં મંત્રદેવતાની જે પ્રતિકૃતિ કે મૂર્તિ તે મંત્રદેવતાનું સ્થૂલ શરીર છે, મંત્ર એ સૂક્ષ્મ શરીર છે અને તેમાં જે વાસના એટલે શક્તિનો અંશ રહેલો છે, તે પર શરીર છે. તેમાં સ્થૂલ શરીર પૂજન–અર્ચનને યોગ્ય છે. આ પૂજન–અર્ચનનો વિચાર મુખ્યત્વે ઉપચાર વડે થાય છે.

મંત્રદેવતાનું પૂજન ઓછામાં ઓછા પાંચ ઉપચારો વડે–પંચોપચાર વડે કરવું જોઈએ. અન્યથા સફલ થતું નથી, એવો **યોગિનીતંત્ર**નો અભિપ્રાય છે.

પંચોપચારમાં (૧) ગંધ, (૨) પુષ્પ, (૩) ધૂપ, (૪) દીપ અને (૫) નૈવેદ્ય, એ પાંચ વસ્તુઓ હોય છે.

**પ્રયોગસાર**માં સપ્તોપચારનું વર્ણન પણ આવે છે, **જ્ઞાનમાલા**માં દશોપચારનુ વર્ણન આવે છે અને કેટલાક તંત્રોમાં દ્વાદશોપચારનું વર્ણન પણ આવે છે.

**વિશ્વામિત્રસંહિતામાં** ષોડશોપચારની પ્રશંસા કરેલી છે અને તેનો ક્રમ નીચે પ્રમાણે જણાવેલો છે: (૧) આસન, (૨) સ્વાગત, (૩) પાદ્ય, (૪) અર્ઘ્ય, (૫) આચમનીય, (૬) મધુપર્ક, (૭) સ્નાન, (૮) વસ્ત્ર, (૯) અલંકાર, (૧૦) ગંધ, (૧૧) પુષ્પ, (૧૨) ધૂપ, (૧૩) દીપ, (૧૪) નૈવેદ્ય, (૧૫) તાંબુલ અને (૧૬) નમસ્કાર.

**ક્રમપ્રદીપ**માં આ ષોડશોપચારનો ક્રમ નીચે પ્રમાણે જણાવેલો છે: (૧) આવાહન, (૨) આસન, (૩) પાદ્ય, (૪) અર્ઘ્ય, (૫) આચમન, (૬) સ્નાન, (૭) વસ્ત્ર, (૮) ઉપવીત, (૯) ગંધ, (૧૦) માલા, (૧૧) ધૂપ, (૧૨) દીપ, (૧૩) નૈવેદ્ય, (૧૪) તાંબુલ, (૧૫) પ્રદક્ષિણા અને (૧૬) પુષ્પાંજલિ.

પૂજન-અર્ચનમાં ષોડશોપચારનો મહિમા ઘણો છે અને તેમાં પંચોપચાર, સપ્તોપચાર, દશોપચાર તથા દ્વાદશોપચારનો પ્રાયઃ સમાવેશ થઈ જાય છે, એટલે અહીં પ્રચલિત ષોડશોપચારનો જ પરિચય કરાવીશું.

(૧) **આવાહન**–દેવતા પહેલેથી આસન પર પ્રતિષ્ઠિત હોવાથી આવાહન નામનો ઉપચાર કરવામાં આવતો નથી, પણ તેની જગાએ તેનું ધ્યાન ધરવામાં આવે છે.

(૨) **આસન**–દેવતાને પધરાવવા માટેનું કાષ્ઠનું આસન ચોવીશ આંગળ લાંબું, સોળ આંગળ પહોળું અને ચારથી પાંચ આંગળની ઊંચાઈવાળું હોવું જોઈએ, જેથી બધી ક્રિયા સરલતાથી કરી શકાય.

(૩) **પાદ્ય–કુલાર્ણવતંત્ર**ના અભિપ્રાયથી પાદ્યમાં ચાર ચીજ હોવી જોઈએ: (૧) શ્યામાક ( સામો ), (૨) દુર્વા (ધ્રો), (૩) કમલ અને (૪) વિષ્ણુક્રાંતા.

(૪) **અર્ધ્ય–શારદાતિલક**ના અભિપ્રાય મુજબ અર્ધ્યમાં આઠ વસ્તુઓ જોઈએ: (૧) શ્વેત સરસવ, (૨) અક્ષત, (૩) દુર્વા, (૪) તલ, (૫) જવ, (૬) ગંધ, (૭) ફલ અને (૮) પુષ્પ.

(૫) **આચમનીય**– આચમનપાત્રમાં નીચેની વસ્તુઓ નાખવાથી આચમનીય બને છે: જાતિપત્ર, લવંગ અને કંકોલ. આ મત **કુલાર્ણવતંત્ર**નો છે. **અગસ્ત્ય-સંહિતા**માં કપૂર, અગરુ અને પુષ્પનો નિર્દેશ છે.

(૬) **સ્નાન**–પ્રથમ કલશમાં જલ ભરી તેમાં સવિધિ તીર્થોનું આવાહન કરવું. પછી તેમાં ગંધ અને પુષ્પ નાખી મૂલમંત્ર બોલવો. પછી ધેનમુદ્રા કે અમૃતીકરણ મુદ્રા દેખાડવી અને તેના વડે ષડંગન્યાસ કરવો. પછી તેનું અવગુંઠનમુદ્રાપૂર્વક પૂજન કરવું. આવા સંસ્કૃત જલથી દેવતાને સ્નાન કરાવવું. આ વિધિએ આજે દેવતાને સ્નાન કરાવનારા કેટલા છે? શાસ્ત્રોમાં સ્નાનના અન્ય વિધિઓ પણ દર્શાવેલ છે. દેવતાને સ્નાન કરાવ્યા પછી વધેલું જળ પોતાના શરીર પર રેડવું.

દેવતાનું અંગ લૂછવા માટે ચંદનથી વાસિત કરેલા સૂતરાઉ વસ્ત્રનો ઉપયોગ કરવો.

(૭) **વસ્ત્ર**–રેશમ અને સૂતરનું છિદ્રરહિત સ્વચ્છ વસ્ત્ર દેવતાને અર્પણ કરવું. તેમાં શક્તિ, સૂર્ય અને ગણેશને લાલ વસ્ત્ર અર્પણ કરવું અને શંકરને શ્વેત વસ્ત્ર અર્પણ કરવું. બીજાને લીલા, પીળા કે અન્ય કોઈ સારા રંગનું વસ્ત્ર અર્પણ કરી શકાય.

(૮) **ઉપવીત**–પુરુષદેવતાને જનોઈ અર્પણ કરવી. સ્ત્રીદેવતાને વસ્ત્ર અર્પણ કરવું.

(૯) **ગંધ**–કર્પૂર, શ્વેત ચંદન, કસ્તૂરી અને કેસરને સમભાગે લેવાથી સર્વગંધ બને છે. તેનો પ્રયોગ કરવો. અથવા ગોરોચન, શ્વેત ચંદન, દેવદારૂ, કપૂર, કાળું અગર, સૂંઠ, કસ્તૂરી અને કેસરના મિશ્રણને અષ્ટગંધ કહેવામાં આવે છે, તેનો ઉપયોગ કરવો.

(૧૦) **અક્ષત**–ખંડિત થયા વિનાના ચોખા પ્રદાન કરવા. ત્રિપુરાની પૂજામાં કંકુ કે રક્ત ચંદનથી રંગીને ચોખા વાપરવાનો સંપ્રદાય છે. અહીં માલા નામનો ઉપચાર ગણીએ તો સુગંધી પુષ્પોની માળા અર્પણ કરવી.

(૧૧) **પુષ્પ**–પુષ્પ તાજાં અને સુગંધી જોઈએ. વાસી, સડી ગયેલાં કે તૂટેલી પાંખડીવાળાં પુષ્પો દેવતાને અર્પણ કરી શકાય નહિ. બધાં પુષ્પોમાં નીલકમલને શ્રેષ્ઠ માનવમાં આવ્યું છે.

(૧૨)**ધૂપ**—જટામાસી, ગુગળ, શ્વેત ચંદન, કાળું અગર, કપૂર, શિલાજિત, કેશર આદિ વસ્તુઓને કૂટી

તેને ગાયના ઘી તથા મધનો કરમો દઈ સૂકવી નાખવું જોઈએ અને તેનો ધૂપ કરવો જોઈએ. આજે દશાંગધૂપનો પ્રચાર છે, તેમાં લગભગ આ બધી વસ્તુઓ પડે છે.

ધૂપપાત્રને દેવતાની નાસિકા જેટલે ઊંચે લઈ જવું જોઈએ અને પછી તેનું નિવેદન કરવું જોઈએ.

(૧૩) **દીપ**—ઘીનો દીવો કરવો, તેની વાટ રૂની બનાવવી, પણ બીજી કોઈ વસ્તુની બનાવવી નહિ. તેને પણ નાસિકા જેટલે ઊંચે લઈ જઈ સમર્પણ કરવો જોઈએ. આ ક્રિયા દશ વાર કરવાની હોય છે.

(૧૪) **નૈવેદ્ય**—દેવતાની સન્મુખ એક મંડલ બનાવવું અને તેમાં નૈવેદ્યની વસ્તુઓથી ભરેલું પૂર્ણપાત્ર સ્થાપન કરવું. પછી નૈવેદ્ય-દ્રવ્યોનું યથાવિધિ પ્રોક્ષણ તથા અવગૂંઠન કરવું. પછી અમૃતીકરણમુદ્રા દર્શાવી મૂળમંત્ર સાતવાર બોલી તેને અભિમંત્રિત કરવું. પછી અર્ઘ્યના જલથી નૈવેદ્યને દેવતા પ્રતિ નિવેદિત કરવું અને પ્રાણાદિ પાંચ મુદ્રાઓથી દેવતાને પ્રાશન કરાવવું. ડાબી બાજુ નૈવેદ્યમુદ્રા બતાવવી, પછી આચમનીય પ્રદાન કરવું. છેવટે શ્રી પાત્રના અમૃતથી ત્રણ વાર તર્પણ કરવું. જેને આ વિધિનું વિશેષ જ્ઞાન નથી, તેઓ તો માત્ર હાથ જોડીને એટલું જ કહે કે 'હું અત્યંત શ્રદ્ધાપૂર્વક આ નૈવેદ્ય આપને અર્પણ કરું છું. હે દેવી! તેનો સ્વીકાર કરજો.'

નૈવેદ્યમાં ચર્વ્ય, ચોષ્ય, લેહ્ય અને પેય એ ચારે પ્રકારના પદાર્થો મૂકી શકાય છે, એમ **કુલાર્ણવમાં** કહેવાયું છે,

આજે મીઠાઈઓ મૂકવાનો રિવાજ છે, તેમાં બને તેટલી શુદ્ધિ જળવાવી જોઈએ.

(૧૫) **તાંબૂલ**—તાંબૂલ એટલે પાનનું બીડું. તે નીચેનો શ્લોક બોલીને પ્રદાન કરવું જોઈએ:–

एललवंगादिसमन्वितानि,
कंकोलकर्पूरसुमिश्रितानि ।
ताम्बूलवल्लीदलसंयुतानि,
पूगानि ते देवि ! समर्पयामि ॥

(૧૬) **પ્રદક્ષિણા**—દેવતાની જમણી બાજુથી ઈશાન દિશા તરફ ઘૂમવું તે પ્રદક્ષિણા છે. દેવીની એક, સૂર્યની સાત, ગણેશની ત્રણ, વિષ્ણુની ચાર અને શિવની અર્ધી પ્રદક્ષિણા કરવી જોઈએ.

જૈન પરંપરામાં દરેક દેવ-દેવીને ત્રણ પ્રદક્ષિણા દેવાનો રિવાજ છે.

ઉપચારનો વિષય પણ ઘણો મોટો છે. તેમાં ૬૪ અને ૧૦૮ ઉપચારોનું પણ વિધાન છે. અલબત્ત આવા ભારે ઉપચારો તો કોઈ રાજામહારાજા કે મહંત દ્વારા પૂજન થાય, ત્યારે જ થઈ શકે છે, પરંતુ અમુક દેવીપીઠોમાં આજે પણ નિયત દિવસે આ પ્રકારનું પૂજન થાય છે.

દેવતાઓના ભેદ અનુસાર ગંધ, ધૂપ, દીપ આદિમાં વિશિષ્ટ વસ્તુઓનો ઉપયોગ કરવાનું વિધાન છે અને પુષ્પોમાં પણ કેટલાક વિધિ–નિષેધ છે, તે સંપ્રદાયથી સમજી લેવા.

જ્યાં વિશેષ ઉપચારો મળવાની સંભાવના ન હોય ત્યાં માત્ર પુષ્પ અર્પણ કરીને પણ પૂજન કરી શકાય છે અને જ્યાં પુષ્પ પણ ન મળે તેમ હોય, ત્યાં પત્ર અર્પણ કરીને પણ પૂજન કરી શકાય છે.

આ ઉપચારો વડે પૂજન કરતાં મંત્રદેવતા પ્રત્યેની ભક્તિ વ્યક્ત થાય છે અને તે સાધકનું શ્રદ્ધાબળ વધારવામાં ઘણી ઉપયોગી નીવડે છે. વળી નિત્ય–નિયમિત પૂજન કરતાં મંત્રદેવતાનો સંપર્ક ગાઢ થાય છે અને તેની અસર મંત્રસાધના ઉપર જરૂર પડે છે.

ટૂંકમાં શક્તિ મુજબ ઉપચારોનો આશ્રય લઈને ખૂબ ભક્તિ અને શુદ્ધિપૂર્વક મંત્રદેવતાનું પૂજન–અર્ચન કરવું જોઈએ.

પહેલો ખંડ—સમાપ્ત

[ ૧૩ ]

## આધ્યાત્મિક વિકાસનો અનેરો મંત્ર

'સોહં' એ આધ્યાત્મિક વિકાસનો અનેરો મંત્ર છે; તેથી જ ઋષિ–મહર્ષિઓએ, યોગી–અવધૂતોએ, સાધુ-સંન્યાસીઓએ તથા અધ્યાત્મપ્રેમીઓએ તેનો ભારે આદર કર્યો છે તથા તેનું આલંબન લેવામાં કૃતકૃત્યતા માની છે. પાઠક-બંધુ! તમે પણ ઇચ્છો તો આ અદ્‌ભુત મંત્રનું આલંબન લઈને આધ્યાત્મિક વિકાસ સાધી શકો છો અને એ રીતે મુક્તિ ભણીના પ્રસ્થાનમાં એક મક્કમ પગલું ભરી શકો છો.

આપણે શરીરના સંવર્ધન–સંરક્ષણ માટે ઘણું કરીએ છીએ અને માનસિક વિકાસ માટે પણ ઘણો ભોગ આપીએ છીએ. શાળા–કોલેજનું શિક્ષણ તો ખાસ તે માટે જ યોજાયેલું છે. તેની સરખામણીમાં આધ્યાત્મિક વિકાસ માટે શું કરીએ છીએ? તે વિચારવા જેવું છે. ઊંઘના પાંચ, છ કે સાત કલાક બાદ કરીએ અને બાકીના ઓગણીસ, અઢાર કે સત્તર કલાકની વિકાસ અનુસાર ખતવણી કરીએ

તો અમને લાગે છે કે આધ્યાત્મિક વિકાસના ફાળે અર્ધા-પોણા કલાકથી વધારે સમય ભાગ્યે જ આવે.

કેટલાકની સ્થિતિ તો ઓગણીસમાંથી ઓગણીસ, અઢારમાંથી અઢાર કે સત્તરમાંથી સત્તર બાદ થાય એવી હોય છે. તાત્પર્ય કે તેઓ બધો વખત વ્યવહાર અને વ્યાપારની ભાંગજડમાં પડયા હોય છે અને આધ્યાત્મિક વિકાસ માટે થોડી મીનીટો પણ ફાજલ પાડી શકતા નથી. શરીર, મન અને આત્મા, એ ત્રણ વસ્તુઓ પૈકી આત્મા ઉપર વધારે લક્ષ્ય આપવા જેવું છે, તો ત્યાં ઓછામાં ઓછું અપાય છે. ખરેખર! આ નીતિ ઉલટી છે અને તેનું પરિણામ સારું આવી શકે જ નહિ.

અહીં અમને એક વાત યાદ આવે છે. ધનીરામ શેઠે પોતાને ત્યાં કથા બેસાડી. કથા વાંચનારા પંડિત અભયરામજીની જીભે સરસ્વતી હતી. એટલે સહુને કથા સાંભળવામાં ખૂબ જ મજા પડી અને ક્રમ આગળ ચાલ્યું. એમ કરતાં એક મહિનો થયો, ત્યારે શેઠને ત્યાં લગ્નનો પ્રસંગ આવ્યો. તેથી કથા બંધ રાખવામાં આવી અને પંડિતજીને લગ્નોત્સવ બાદ દક્ષિણા લઈ જવાનું જણાવ્યું.

ધનીરામ શેઠે લગ્નોત્સવ ઘણી ધામધૂમથી કર્યો. તેમાં છેલ્લા દિવસે એક રામજની એટલે નર્તકીને નાચવા બોલાવી. તેનો નાચ જોઈને બધા ખુશ થઈ ગયા. આથી શેઠે પ્રસન્ન થઈને તેને સાતસો રૂપિયાની ભેટ કરી.

પછી અભયરામ પંડિત દક્ષિણા લેવા હાજર થયા, એટલે શેઠે તેમના હાથમાં ત્રીસ રૂપિયા મૂક્યા. પંડિતજીએ કહ્યું: 'શેઠજી! કંઈક વિચાર કરો. મેં પૂરો એક મહિનો કથા વાંચી છે અને તમારા કુટુંબને ધાર્મિક-આધ્યાત્મિક સારા સંસ્કારો પડે, તે માટે મારી બધી કલા અજમાવી છે.'

શેઠે કહ્યું: 'ત્યારે જ તો તમને ત્રીસ રૂપિયા આપું છું. કથા વાંચવા માટે રોજનો એક રૂપિયો ઓછો છે? આ બાબતમાં મને વધારે કહેવાની જરૂર નથી.'

આ શબ્દો સાંભળી પંડિતજીએ કપાળે હાથ મૂક્યો અને તેમના મુખમાંથી સહસા નીચેના શબ્દો સરી પડ્યા:

**ઉલટી ગતિ ગોપાલકી, હો ગઈ વીસવા વીસ.**
**રામજનીકો સાતસો, અભયરામકો તીસ.**

આપણામાંના ઘણાખરાનું વર્તન આ ધનીરામ શેઠ જેવું જ છે. તેઓ બાર મહિને સાતસો કે સત્તરસો રૂપિયા નાટક, સીનેમા કે અન્ય ખેલ-તમાશા જોવામાં ખર્ચી નાખે છે, પણ ત્રીશ-પાંત્રીશ રૂપિયાનું આધ્યાત્મિક સાહિત્ય ઘરમાં વસાવવું હોય તો વસાવતા નથી. 'પુસ્તકો ઘણાં પડયાં છે, કોણ વાંચે છે?' એમ કહીને તેની ઉપેક્ષા કરે છે, અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓ માટે પણ આ જ રીતે અખાડા કરતા હોય છે. મોટા ભાગે તેઓ પોતાના સંસાર-વ્યવહારમાં જ રચ્યાપચ્યા રહે છે.

ખરી વાત એ છે કે આપણે આધ્યાત્મિક વિકાસનું સાચું મૂલ્યાંકન કરી શક્યા નથી, તેથી તે માટે જેવા અને જેટલા પ્રયત્નો કરવા જોઈએ, તેવા અને તેટલા પ્રયત્નો કરતા નથી.

દુર્ગુણોને દૂર કરવા અને સદ્‌ગુણોને ખીલવવા, એ આધ્યાત્મિક વિકાસનું રહસ્ય છે. વધારે સ્પષ્ટ કહીએ તો દયા, દાન, પ્રેમ, પરોપકાર, સહૃદયતા, ઉદારતા, સત્ય, પ્રામાણિકતા, શૌચ, સંતોષ, પરસ્ત્રીત્યાગ, બ્રહ્મચર્યપાલન, વડીલોનો વિનય, ગુરુભક્તિ, પ્રભુભક્તિ અને આ જગતના સર્વ મનુષ્યો સાથે સજ્જનતાભર્યો વ્યવહાર એ આધ્યાત્મિક વિકાસનાં મધુર–મધુરતમ ફળો છે. હવે કહો જોઈએ, આધ્યાત્મિક વિકાસની ઉપેક્ષા કરી શકાય ખરી ?

એક મનુષ્ય શરીરે હૃષ્ટ–પુષ્ટ હોય, દેખાવડો હોય અને બુદ્ધિશાળી પણ હોય, પરંતુ તેનામાં દયા, દાન આદિ ઉપર વર્ણવ્યા તેવા કોઈ પણ પ્રકારના સદ્‌ગુણો ખીલ્યા ન હોય તો માનવી તરીકે તેનું મૂલ્ય શું ? તાત્પર્ય કે આધ્યાત્મિક વિકાસથી મનુષ્ય સાચો મનુષ્ય બની શકે છે અને છેવટે દૈવી ભાવોથી યુક્ત થઈને મુક્તિ, મોક્ષ, શ્રેયસ્‌, નિર્વાણ કે પરમપદની પ્રાપ્તિ કરી શકે છે.

સોઽહં એ નૈસર્ગિક મંત્ર છે. તેમાં ૐકાર છૂપાયેલો છે તથા તે ઘણો નાનો હોઈ સરલતાથી જપી શકાય એવો છે, તેથી સુજ્ઞજનોએ તેના તરફ વિશેષ લક્ષ્ય આપવા જેવું છે.

સોહં ને નૈસર્ગિક મંત્ર કહેવાનું કારણ એ છે કે તે આપણા શ્વાસોચ્છ્વાસમાંથી સ્વાભાવિક રીતે જ પ્રકટ થાય છે. તમે એક–બે મીનીટ શાંત થઈ જાઓ, સ્વસ્થ થઈ જાઓ અને તમારા શ્વાસોચ્છ્વાસ પર ધ્યાન આપો, એટલે આ વાત સમજાઈ જશે. આપણે જ્યારે શ્વાસ લઈએ છીએ, અર્થાત્ આપણા શરીરમાં વાયુનું આગમન થાય છે, ત્યારે 'सो' એવો ધ્વનિ સાંભળવામાં આવે છે અને જ્યારે શ્વાસ મૂકીએ છીએ, અર્થાત્ આપણા શરીરમાંથી વાયુનું નિર્ગમન થાય છે, ત્યારે 'हं' એવો ધ્વનિ શ્રવણગોચર થાય છે. આ રીતે આપણા શરીરમાંથી નિરંતર 'सोहं'નો ધ્વનિ નીકળ્યા કરે છે, એટલે તેને નૈસર્ગિક મંત્ર માનવામાં આવ્યો છે.

सोहं માંથી स અને ह એ બે અક્ષરો બાદ કરીએ તો ओम् અવશિષ્ટ રહે છે. આ રીતે ॐ તેના ગર્ભમાં છૂપાયેલો છે. ॐનું સામર્થ્ય કેવું છે? તે અમે **મંત્રચિંતામણિ**માં વિસ્તારથી દર્શાવ્યું છે.

सोहं માં માત્ર બેજ અક્ષરો છે, એટલે તે ઘણો નાનો મંત્ર છે.

सोहं માં બીજું પણ એક રહસ્ય છૂપાયેલું છે, તે અહીં પ્રકટ કરવું જોઈએ. सोहं सोहं सोहं એ રીતે ધારાબદ્ધ જપ કરીએ તો हंसो हंसो એવો શબ્દ પ્રકટ થાય છે અને हंसः શબ્દ જીવાત્મા કે જીવનો સૂચક છે. 'મારો

હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું" એ પંક્તિ પાઠકોએ જરૂર સાંભળી હશે. તેમાં હંસલો જીવાત્મા કે જીવનો સૂચક છે. યોગીઓ, અવધૂતો, સાધુ, સંતો તથા ભક્તો આ રીતે જીવને બહુધા હંસ તરીકે જ ઓળખે છે.

**હંસોપનિષદ્**માં કહ્યું છે કે જે સાધક બ્રહ્મચારી છે, શાંત છે, દાંત છે તથા ગુરુભક્ત છે, તેણે 'હંસઃ' મંત્રનું હંમેશાં ધ્યાન ધરવું જોઈએ. જેમ લાકડામાં અગ્નિ રહેલો છે અને તલમાં તેલ રહેલું છે, તેમ સમસ્ત શરીરમાં ચૈતન્ય વ્યાપી રહેલું છે. તેને જાણવાથી મનુષ્ય સંસારસમુદ્ર તરી જાય છે, એટલે કે તેને ફરીથી જન્મ ધારણ કરવો પડતો નથી.

અહીં એ પણ જણાવી દઈએ કે 'હંસઃ હંસઃ' એવા શબ્દો કાન પર અથડાતાં સાપનું ઝેર ઉતરવા માંડે છે, એવી નોંધ જૈન શાસ્ત્રોમાં થયેલી છે. એક ડોશીના પુત્રને સર્પદંશ થયો અને ઝેર ચડતાં તે ઢળી પડયો. ડોશી કરુણ રુદન કરવા લાગી. હવે તે પુત્રનું નામ હંસ હતું, એટલે તે વારંવાર 'હંસ' 'હંસ' એ શબ્દો વડે તેને સંભારવા લાગી. આ શબ્દો તેના પુત્રના કાન પર અથડાતા ગયા, તેમ ઝેરની અસર ઓછી થવા લાગી અને એમ કરતાં તે નિર્વિષ થઈ ગયો.

જૈન પરંપરામાં તો વિષાપહારમંત્રોને ઘણા ભાગે હંસમંત્રો જ કહેવામાં આવે છે. તાત્પર્ય કે 'सोहं' અને

'हंसः' એ બંને શબ્દો ઘણા રહસ્યમય છે અને તે મંત્રનું કામ કરે છે.

સોહૂં શબ્દ सो+हं એ બે અક્ષરોનો બનેલો છે અને સંધિના નિયમપૂર્વક ઉચ્ચારણ કરતાં सोहं બોલાય છે. પરંતુ सः અને अहं એ બેની સંધિ કરતાં પણ 'सोऽहं' એવો શબ્દ બને છે, જે અર્થભાવનાની દૃષ્ટિએ વધારે પસંદ કરવા યોગ્ય છે.

स: એટલે તે, અને अहं એટલે હું. તાત્પર્ય કે 'તે પરમાત્મા! હું જ છું.' આનો વિશેષાર્થ એમ સમજવાનો કે જે પરમતત્ત્વ સકળ બ્રહ્માંડમાં–અખિલ વિશ્વમાં વ્યાપી રહ્યું છે, તે જ પરમતત્ત્વ મારામાં વ્યાપી રહ્યું છે. હું જો કે અત્યારે મોહ–માયાના બંધનને લીધે ભૌતિક દેહરૂપી પાંજરામાં પૂરાયો છું અને જીવાત્મા કે જીવ તરીકે ઓળખાઉં છું, પણ વાસ્તવમાં તો પરમાત્મા જ છું. જો મારા અજ્ઞાનનાં પડળ હઠાવી દઉં અને મોહ-માયાનાં બંધનો તોડી નાખું તો પરમાત્મા તરીકે વિરાજી શકું છું. નર પોતાની કરણીથી નારાયણ થાય છે, એ સંતવચન સત્ય છે. હું જીવાત્મામાંથી પરમાત્મા બની રહ્યો છું, પરમાત્મા બની રહ્યો છું, પરમાત્મા બની રહ્યો છું.'

'सोऽहं' મંત્રની અર્થભાવના કરતાં આવી આવી આધ્યાત્મિક વિચારણાઓ સ્ફુરે છે અને તે મનુષ્યના મનનું વલણ કે જે બહુધા ભૌતિક વસ્તુઓ પર કેન્દ્રિત

થયેલું છે, તેને પલટી નાખે છે. પરિણામે આધ્યાત્મિક વિકાસ થવા લાગે છે અને કૃતકૃત્યતા અનુભવાય છે.

'સોऽहं' મંત્રનો જપ વગર બોલ્યે પણ કરી શકાય છે અને બોલીને પણ કરી શકાય છે. મનુષ્ય જો શાંત-સ્વસ્થ બનીને પોતાના શ્વાસ-પ્રશ્વાસ પર ધ્યાન આપે તો સોऽहं શબ્દ સંભળાવા લાગે છે અને તે સાધકને માટે જપરૂપ બને છે. વળી 'સોऽहं' શબ્દનું પ્રકટ ઉચ્ચારણ કરતાં ભાષ્યમાણ કે વાચિક જપ થાય છે, હોઠ બીડીને કંઠગત વાણીથી રટણ કરતાં ઉપાંશુ જપ થાય છે અને માત્ર મનોવૃત્તિથી જપ કરતાં માનસ જપ થાય છે. આ ત્રણે ય પ્રકારના જપમાં માનસજપ શ્રેષ્ઠ છે.

'સોऽहं' મંત્રનો જપ કરવા માટે બ્રાહ્મમુહૂર્ત તથા નિદ્રાધીન થતાં પહેલાંનો અર્ધા-પોણા કલાકનો સમય વધારે અનુકૂળ છે. બાકી તો લગની પર આધાર છે. જો લગની લાગી તો આઠ પ્રહર અને સાઠ ઘડી પણ તેનો જપ કરી શકાય છે.

મહાત્મા ફૂલાસિંહજી 'સોऽहं' મંત્રના અનન્ય ઉપાસક હતા. તેમને આ મંત્રના જપમાં એવો રસ પડતો કે તે ખાવા-પીવાનું ભૂલી જતા અને કલાકો સુધી, અરે! દિવસો સુધી મંત્રજપ કર્યા કરતા. એક વાર તેમનો કોઈ ભક્ત તેમને લાહોર આર્યસમાજના વાર્ષિકોત્સવ પર તેડી ગયો અને જ્યાં ગામની જાનનો ઉતારો હોય છે, ત્યાં

ઉતારો આપ્યો. આવા સ્થાનોમાં મનુષ્યોની ભીડ હોય અને કોલાહલ થાય, એ સ્વાભાવિક છે.

મહાત્માએ આ કોલાહલમાંથી બચવા દાદર નીચેની એક અંધારી ઓરડી પસંદ કરી અને ભોજનને હજી એક કલાકની વાર હતી, એટલે પોતાના પ્રિયમંત્ર 'સોઽહં' નો જપ શરૂ કરી દીધો. તેઓ જરા પણ નવરા પડતા કે મંત્રજપ કરવા લાગી જતા. નકામું બેસી રહેવાનું તેમને જરા પણ ગમતું નહિ.

એ તો જપના પરમ અભ્યાસી મહાત્મા, એટલે તેમની સુરતા જપમાં બરાબર લાગી ગઈ અને તેઓ દેહનું, ખાન–પાનનું તથા કાલનું ભાન ભૂલી ગયા.

કલાક વીત્યો, બે કલાક વીત્યા; એમ કરતાં સાંજ પડી અને રાત્રિએ પોતાનો અંધારપછેડો પૃથ્વી પર પાથરી દીધો; પરંતુ મહાત્માની સુરતા જપમાંથી હઠી નહિ. એ તો અવિચ્છિન્નધારાએ 'સોઽહં' મંત્રનો જપ કર્યે જ જતા હતા અને તેમાંથી ઉદ્‌ભાવતા અપૂર્વ આનંદમાં લીન હતા.

કાર્યકર્તાઓ ઉત્સવની ધમાલમાં હોવાથી કોઈને મહાત્મા યાદ આવ્યા નહિ. પરંતુ તેથી મહાત્માને તો 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ' જેવું થયું. જપ કરવા માટે આવી નિરાંત ક્યાંથી મળે?

બીજો દિવસ અને ત્રીજો દિવસ પણ એમ જ વ્યતીત થઈ ગયો. ચોથા દિવસે જ્યારે ત્યાંથી નીકળવાનો વખત આવ્યો, ત્યારે તેમને તેડી જનાર ભક્તને મહાત્મા યાદ આવ્યા અને તેઓ ઊંડા વિચારમાં પડી ગયા, કારણ કે આ ત્રણ દિવસમાં તેમણે મહાત્માને કોઈ પણ પંગતમાં જમતા જોયા ન હતા.

પછી તેમની શોધ ચાલી, તો દાદર નીચેની અંધારી ઓરડીમાંથી મળી આવ્યા. પેલા ભક્તે તેમનો ખભો ઢંઢોળી જાગૃત કર્યા તો તેઓ પૂછવા લાગ્યા કે 'શું કલાક પૂરો થઈ ગયો?' હજી તેમના મનમાં તો એમ હતું કે કલાક પૂરો થયો નથી, છતાં આણે મને ઢંઢોળીને શા માટે જાગૃત કર્યો?

પછી મહાત્માજીને ભોજન કરાવ્યું અને ઉત્સવની વાતો સંભળાવી, ત્યારે મહાત્માને ખ્યાલ આવ્યો કે આ તો સાડા ત્રણ દિવસ પસાર થઈ ગયા!

જપમાં કેવી એકાગ્રતા રાખવી જોઈએ, તેનું આ સુંદર દૃષ્ટાંત છે.

આ મહાત્માજીને તેમના કુટુંબીજનો તરફથી ગાયો ચરાવવાનું કામ સોંપવામાં આવ્યું હતું અને તે તેમણે સંભાળી લીધું હતું; પરંતુ ત્યાં ખરેખર શું બનતું હતું, તે જાણવા જેવું છે. તેઓ ગાયોને કહી દેતા: 'બેટા! સુખેથી ઘાસ ચરજો, પણ કોઈના ખેતરમાં પેસશો નહિ

કે અંદર અંદર લડશો નહિ. મને મારાં લેખાં કરી લેવા દો.' મહાત્માજી 'સોऽहं'ના જપને લેખાં કહેતાં અર્થાત્ તેઓ એના દ્વારા પ્રભુ સાથેનો પોતાનો હિસાબ પતાવતા.

તેઓ એકાદ વૃક્ષ પસંદ કરીને તેની નીચે બેસી જતા અને 'સોऽहं'નો જપ કર્યા કરતા. ગાયો પણ તેમનું વચન માન્ય રાખીને કોઇના ખેતરમાં ન જતાં આસપાસના ગોચરમાંથી ચારો ચરતી અને અંદર અંદર બિલકુલ લડતી નહિ. સાંજ ટાણે મહાત્મા જ્યારે હાક મારતા, ત્યારે બધી ગાયો તેમની પાસે આવી જતી અને તેઓ એમને લઇને ઘેર જતા.

અનુભવી પુરુષો કહે છે કે બીજા કોઈ પણ મંત્રના જપ કરતાં 'સોऽहं' મંત્રના જપથી ચિત્તવૃત્તિઓ જલ્દી શાંત અને સ્થિર થઈ જાય છે અને તેથી આધ્યાત્મિક વિકાસ તરફનું તેમનું પ્રયાણ સફળ બને છે.

જેમને મનની સતત મથામણને લીધે કે બીજા કોઈ કારણે નિદ્રાનાશનો રોગ લાગુ પડ્યો હોય છે, તેઓ 'સોऽहं' મંત્રનો સૂતાં પહેલાં નિયમિત જપ કરે તો નિદ્રા આવી જાય છે.

યોગાભ્યાસીઓ 'સોऽहं' મંત્રના આલંબનથી ઘણા આગળ વધી જાય છે અને અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે.

[ ૧૪ ]

# શાંતિદાયક સિદ્ધ પ્રયોગ

મનુષ્યને ધન, ધાન્ય, સંપત્તિ, યશ, અધિકાર આદિ ઘણું ઘણું મળે, પણ તેના ચિત્તને જરાયે શાંતિ ન હોય તો એ ધન-ધાન્યાદિની સાર્થકતા શી? આજે અમેરિકામાં દોલત ખૂબ વધી રહી છે, પણ ત્યાં માનસિક શાંતિ નથી. આજે ચિત્તભ્રમના જેટલા કેસો અમેરિકામાં થાય છે, તેટલા જગતના અન્ય કોઈ પણ દેશમાં થતા નથી. ત્યાંના ધનિકો શાંતિની શોધમાં દુનિયાના અન્ય દેશોનો પ્રવાસ કરે છે અને કોઈ તેનો કીમિયો બતાવી દે, એવી ઉત્કટ અભિલાષા રાખે છે. અમને આવા કેટલાક અમેરિકનોની આ દેશમાં મુલાકાત થઈ છે અને અમે તેમની વાતો ખૂબ ધ્યાનથી સાંભળી છે.

તેઓ કહે છે કે, અમને બીજું કંઈ જોઈતું નથી, માત્ર ચિત્તની શાંતિ જોઈએ છે. અમે વિજ્ઞાનની પાછળ પડયા, ગતિ વધારી, યંત્રોના ઢગલા કર્યા, પણ તેણે

અમારા ચિત્તની શાંતિ ચોરી લીધી છે. આજે અમે ગમે તેટલું સારું ખાઈએ-પીઈએ છીએ, આલિશાન બંગલાઓમાં રહીએ છીએ અને સુંદર મોટરોમાં ફરીએ છીએ, પણ તેમાં અમને કંઈ આનંદ આવતો નથી, કારણ કે અમારા મનમાં શાંતિ નથી. તમે ભારતવર્ષના લોકોએ ચિત્તની શાંતિ માટે યોગ, મંત્ર વગેરેની જે શોધ કરી છે, તે માનવજાતિ માટે બહુ મહત્ત્વની છે. ભલા થઈને અમને તેનું રહસ્ય સમજાવો. અમે તમારો આભાર કદી નહિ ભૂલીએ.'

'અબજપતિ થઈને ચિત્તભ્રમના રોગી થવું એ ઠીક કે સામાન્ય સ્થિતિમાં ચિત્તની શાંતિ-સ્વસ્થતા-પ્રસન્નતા પૂર્વક જીવન વ્યતીત કરવું એ ઠીક?' અમને ખાતરી છે કે સુજ્ઞજનો આ પ્રશ્નનો ઉત્તર બીજા વિકલ્પમાં જ આપશે.

એક વાર એક મહાશયે અમને કહ્યું કે 'હાલ મારા મનમાં ઘણી અશાંતિ છે. કોઈ વાતમાં આનંદ આવતો નથી. મોટા ભાગે ઉદાસીનતા જ રહે છે અને કોઈ કામમાં મનને પરોવવાનો પ્રયત્ન કરું છું કે તરત વિકલ્પો થવા લાગે છે. આ સ્થિતિનું નિવારણ કરવા માટે મને કોઈ ઉપાય બતાવો.'

અમે કહ્યું: 'ઉપાય તો તૈયાર છે, પણ તે તમે કરશો ખરા ને?'

તેમણે કહ્યું : 'અલબત્ત, આ સ્થિતિમાંથી હું વહેલામાં વહેલી તકે મુક્ત થવા માગું છું; પણ હાલ ગજવું વધારે ભાર સહન કરી શકે એમ નથી.'

અમે કહ્યું : 'તેની ફીકર ન કરો. અમે તમને કોઈ ખર્ચાળ અનુષ્ઠાન બતાવવા ઇચ્છતા નથી; પરંતુ એક બીન-ખર્ચાળ શાંતિદાયક સિદ્ધ પ્રયોગ છે, તે જ બતાવવા ઇચ્છીએ છીએ.'

તેમણે કહ્યું : 'તો મારું અહોભાગ્ય ! હું આપનો ઉપકાર કદી નહિ ભૂલું. એ પ્રયોગ મને જરૂર બતાવો.'

અમે કહ્યું : 'પરંતુ આ પ્રયોગમાં એક શરત છે અને તેનું તમારે અવશ્ય પાલન કરવું પડશે.'

અહીં તેઓ કંઈક ખચકાયા, પણ તરત સ્વસ્થ બનીને પૂછવા લાગ્યા : 'એ પ્રયોગમાં શી શરત છે?'

અમે કહ્યું : 'અનન્ય શ્રદ્ધાનું પાલન. જો તમે અનન્ય શ્રદ્ધા રાખીને અમારો બતાવેલો આ પ્રયોગ નિત્ય-નિયમિત કરશો, તો તમારી આ સ્થિતિનું નિવારણ જરૂર થઈ જશે.'

તેમણે કહ્યું : 'દેખીતી રીતે તો આ શરત સામુલી છે, પણ મારા માટે ઘણી ભારે છે; કારણ કે મારું મન સંશયગ્રસ્ત બની ગયું છે અને તે કોઈ પણ વાત પરત્વે એકદમ શ્રદ્ધાન્વિત થઈ શકતું નથી; છતાં તમે એક

શરત તરીકે તેની રજૂઆત કરી છે, તો તે બાબતમાં હું પૂરેપૂરો સાવધ રહીશ.'

તેમના આ ઉત્તરથી અમને સંતોષ થયો, એટલે તેમને એ પ્રયોગ નીચે પ્રમાણે બતાવ્યો :

## પ્રયોગની વિગત

(૧) રોજ પ્રાતઃકાલમાં વહેલા નાહી-ધોઈને, શુદ્ધ શ્વેત વસ્ત્રો પહેરીને, પવિત્ર આસન પર, ઉત્તરાભિમુખ બેસવું.

(૨) સામે એક બાજોઠ, બાજોઠી કે પાટલો મૂકી, તેનું શ્વેત વસ્ત્રથી આચ્છાદાન કરવું અને ત્યાર બાદ તેના મધ્ય ભાગમાં ૐકારનું એક સુંદર ચિત્ર પધરાવવું અને તે પરમ શાંતિદાયક પરમાત્માનું એક પ્રતીક છે, એવી ભાવના રાખવી. આ ચિત્ર મઢાવેલું હોય તો સારું.

(૩) તેની એક બાજુ ઘીનો દીવો કરવો અને બીજી બાજુ સુગંધી અગરબત્તી પ્રગટાવવી. આ દીવો આપણી ડાબી બાજુએ આવે અને અગરબત્તી જમણી બાજુએ આવે, તેનું લક્ષ્ય રાખવું.

(૪) પછી બંને હાથ જોડીને તથા મસ્તક થોડું નમાવીને નીચે પ્રમાણે નમસ્કાર કરવો :

ॐ नमः सिद्धेभ्यः ।

ॐ नमः सिद्धेभ्यः ।

ॐ नमः सिद्धेभ्यः ।

(૫) ત્યાર પછી નીચેનો શ્લોક બોલી મંગલ ભાવના કરવી :

सर्वे वै सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखभाग् भवेत् ॥

'સર્વે સુખી થાઓ. સર્વે રોગરહિત થાઓ. સર્વે કલ્યાણને જુઓ. કોઈ પણ દુઃખી થાઓ નહિ.'

(૬) ત્યાર પછી 'ॐ शान्तिः' એ મૂલમંત્રનો જપ શરુ કરવો અને તેની દશ માળાઓ ફેરવવી. આ માળા સ્ફટિક, રજત કે શ્વેત સૂતરાઉ મણકાની રાખવી. પ્રથમ તેનો શુદ્ધિસંસ્કાર કરી લેવો. (તેનો વિધિ મંત્રવિજ્ઞાનના ત્રેવીશમાં પ્રકરણમાં બતાવેલો છે.)

(૭) રાત્રે સૂતા પહેલાં શુદ્ધ વસ્ત્રો પહેરીને ત્રણ વાર નમસ્કાર અને ત્રણ વાર મંગલભાવના પૂર્વક મૂલમંત્રની ઓછામાં ઓછી ત્રણ માળા ગણવી.

(૮) કોઇ અસાધારણ સંયોગોમાં સવારે દશ માળા ન ગણી શકાય તેમ હોય તો બાકીની માળા આ ત્રણ ઉપરાંત માળા ફેરવીને પૂરી કરવી.

(૯) ભોજન સાત્ત્વિક રાખવું અને આ દિવસોમાં કોઈની સાથે ટંટા-ફિસાદમાં ઉતરવું નહિ. અને તેટલી શાંતિ રાખવી.

પ્રયોગની વિગતો સાંભળી લીધા પછી પેલા મહાનુભાવે પ્રશ્ન કર્યો કે 'શું ॐ શાન્તિઃ એ બે શબ્દો મંત્રસ્વરૂપ છે?'

અમે કહ્યું : 'હા. તમે આ શબ્દો ઘણીવાર સાંભળ્યા હશે, પણ તે મંત્રસ્વરૂપ છે, એવો ખ્યાલ નહિ હોય. જે શબ્દો વારંવાર મનન કરવા યોગ્ય હોય, અથવા જેનું મનન કરવાથી રોગ, શોક, ભય, ચિંતા આદિમાંથી ત્રાણ એટલે રક્ષણ મળે, તેની ગણના મંત્રમાં થાય છે. તે આપણને ભારતના ઋષિ-મુનિઓની અણમોલ ભેટ છે.'

તેમણે કહ્યું : 'શું આ નાનકડો મંત્ર મારા મનને સંપૂર્ણ શાંતિ આપી શકશે ખરો?

અમે કહ્યું : 'આપણી શરત શું છે? તમારે મંત્ર અંગે કોઈ પણ જાતના તર્ક-વિતર્ક કરવા નહિ. તેને શ્રદ્ધાપૂર્વક ગ્રહણ કરવો અને શ્રદ્ધાપૂર્વક જપ્યા કરવો. છતાં તમારા મનના સમાધાન માટે એટલું જણાવીએ છીએ કે આ મંત્ર નાનો છે, તેથી તેનું મહત્ત્વ જરા પણ ઓછું આંકશો નહિ. મંત્રનું મહત્ત્વ તેની અક્ષરસંખ્યા પર નહિ, પણ તેના પ્રકાર પર અવલંબે છે અને તેમાં તેના અક્ષરોનું સંયોજન મહત્ત્વનો ભાગ ભજવે છે. આ મંત્રમાં જે ૐકારબીજ છે, તે સર્વ મંત્રોમાં શિરોમણિ ગણાય છે અને મંત્રસેતુનું કામ કરે છે, એટલે કે મંત્રાક્ષરોમાં રહેલી ગુપ્ત શક્તિનું અનુસંધાન કરી આપે છે. અને અહીં યોજાયેલો 'શાન્તિઃ' શબ્દ પણ મંત્ર-

સ્વરૂપ જ છે. તે કામક્રોધાદિનો વિજય, વિષયવિકારરહિત અવસ્થા તથા ઉપદ્રવના નિવારણનો અર્થ સૂચવે છે. અશાંતિ, ક્લેશ, ખેદ, ઉદાસીનતા એ બધા માનસિક ઉપદ્રવો છે, જે શારીરિક, માનસિક તથા પૂર્વકર્મજન્ય દોષોને લીધે ઉત્પન્ન થાય છે. કોઈક વાર બહારના કારણે પણ આવા ઉપદ્રવો થાય ખરા, પણ તમારે માટે તો એ પ્રશ્ન જ નથી.'

તેમણે કહ્યું : 'આ મંત્ર ગ્રહણ કરતાં સિદ્ધાદિચક્ર કે અકડમચક્ર આદિ જોવાની જરૂર ખરી ?'

અમે કહ્યું : 'આ એક સિદ્ધમંત્ર છે. તેમાં સિદ્ધાદિ ચક્ર વગેરે જોવાની જરૂર નથી. જે મનુષ્ય શુદ્ધ અંતઃકરણથી શ્રદ્ધાપૂર્વક તેનો જપ કરે છે, તેને તે અવશ્ય ફળે છે.'

તેમણે કહ્યું : 'આ પ્રયોગ ક્યારે શરૂ કરવો જોઈએ ?'

અમે કહ્યું 'સામાન્ય રીતે શુક્લ પક્ષની એકમથી દશમ સુધીમાં કરાયેલો મંત્રજપ મધ્યમ પ્રકારનો હોય છે, અને તેમાં ગુરુવારે કે સોમવારે કરવામાં આવે તો તે ઉત્તમપણાને પામે છે; બાકીની તિથિઓમાં કરાયેલો મંત્ર-જપ કનિષ્ટ કોટિનો ગણાય છે. પરંતુ ભાવનો અતિરેક હોય તો ગમે તે દિવસે આ મંત્રનો જપ શરૂ કરી શકાય છે.'

તેમણે પૂછ્યું : 'શુદ્ધ અંતઃકરણથી તમે શું કહેવા માગો છો ?'

અમે કહ્યું : 'જે અંતઃકરણમાં અશુદ્ધ મલિન–પાપી વિચારો ન હોય, તેને શુદ્ધ સમજવાનું છે.'

તેમણે કહ્યું : 'એ જ મોટો વાંધો છે ને ? આપણા અંતઃકરણમાં કંઈને કંઈ પાપી વિચારો પડ્યા જ હોય છે અને નવા પાપી વિચારો દાખલ થતા જાય છે. ત્યાં અંતઃકરણ શુદ્ધ શી રીતે રહે ?'

અમે કહ્યું : 'તેનો પણ ઉપાય છે. જો જપ પહેલાં ભૂતશુદ્ધિ કરી લઈએ, તો આપણા અંતઃકરણમાં રહેલા સર્વ પાપી વિચારોનો નાશ થાય છે અને 'હું નવા કોઈ પણ પાપી વિચાર નહિ કરું' એવો દૃઢ સંકલ્પ કરવાથી નવા પાપી વિચારો આવતા નથી.'

તેમણે કહ્યું : 'ભૂતશુદ્ધિની ક્રિયા ન આવડતી હોય તો ? મારી જાણ મુજબ એ એક લાંબી અને અટપટી ક્રિયા છે.'

અમે કહ્યું : 'જેને નિત્ય અભ્યાસ છે, તેને એ ક્રિયા લાંબી કે અટપટી લાગતી નથી, આમ છતાં એ ક્રિયા કરવાની શક્યતા ન હોય તો 'ક્ષિ પ ॐ સ્વા હા' એ મંત્ર પાંચવાર બોલીને મારા પૃથ્વી આદિ પાંચેય ભૂતોની શુદ્ધિ થઈ રહી છે, એવી ભાવના કરવાથી પણ ભૂતશુદ્ધિ થાય છે. સંકલ્પનું માહાત્મ્ય તો તમે જાણો છો. એથી પાપી વિચારોને આવતા અટકાવી શકાય છે. એમ છતાં કોઈ પાપી વિચાર આવી ગયો તો તે માટે દિલગીર થવાથી તેની શુદ્ધિ થઈ જાય છે.

તેમણે કહ્યું : 'હજી પણ મારે એક-બે પ્રશ્નો પૂછવા છે.'

અમે કહ્યું : 'ખુશીથી પૂછી શકો છો. સાચું જ્ઞાન મેળવવામાં પ્રશ્નપદ્ધતિ સહાયભૂત છે. પરંતુ એ પ્રશ્નો સત્ય જાણવાની જિજ્ઞાસામાંથી ઉદ્ભવેલા હોવા જોઈએ.'

તેમણે કહ્યું : 'મંત્રપ્રયોગમાં નમસ્કારનું મહત્ત્વ શું છે?'

અમે કહ્યું : 'નમસ્કાર ભક્તિરૂપ હોઈ આપણા અંતઃકરણને શુદ્ધ-પવિત્ર બનાવવામાં મદદ કરે છે અને મંત્રદાતા, મંત્ર તથા મંત્રદેવતા પ્રત્યે વિનયશીલ બનાવે છે. પરંતુ અહીં તો 'ॐ नमः सिद्धेभ्यः' એ એક પ્રકારનો મંત્ર જ છે અને તે સર્વ યોગસિદ્ધ-મંત્રસિદ્ધ મહાપુરુષોનો અનુગ્રહ મેળવવા માટે જ બોલાય છે. મહાન યોગીશ્વરો પણ સકલ સિદ્ધિના સંપાદન માટે આ મંત્રનું આલંબન લે છે.'

તેમણે કહ્યું : 'નમસ્કારનું રહસ્ય તો બરાબર સમજાયું, પરંતુ મંગલ ભાવનાનું રહસ્ય પ્રકટ કરશો?'

અમે કહ્યું : 'વાવો તેવું લણો' એ સિદ્ધાંત પર આ મંગલ ભાવનાની યોજના થયેલી છે. જો તમે સર્વના સુખની આશા કરો, સર્વેને રોગરહિત જોવાની ઇચ્છા રાખો, સર્વેનું કલ્યાણ થાય એવી અભિલાષા પ્રગટ કરો

અને કોઈને કશું દુઃખ ન થાય, એવી પ્રબળ ભાવના વ્યક્ત કરો તો તેનો પ્રત્યાઘાત પણ એ પ્રકારનો જ પડે. એટલે કે સામેથી સુખ–શાંતિનાં આંદોલનો આવે અને તે અદૃશ્યપણે તમારી સ્થિતિમાં સુધારો કરે. આ વસ્તુ અનુભૂત છે.'

પ્રશ્નોત્તરી અહીં પૂરી થઈ અને તે મહાનુભાવે શુભ દિવસે, શુભ મુહૂર્તે આ પ્રયોગ શરૂ કરી દીધો. તેમના મનની અશાંત હાલતનું ખરું કારણ એ હતું કે તેમને થોડા વખત પહેલાં જ એક વ્યાપારમાં ઘણું નુકશાન થયું હતું અને તેની ચિંતામાં ને ચિંતામાં તેઓ આ સ્થિતિએ પહોંચ્યા હતા.

પ્રયોગ શરૂ કર્યા પછી ઓગણીસમા કે વીસમા દિવસે અમારી મુલાકાત થઈ, ત્યારે અમે પૂછ્યું કે 'કેમ ચાલે છે?' તેમણે કહ્યું : 'મનની સ્થિતિ ઠીક ઠીક સુધરી છે, પણ મૂળ કારણ દૂર ન થાય ત્યાં સુધી પૂરી શાંતિ મળવી મુશ્કેલ છે.'

અમે કહ્યું : 'ધીરજ રાખો. જેમ આ પ્રયોગ કરતાં તમારા મનની સ્થિતિ સુધરી રહી છે, તેમ તમારી આર્થિક સ્થિતિ પણ સુધરી જશે અને તમે સર્વ ચિંતામાંથી મુક્ત થઈ જશો. પરંતુ પ્રયોગમાં જરાયે શિથિલતા આવવા દેશો નહિ.'

લગભગ ત્રણ મહિને 'ૐ શાન્તિઃ' મંત્રનું સવા લાખનું અનુષ્ઠાન પૂરું થયું અને થોડા જ દિવસમાં તેમને

એક મોટી પેઢી તરફથી મળી જવાનો પત્ર મળ્યો. તેઓ તેની મુલાકાતે ગયા, ત્યાં વ્યાપાર–ધંધાની વાતો થઈ અને તેમની કુશલતાને કારણે તેમને એ પેઢીમાં ભાગીદાર તરીકે લેવાની દરખાસ્ત ઉપસ્થિત થઈ. તેમણે એ દરખાસ્તનો સ્વીકાર કર્યો અને થોડા જ વખતમાં એ પેઢીએ સારો એવો નફો કરતાં તેમની સ્થિતિ સંપૂર્ણતયા સુધરી જવા પામી.

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે ત્યાર પછી પણ તેમણે એ પ્રયોગ ચાલુ રાખ્યો. તેમાં તેમને એવો રસ પડયો કે જીવનના છેલ્લા દિવસ સુધી છોડયો નહિ. જ્યારે તેઓ મૃત્યુ પામ્યા, ત્યારે સંપત્તિ અને કીર્તિ તેમના ચરણમાં આળોટતી હતી.

આ પ્રયોગે બીજા પણ કેટલાંક સ્થળે તેનો ચમત્કાર બતાવ્યો છે, એટલે અમે જિજ્ઞાસુજનોને તેનું આલંબન લેવા આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

આબૂવાળા પ્રસિદ્ધ યોગીરાજ શ્રી શાંતિવિજયજી મહારાજે આ મંત્રનું બહુ મોટું અનુષ્ઠાન કર્યું હતું અને તેમના અનેક ભક્તોને આ મંત્રનો ઉપદેશ કર્યો હતો. અમે તેવા કેટલાક ભક્તોના સમાગમમાં આવ્યા છીએ અને તેમના મુખેથી એ મંત્રની પ્રશસ્તિ સાંભળી પ્રમોદ પામ્યા છીએ.

અહીં એ પણ જણાવી દઈએ કે પરમાત્માના કોઈ

પણ નામની ગણના નામમંત્રમાં થાય છે. આગળ ॐ અને પાછળ नमः પલ્લવ લગાડીને એ નામનો ચતુર્થ વિભક્તિમાં જપ કરતાં પણ આવું જ પરિણામ આવી શકે છે; પણ એ જપ ખૂબ શ્રદ્ધાપૂર્વક વ્યવસ્થિતપણે કરવો જોઈએ.

દેશ, જાતિ કે લિંગના ભેદ વિના કોઈ પણ વ્યક્તિ વગર ખર્ચે કરી શકે એવો આ સિદ્ધ પ્રયોગ છે, માટે તેનો લાભ અવશ્ય લેવો.

જેઓ શાંતિની ઇચ્છાથી રાત્રિએ સૂતી વખતે 'ॐ नमः सिद्धेभ्यः' એ રીતે ત્રણ નમસ્કાર કરીને 'ॐ शान्तिः'ની બેથી ત્રણ માળા ફેરવશે, તેમને અપૂર્વ માનસિક શાંતિનો અનુભવ થશે.

[૧૫]

# નિત્ય નીરોગી રહેવાનું સાધન

શરીર નીરોગી—સ્વસ્થ—તંદુરસ્ત ન હોય તો શારીરિક, માનસિક કે આધ્યાત્મિક કોઈ પણ ક્રિયા તેના યથાર્થ સ્વરૂપે થઈ શકતી નથી. આજે માથું દુઃખ્યું, કાલે પેટ દુઃખ્યું, પરમ દિવસે આંખ કે કાનનો વારો આવ્યો, આવા રોગિયા મનુષ્યમાં શરીરની ખડતલતા, માનસિક સ્ફૂર્તિ કે અધ્યાત્મનો પ્રસાદ ક્યાંથી હોય ?

આપણું શરીર પહેલવાન કે મજૂરો જેવું ખડતલ ન હોય તો ચાલે, પણ તે સંપૂર્ણ તંદુરસ્ત—નીરોગી તો જોઈએ જ. કેટલાક વૈરાગ્યપ્રધાન સાહિત્ય વાંચીને કે ઉપદેશ સાંભળીને શરીર પરની મમતા—માયા ઉતારવાને બદલે શરીરની તંદુરસ્તી તરફ બેદરકાર રહેવા લાગે છે અને પોતે કોઈ ધાર્મિક—આધ્યાત્મિક આચરણ કરી રહ્યા હોય, એવો ભ્રમપૂર્ણ સંતોષ સેવે છે, પણ થોડા જ વખતમાં તેમને તેનાં માઠાં પરિણામો ભોગવવાં પડે છે.

એ વાત સાચી છે કે શરીર નશ્વર છે, ક્ષણિક છે, તેના પર વધારે પડતી મમતા રાખવા જેવી નથી, પણ માનવદેહ દ્વારા જે જે કાર્યો કરવાનાં છે, તે બધાનો આધાર તેની નીરોગી–તંદુરસ્ત હાલત ઉપર જ છે, તેથી તેના પ્રત્યે બેદરકારી તો ન જ રાખી શકાય; એટલું જ નહિ પણ તે અંગે જે નિયમો પાળવા જરૂરી હોય, તેનું પાલન અવશ્ય કરવું જોઈએ. વ્યાયામ, નિયમિત પથ્ય ભોજન, સપ્રમાણ નિદ્રા, શરીરનું સંપૂર્ણ હલનચલન થાય તેવી ક્રિયાઓ તથા અનુકૂળ હવા–પાણી એ તંદુરસ્તીના મુખ્ય ઉપાયો છે. તેમાં મંત્રસાધન કેવી રીતે મદદ કરી શકે? તે અમારે દર્શાવવું છે. તે અંગે એક ખાસ સાધનની અહીં રજૂઆત કરીએ છીએ.

આ સાધનનું નામ છે સૂર્યનમસ્કાર. કેટલાક તેની વ્યાયામમાં ગણના કરે છે, પણ એ વ્યાયામ નથી. તેમાં શારીરિક ક્રિયા દ્વારા વ્યાયામ થાય છે ખરો, પણ મુખ્ય વાત મંત્ર દ્વારા દેવતાની કૃપા પ્રાપ્ત કરવાનો છે. તેનાથી આત્મશુદ્ધિ પણ થાય છે. તેનો સંક્ષિપ્ત વિધિ આ પ્રમાણે જાણવો :—

(૧) શૌચાદિથી પરવારીને શરીર પર એક જ વસ્ત્ર ધારણ કરવું, એટલે કે માત્ર ધોતિયું પહેરવું. ચડ્ડી કે જાંગિયો પણ ચાલી શકે.

(૨) પછી ઉગતા સૂર્યની સામે હાથ જોડીને ઊભા રહેવું અને નીચે પ્રમાણે સંકલ્પ કરવો :–

'अद्य शुभपुण्यतिथौ श्रीसवितृसूर्यनारायणप्रीत्यर्थं दीर्घायुरारोग्यधनधान्यादिवृद्ध्यर्थं च श्रीसूर्यनारायणनमस्काराख्यं कर्म करिष्ये।'

(૩) આ પ્રમાણે સંકલ્પ કર્યા પછી સૂર્યની સામે જોઈને નિમ્ન શ્લોક બોલવાપૂર્વક તેનું ધ્યાન ધરવું :

ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती,
नारायणः सरसिजासनसन्निविष्टः।
केयूरवान् मकरकुण्डलवान् किरीटी,
हारी हिरण्मयवपुर्धृतशङ्खचक्रः ॥ ३ ॥

(૪) તે પછી ઊભા રહીને નીચેના તેર મંત્રોમાંથી એક એક મંત્ર બોલવાપૂર્વક દંડવત્ પ્રમાણ કરવા :—

१—ॐ मित्राय नमः।
२—ॐ रवये नमः।
३—ॐ सूर्याय नमः।
४—ॐ भानवे नमः।
५—ॐ खगाय नमः।
६—ॐ पूष्णे नमः।
७—ॐ हिरण्यगर्भाय नमः।
८—ॐ मरीचये नमः।
९—ॐ आदित्याय नमः।
१०—ॐ सवित्रे नमः।
११—ॐ अर्काय नमः।
१२—ॐ भास्कराय नमः।

१३—ॐ मित्ररविसूर्यभानुखगपूषहिरण्यगर्भमरीच्यादित्यसवित्रार्कभास्करेभ्यो नमः ।

(૫) આ પ્રણામની હારમાળા પૂરી થયા પછી શક્તિ મુજબ તેની આવૃત્તિ કરવી, એટલે કે બીજા તેર નમસ્કાર, ત્રીજા તેર નમસ્કાર, એ રીતે આગળ વધવું, પણ શક્તિનું ઉલ્લંઘન કરવું નહિ.

(૬) ત્યાર પછી હાથમાં જળ લઈને નીચેનો મંત્ર બોલીને આચમન કરવું :

अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम् ।
सूर्यपादोदकं तीर्थं जठरे धारयाम्यहम् ॥ २ ॥

'અકાલમૃત્યુનું હરણ કરનાર, સર્વ વ્યાધિઓનો વિનાશ કરનાર, તીર્થરૂપ સૂર્યના પાદોદકને હું જઠરને વિષે ધારણ કરું છું.'

તાત્પર્ય કે આ સૂર્યનમસ્કાર નિયમિતપણે કરનારનું કદી પણ અકાલ મૃત્યુ થતું નથી. આજે તો હાર્ટફેઈલ, રેલ્વે-મોટર-વિમાનના અકસ્માતો, અગ્નિથી દાઝી જવું, પાણીના પુરમાં તણાઈ જવું, વિષપ્રયોગના ભોગ થઈ પડવું આદિ અકાળ મૃત્યુના અનેક પ્રકારો વિપુલ પ્રમાણમાં બને છે; પણ સૂર્યનારાયણના નમસ્કારમંત્રમાં એવો પ્રભાવ છે કે તેનું નિત્ય નિયમિત અનુષ્ઠાન કરીએ તો તેમાંથી બચી શકાય છે.

વિશેષમાં આ સૂર્યનમસ્કાર સર્વ વ્યાધિઓનું વિનાશ કરનારો છે, એટલે કે તેને લીધે નાના-મોટા

કોઈ વ્યાધિઓ શરીરમાં રહી શકતા નથી, રહ્યા હોય તો વિનાશ પામે છે અને સંપૂર્ણ આરોગ્ય તથા દીર્ઘાયુષ્ય પામી શકાય છે.

(૭) તે પછી નીચેનો શ્લોક બોલવો :

आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने ।
जन्मान्तरसहस्त्रेपु दारिद्र्यं नोपजायते ॥ ३ ॥

'જેઓ પ્રતિદિન આદિત્યને—સૂર્યને આ રીતે નમસ્કાર કરે છે, તેમને હજારો જન્મમાં પણ દારિદ્રય પ્રાપ્ત થતું નથી.'

આ તો બહુ મોટી વાત થઈ. મનુષ્યને સંપૂર્ણ આરોગ્ય મળે, દીર્ઘાયુ પ્રાપ્ત થાય અને તેને કદી દ્રવ્યની-ધનની ખોટ પડે નહિ, પછી જીવન અત્યંત સુખી થવામાં શું બાકી રહે ?

અહીં એ સ્પષ્ટતા પણ જરૂરી છે કે સૂર્ય એ સર્વે ગ્રહોનો રાજા છે તથા સમસ્ત જીવસૃષ્ટિનો પ્રાણદાતા છે. તેથી અતિ પ્રાચીન કાળથી આજ સુધી તેની ઉપાસના વિવિધ રીતે થતી આવી છે. શાસ્ત્રમાં તેનો ઘણો વિસ્તાર છે, પણ આધુનિક મનુષ્યોને અનુકૂળ પડે, તેવી આ એક નાનકડી ઉપાસના જ અહીં રજૂ કરવામાં આવી છે. આ ઉપાસના સરલતાથી થઈ શકે એવી છે અને તેમાં કોઈ જાતનો ખર્ચ નથી. વળી તેનું પરિણામ થોડા જ વખતમાં દૃષ્ટિગોચર થાય છે, એટલે સુજ્ઞજનોએ તેનો અવશ્ય લાભ લેવો.

[૧૬]

# રોગનિવારક મંત્રપ્રયોગો

'નિત્ય નીરોગી રહેવા માટે શું કરવું?' તેની કેટલીક વિચારણા ગત પ્રકરણમાં કરી ગયા. હવે રોગ નિવારણ અંગે જે કંઈ સમજવા–કરવા જેવું છે, તેની રજૂઆત પ્રસ્તુત પ્રકરણમાં કરીએ છીએ.

જે મનુષ્યો આહાર અને વિહારમાં નિયમિત નથી, તે રોગના સપાટામાં સહેલાઈથી આવી જાય છે અને તેની પકડમાંથી જલ્દી છૂટી શકતા નથી. આહારમાં અને વિહારમાં નિયમિત રહેનારા પણ કોઈ કારણસર રોગના ભોગ બને છે ખરા, પણ તેઓ એની પકડમાં ઝાઝી વાર રહેતા નથી, એટલે કે તેઓ થોડો વખત સાદા ઘરગથ્થુ ઉપચારો કરે છે કે સારા થઈ જાય છે અને પૂર્વવત્ નીરોગી જીવન ગાળે છે.

આજે બિમારીનું પ્રમાણ વધ્યું છે, તેનું ખરું કારણ એ છે કે આપણા આહાર અને વિહાર બંને દૂષિત છે.

અન્ય શબ્દોમાં કહીએ તો આપણે કુદરતના કાનુનોનું ઘણું ઉલ્લંઘન કરી રહ્યા છીએ અને પરિણામે રોગનો પ્રતિકાર કરવાની જે શક્તિ આપણામાં હોવી જોઈએ, તે ઘણા અંશે ગુમાવી દીધી છે.

તાત્પર્ય કે જેમણે રોગનું નિવારણ કરવું હોય, તેમણે સહુથી પહેલાં પોતાના આહાર અને વિહારમાં યોગ્ય સુધારો કરવો જોઈએ અને પછી જ બીજા ઉપાયો કામે લગાડવા જોઈએ, તો તે કારગત થવા સંભવ છે.

એક વાર એક શ્રીમંત અમારી પાસે આવ્યા અને તબિયત તપાસવાનું કહ્યું. અમે તબિયત તપાસીને જણાવ્યું કે 'તમને મીઠી પેશાબનો રોગ લાગુ પડેલો છે. સાકર (Sugar) સારા પ્રમાણમાં જતી હોવી જોઈએ.' તેમણે કહ્યું : 'વાત સાચી છે. હું તેનો ઉપાય કરાવવા જ તમારી પાસે આવ્યો છું;

અમે કહ્યું : 'ડોકટરની પાસે ઉપાય કરાવ્યો છે ખરો?'

તેમણે કહ્યું : 'ડોકટરો તો ઘણા પકડ્યા, પણ બધા મીઠાઈ, બટાટા અને સાકર બંધ કરવાનું કહે છે. તે મારાથી બનવું મુશ્કેલ છે. તમે ગમે તેટલી કિંમતી દવા અપવી હોય તે આપો, પણ એક જ શરત કે આ વસ્તુઓ છોડવાનું કહેશો નહિ.'

અમે કહ્યું : 'આ રોગમાં પરેજ પહેલી છે અને

દવા પછી છે, એટલે તમારા રોગનો ઉપાય અમારાથી થઈ શકશે નહિ. તમે પરેજ પાળવા તૈયાર હો, તો વધારે વાત કરીએ.'

તેમણે કહ્યું : 'દવાની વાત જવા દો. કોઈ એવો મંત્ર બતાવો કે જેની માળા ગણીએ, એટલે મીઠી પેશાબ સદંતર બંધ થઈ જાય.'

અમે કહ્યું : 'મંત્રમાં પણ અમુક નિયમોનું પાલન કરવું પડે છે. જો નિયમો ન પાળો તો એમાં ધબડકો વળે. મૂળ વાત એ છે કે તમે તમારી જાત પર કોઈ પણ પ્રકારનું નિયંત્રણ કરવા તૈયાર છો કે નહિ? એ નક્કી કરવું જોઈએ.'

અને પેલા ગૃહસ્થે માથું ખંજવાળતાં કહ્યું : 'હું આજ સુધી એવી રીતે જીવ્યો છું કે મારી જાત પર કોઈ જાતનું નિયંત્રણ કરી શકું એમ નથી.'

અમે કહ્યું : 'તો તેનું પરિણામ ભોગવવા તૈયાર રહેવું જોઈએ.'

પેલા ગૃહસ્થે કહ્યું : 'કોઈ માંત્રિક અનુષ્ઠાન કરીએ તો?' અમે કહ્યું : 'તેથી લાભ થાય ખરો, પણ એ અનુષ્ઠાન તમારે જાતે કરવું જોઈએ. દાખલા તરીકે તમે હ્રીँકાર વિદ્યાનો સવા લાખ જપ કરો તો તમારો આ રોગ જરૂર મટી જાય, પણ તે તમારે શ્રદ્ધા, શુદ્ધિ અને વિધિપૂર્વક બરાબર કરવો જોઈએ.'

પેલા ગૃહસ્થે કહ્યું : 'આ અનુષ્ઠાન તો મારા માટે ઘણું મોટું છે. અમુક માળા ફેરવવાથી આ કામ થતું હોય તો જણાવો.'

અમે કહ્યું : 'એમ પણ બની શકે. પરંતુ તમારે એ માળા એવી રીતે ફેરવવી જોઈએ કે તે વખતે મનમાં બીજો એક પણ વિચાર ન આવે. વળી તે માટે તમને પૂરેપૂરી શ્રદ્ધા હોવી જોઈએ.'

તેમણે કહ્યું : 'એ માટે હું બનતો પ્રયત્ન કરીશ. મારે હવે આ રોગના પંજામાંથી જરૂર છૂટવું છે.'

અને અમે તેને 'ॐ ह्रीँ अर्हँ नमः' મંત્રની રોજ નાહી-ધોઈને પાંચ માળા ફેરવવા જણાવ્યું. તેનો તેમણે હર્ષપૂર્વક સ્વીકાર કર્યો અને શુભ દિવસે મંત્રજપ શરૂ કર્યો.

હવે એ જપને માત્ર પંદર દિવસ થયા કે તે અમારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે 'આજથી હું મીઠાઈ છોડી દેવાના નિર્ણય પર આવ્યો છું. મને લાગે છે કે તે હું છોડી શકીશ.'

અમે કહ્યું : 'સારી વાત છે. આજથી જ તેનો અમલ કરો.'

બીજા પંદર દિવસનો મંત્રજપ કરતાં તેમની આત્મ-શ્રદ્ધા વધારે સંગીન બની અને તેમણે બટાટા તથા ભાત ખાવાનું બંધ કરી દીધું.

લગભગ બે માસ આ પ્રયોગ ચાલુ રહ્યો, ત્યાં સુધીમાં તો તેમનો ચહેરો-મહોરો ફરી ગયો અને ડૉકટરોએ તેમનો પેશાબ તપાસીને કહ્યું કે 'તમે હવે મીઠી પેશાબની અસરમાંથી મુક્ત છો.'

પછી તો એ મહામંત્ર તેમનો કાયમનો સંગાથી બની ગયો. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આ મંત્રના જપથી અનેક પ્રકારના રોગો મટે છે અને તે મૃત્યુંજય જેવું જ કામ કરે છે. *

કેટલાક રોગો અત્યંત હઠીલા હોય છે. તેમાં દવા-ઈંજેકશનો કંઈ કામ આપી શકતાં નથી; પરંતુ એ વખતે જો શ્રદ્ધાપૂર્વક મંત્રપ્રયોગો કરવામાં આવે તો તેનાં પરિણામો ઘણાં સુંદર આવે છે.

એક ગૃહસ્થનો ડાબો હાથ કોણી નીચેથી વિકૃત થઈ ગયો. તે માટે જાણીતા ડૉકટરની દવા શરૂ કરવામાં આવી, પણ કંઈ ફાયદો થયો નહિ. બીજા-ત્રીજા-ચોથા ડૉકટરના ઉપચારનું પરિણામ પણ એવું જ આવ્યું. એટલે એ ગૃહસ્થે વિદેશમાં જઈને નિષ્ણાત ગણાતા ડૉકટરો પાસે તેનો ઉપચાર કરાવ્યો, પણ સફલતા સો હાથ દૂર જ રહી. આખરે એ ગૃહસ્થે એક ધર્મગુરુનું શરણ લીધું. તેમણે એ ગૃહસ્થને રોજ અમુક સ્તોત્રનો પાઠ કરવા કહ્યું અને તે ગૃહસ્થે એ પ્રમાણે પાઠ કરવા

---

* આ મંત્રના પરિચય માટે જુઓ મંત્રચિંતામણિ-ખંડ ત્રીજો, પ્રકરણ પાંચમું.

માંડયો. તે પછી માત્ર ત્રણ માસમાં જ તેમનો હાથ સુધરી ગયો અને પ્રથમ જેવો થઈ ગયો. આ અમારો ચકાસેલો કિસ્સો છે.

અત્યાર સુધી તો આપણા મન પર એવા જ સંસ્કારો પડયા છે કે 'આ પૂજા–પાઠ શા? આ મંત્ર–તંત્ર શા? બધું ધતીંગ છે. જે અજ્ઞાની હોય, વહેમી હોય, તે જ એમાં ફસાય! આપણે તો તેનાથી દૂર જ રહેવું, વગેરે.' અને આપણે એમાં કંઈ દિલચસ્પી દાખવી નથી. પરિણામે આપણે ઘણું ગુમાવ્યું છે. ખાસ કરીને રોગનિવારણની બાબતમાં તો આપણે આજે એવા ચક્કરમાં પડી ગયા છીએ કે ન પૂછો વાત! ઘરમાં પાંચ જણ હોય તો ત્રણની દવા ચાલતી હોય અને એકની તબિયત બરાબર ન હોય! વળી તેનું ખર્ચ પણ કેટલું? માણસો જે કંઈ કમાય છે, તેનો સારો એવો ભાગ દવા અને ડૉકટરો પાછળ ખર્ચાઈ જાય છે, એમ કહીએ તો અત્યુક્તિ નથી. સામાન્ય માણસને આ બિલકુલ પરવડતું નથી, પણ ગતાનુગતિકતાને લીધે તેને એ રસ્તો લેવો જ પડે છે.

તેની સરખામણીમાં માંત્રિક પ્રયોગોનું ખર્ચ કંઈ નથી અને ફાયદો ઘણો છે, તો એ રસ્તો શા માટે ન લેવો? એ વાત સાચી છે કે આજે માંત્રિકો ઘટી ગયા છે અને આપણને મંત્રનું જ્ઞાન નહિવત્ છે, છતાં જે પ્રમાણભૂત માંત્રિક ઉપાયો જાણવામાં આવે, તે પૂરેપૂરી શ્રદ્ધાથી કરવામાં આપણને ઘણો લાભ છે.

અનુભવી પુરુષોએ કહ્યું છે કે :—

પ્રભુ નામકી ઔષધિ, ખરી ખાંતસું ખાય;
રોગ–પીડા વ્યાપે નહિ, સબ સંકટ મીટ જાય.

જે વ્યક્તિઓ ખરી ખંતથી એટલે હૃદયના ઉલ્લાસ-પૂર્વક, પ્રભુના નામરૂપી ઔષધિનું સેવન કરે છે, અર્થાત્ તેમનો નામમંત્ર જપ્યા કરે છે, તેમને કોઈ રોગ થતો નથી કે કોઈ પ્રકારની પીડા ભોગવવી પડતી નથી. વળી ગમે તે કારણે કોઈ સંકટ આવી પડ્યું હોય તો તે દૂર થઈ જાય છે. નામમંત્રનો આ કેવો મોટો મહિમા! પણ તેનું આલંબન આપણે કેટલું લઈએ છીએ, તે વિચારવા જેવું છે. ચોવીશ કલાકમાંથી નામમંત્રના રટણ માટે કેટલા કલાક? કેટલી મીનીટ?

અમે અહીં ભારપૂર્વક એટલું કહેવા ઈચ્છીએ છીએ કે રોગ–આતંક–વ્યાધિની પકડમાંથી છૂટવું હોય તો સહુ પ્રથમ આ પ્રયોગ અજમાવવા જેવો છે.

પ્રભુ–ઈશ-ઈશ્વરનાં નામો અનેક છે. તેમાંથી જે નામ વધારે પ્યારૂં હોય તેનું રટણ કરવું. આ રટણ અમુક જ વખતે થાય, એવું નથી. એ સવારે, બપોરે, સાંજે, દિવસના કોઈપણ ભાગમાં તથા રાત્રિએ, અર્ધ રાત્રિએ કે રાત્રિના કોઈ પણ ભાગમાં થઈ શકે છે. તેમાં જોવાનું એટલું જ કે તે પરમ વિશ્વાસપૂર્વક લેવું જોઈએ અને થોડી વાર તેની ધૂન બરાબર લગાવવી જોઈએ.

રોગની બાબતમાં પ્રાર્થના અને ધૂનનો ચમત્કાર અમે જોયેલો છે. તેનાથી આપણો પોતાનો રોગ મટે છે અને બીજાનો રોગ પણ મટાડી શકાય છે. દેશનાયકો, ધર્મગુરુઓ, સમાજસેવકો આદિ માટે જ્યારે પણ ખરા અંતરની પ્રાર્થના થઈ છે અને નામમંત્રની ધૂનો લાગી છે, ત્યારે તેમણે ખૂબ રાહત અનુભવી છે અને રોગમુક્તિ પણ મેળવી છે.

કેટલાક મનુષ્યો સવારમાં નાહી-ધોઈને પૂજાપાઠ કરતા હોય છે, પણ તે ઘણા ભાગે ઉપરછલા કે આચાર-વ્યવહાર સાચવવા પૂરતા જ હોય છે. તેમનું અંતર તેમાં ભળેલું હોતું નથી, એટલે તેનાથી જે લાભ થવો જોઈએ, તે થતો નથી. જો આ મહાનુભાવો એ પૂજા-પાઠનો અર્થ અને તેનો હેતુ બરાબર સમજી લે અને તેનું પૂર્ણ શ્રદ્ધાથી અનુષ્ઠાન કરે તો તેમને આરોગ્યાદિ અનેક લાભો થયા વિના રહે નહિ. આશા તો એવી છે કે આ પંક્તિઓ વાંચનાર મહાનુભાવો આ બાબતમાં વહેલી તકે સુધારો કરશે અને તેનાં મધુર ફળોનો આસ્વાદ લેશે.

એક સુશિક્ષિત મહાનુભાવ જણાવે છે કે નીચેના બે મંત્રો મારા અનુભવેલા છે. તેના પ્રયોગો કદી નિષ્ફળ ગયા નથી.

કોઈ વ્યક્તિને અજીર્ણ લાગુ પડયું હોય તો તેણે શ્રીમદ્ ભગવદ્ગીતાના પંદરમા અધ્યાયના ચૌદમા

શ્લોકનો ત્રણવાર પાઠ કરી જલ અભિમંત્રિત કરવું અને તે અજીર્ણના રોગીને પાઈ દેવું, તેથી તરત ફાયદો થશે. એ શ્લોક આ પ્રમાણે જાણવો :

(૧) अहं वैश्वानरो भूत्वा, प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः, पचाम्यन्नं चतुर्विधम् ॥

તાવ અનેક પ્રકારના છે અને દર વર્ષે લાખો મનુષ્યો તેના ભોગ બને છે, પણ નીચેના મંત્રનો દશ હજાર જપ કરી આંબાનાં પાંદડાંનો હોમ કરવામાં આવે તો તાવ તરત ઉતરી જાય છે.

(૨) ॐ कुवेरन्ते मुखं रौद्रं, नन्दिमानन्दिमावहम् ।
ज्वरं मृत्युभयं घोरं, ज्वरं नाशयते ध्रुवम् ॥

(૩) **મંત્રવિદ્યામાં** જણાવ્યું છે કે 'ॐ शान्ते शान्ते सर्वारिष्टनाशिनि स्वाहा ।' એ મંત્રનો એક લાખ જપ કરવાથી તાવ તથા અન્ય સર્વ પ્રકારના રોગોની શાંતિ થાય છે.

(૪) ॐ नमो भगवते रुद्राय छिन्धि छिन्धि ज्वरं ज्वराय ज्वरोज्वलितकपालपाणये हुं फट् स्वाहा ।

આ મંત્રને વડનાં પાંદડાં પર કોયલાથી લખીને રોગી વ્યક્તિને બતાવવાથી તાવ ઉતરી જાય છે. જેણે દશ હજાર મંત્ર જપ વડે આ મંત્ર સિદ્ધ કર્યો હોય, તેણે આ મંત્ર લખવો જોઈએ.

(૫) समुद्रस्योत्तरे कूले, कुमुदो नाम वानरः ।
तस्य स्मरणमात्रेण ज्वरो याति दिशो दिशः ॥

આ મંત્રને ૧૦૮ વાર બોલીને દર્ભ વડે ઝાડવાથી તાવ ઉતરી જાય છે.

(૬) 'ॐ नमश्चण्डवज्रपाणये महासुषेणाधिपतये ॐ ज्वर शृणु शृणु छर्द्द छर्द्द शिरो मुञ्च मुञ्च हृदयं मुञ्च मुञ्च उदरं मुञ्च मुञ्च कटिं मुञ्च मुञ्च ऊरुं मुञ्च मुञ्च हस्तौ मुञ्च मुञ्च गात्राणि मुञ्च मुञ्च ॐ हुं हुं हुं फट् अमुकस्य सर्वज्वरं नाशय स्वाहा ।'

આ મંત્રને ભોજપત્ર પર લખીને, કુંવારી કન્યાના હાથથી કંતાયેલ સૂતરમાં લપેટીને રોગીની જમણી ભુજાએ બાંધવામાં આવે તો જ્વર દૂર થાય છે.

(૭) 'ॐ ह्रीँ ह्रीँ क्लीं सुग्रीवाय महाबलपराक्रमाय सूर्यपुत्राय अमिततेजसे ऐकाहिकं द्वयहिकं त्र्यहिकं चातुरहिकं महाज्वर–भूतज्वर- प्रेतज्वर–भयज्वर–क्रोधज्वर–वेलाज्वर प्रभृति-ज्वरान् दह दह पच पच अवतु अवतु महावीर वानरराज ज्वरान् बन्ध बन्ध ह्रीँ ह्रीँ ह्रीँ फट् स्वाहा ।

આ મંત્ર ભણીને ૨૧ વાર ઝાડવામાં આવે તો સર્વ પ્રકારના તાવો ઉતરી જાય છે.

(૮) જૈન સંપ્રદાયમાં ઉવસગ્ગહરં સ્તોત્રનો પાઠ અતિ ચમત્કારિક ગણાય છે. જે મનુષ્ય એ સ્તોત્રનો

નિયમિત પાઠ કરતો હોય, તેના મુખેથી એ સ્તોત્ર સાત વાર શ્રદ્ધાપૂર્વક સાંભળવામાં આવે, તો તાવ ઉતરી જાય છે. આ સ્તોત્ર **મંત્રચિંતામણિ**ના ત્રીજા ખંડમાં પ્રસિદ્ધ થયેલું છે.

તાવ ઉતારવા માટે કેટલાક શાબર મંત્રો અમારી પાસે આવેલા છે, પણ તેની શુદ્ધિની ખાતરી નહિ હોવાથી અહીં રજૂ કરતા નથી.

(૯) **એકાંતરિયો તાવ** ઉતારવાનો એક મંત્ર નીચે પ્રમાણે જાણવામાં આવ્યો છે. તે ૧૦૮ વાર જપીને નાગરવેલનું પાન ખવરાવવાથી તરત કામ આપે છે:

ॐ वज्रहस्तो महाकायो, वज्रपाणिर्महेश्वरः ।
ताडितो वज्रदण्डेन, भूम्यां गच्छ महाज्वर ॥

કેટલીક વાર માણસો આપણી ધારણા કરતાં ઘણો આહાર કરે છે અને તે પચાવી જાય છે, ત્યારે આપણા આશ્ચર્યનો પાર રહેતો નથી. હરદ્વાર વગેરે તરફ કેટલાક એવા સાધુઓ જોવામાં આવ્યા છે કે તે એકલા દશ-પંદર માણસની રસોઈ જમી જાય અને તેને સહેલાઈથી પચાવી દે. ગીરના એક સાધુએ એવી સાધના કરી હતી કે તેના મુખમાં દૂધના ત્રણ હાંડા રેડો, તો ગટગટાવી જાય.

(૧૦) અમારી જાણ મુજબ નીચેનો મંત્ર જેણે સિદ્ધ કર્યો હોય, તે ઘણો આહાર કરી શકે છે અને પચાવી પણ શકે છે :—

अगस्त्यं कुम्भकर्णं च, शनिं च वडवानलम् ।
आहारपाचनार्थाय, स्मरेद्भीमं च पञ्चमम् ।

(૧૧) કોઈપણ કારણે સ્ત્રી અથવા પુરુષને ખૂબ બેચેની લાગતી હોય તો 'ॐ हंसः हंसः' આ મંત્ર વીસ વાર જપીને પાણી અભિમંત્રિત કરવું અને તે પાઈ દેવું. તેથી તરત સ્વસ્થતાનો અનુભવ થશે.

(૧૨) 'ॐ नमो भगवति मृतसञ्जीवनि अमुकस्य शान्तिं कुरु कुरु स्वाहा ।'

આ મંત્રને મૃતસંજીવની મંત્ર કહેવામાં આવે છે, કારણ કે તેના જપથી સાધ્ય, કષ્ટસાધ્ય તથા અસાધ્ય ગણાતા રોગોમાં પણ ઘણો ફાયદો થાય છે. જ્યાં 'अमुकस्य' શબ્દ છે, ત્યાં રોગીનું નામ છઠ્ઠી વિભક્તિ લગાડીને બોલવું.

(૧૩) તંત્રગ્રંથોમાં એક સર્વરોગહરણમંત્ર નીચે પ્રમાણે આપ્યો છે :

ॐ सं सां सिं सीं सुं सूं सें सैं सों सौं सं सः
वं वां विं वीं वुं वूं वें वैं वों वौं वं वः हंसः
अमृतवर्चसे स्वाहा ।

તેનો વિધિ એવો છે કે એક નવીન શરાવમાં જલ ભરીને, તેને ૧૦૮ વાર આ મંત્ર બોલીને અભિમંત્રિત કરવું અને તેનું પ્રાતઃકાલમાં સેવન કરવું. તેથી એક વર્ષની અંદર સર્વરોગોથી મુક્ત થઈ શકાય છે.

(૧૪) 'कालि कालि महाकालि नमोऽस्तु ते हन हन दह दह शूल त्रिशूलेन हुं फट् स्वाहा।'

આ મંત્ર ૧૦૮ વાર ભણીને જલને અભિમંત્રિત કરી દર્દીને પીવરાવી દેવાથી સર્વ પ્રકારના શૂલની પીડા મટી જાય છે.

(૧૫) મૃત્યુંજયમંત્ર સુપ્રસિદ્ધ છે. તેનો પાઠ આ પ્રમાણે જાણવો :

ॐ त्र्यम्बकं यजामहे, सुगन्धिं पुष्टिवर्धनम्।
उर्व्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीयमामृताम्॥

પ્રતિદિન શંકરની યથાવિધિ પૂજા કર્યા પછી આંબળાની સમિધ અને દૂધનો હોમ કરતાં ઉપરનો મંત્ર બોલતાં રહેવું. એ રીતે એક હજાર હોમ કરવાથી સાધકના સર્વ વ્યાધિ દૂર થઈ આરોગ્ય પ્રાપ્ત થાય છે.

આંબળા, વડની સમિધ, તલ, દુર્વા, દૂધ અને મધ એ એકત્ર કરી મૂળમંત્ર દ્વારા ૧૦૮ વખત, એમ સાત દિવસ હોમ કરવો અને નિત્ય સાત કે તેથી અધિક બ્રાહ્મણોને જમાડવા. વ્યાધિ જેટલો ભયંકર હોય તેના પ્રમાણમાં નિત્ય અનુષ્ઠાન કરતાં રહેવાથી ગમે તેવા ભયંકર વ્યાધિનું પણ અવશ્ય નિવારણ થાય છે.

અમારા એકના એક પુત્ર ચિરંજીવી નરેન્દ્રકુમારને ટાઈફોડની બિમારી લાગુ પડી. તેની સાથે સન્નિપાત શરૂ થયો, એટલે તેને હોસ્પીટલમાં લઈ જવામાં આવ્યો અને

બાહોશ ડોકટરની સારવાર નીચે મૂકવામાં આવ્યો, પણ સ્થિતિ ઘણી ખરાબ હતી. એવામાં આંચકા શરૂ થયા અને તે બોંતેર કલાક સુધી ચાલુ રહ્યા. પાંચથી છ જણ તેને પકડી રાખતા હતા. કોઈને આશા ન હતી કે આ છોકરો આ બિમારીમાંથી ઊભો થશે. પરંતુ એ વખતે અમે અને અમારા ધર્મપત્ની શ્રી નમસ્કાર મહામંત્ર અને ઉવસગ્ગહરં સ્તોત્રની અખંડ ગણના કરી રહ્યા હતા. અમને પૂર્ણ શ્રદ્ધા હતી કે આ મંત્રગણનાના પ્રભાવે તે જરૂર બચી જશે અને બધાના આશ્ચર્ય વચ્ચે બોંતેર કલાક પછી વળતાં પાણી થયાં તેની તબિયત ધીમે ધીમે સુધરી ગઈ અને આજે પણ તે હૈયાત છે.

અમારો આ પ્રકારનો અનુભવ હોવાથી જ અમે પાઠકોને ભારપૂર્વક ભલામણ કરીએ છીએ કે તમને જે મંત્રમાં પૂર્ણ શ્રદ્ધા હોય તેનો પાઠ નિયમિત કરતા રહો તો ગમે તેવા ભયંકર રોગનું પણ નિવારણ થશે અને તમે સુખ–શાંતિભર્યું દીર્ઘાયુષ્ય ભોગવી શકશો.

શ્રી નમસ્કાર મહામંત્રની સતત ગણના કરવાથી કેન્સર મટી ગયાના કેટલાક કિસ્સાઓ અમારી જાણમાં આવ્યા છે. જરૂરીઆતવાળાએ તેનો પ્રયોગ અવશ્ય કરી જોવો.

[૧૭]

## ભયનિવારક મંત્રપ્રયોગો

વિવિધ પ્રકારના ભયોનું નિવારણ કેમ કરવું ? એ માનવજીવનની એક મોટી સમસ્યા છે. કુદરતે દરેક મનુષ્યને સ્વરક્ષણની વૃત્તિ આપેલી છે, એટલે કોઈ પણ પ્રકારનો ભય ઉપસ્થિત થતાં તે પોતાની સૂઝ-સમજ પ્રમાણે પ્રયાસ અવશ્ય કરે છે, પણ તે બધી વખત સફળ થતો નથી. વધારે સ્પષ્ટ કહીએ તો તે ક્ષુદ્ર ભયોનું કેટલાક અંશે નિવારણ કરી શકે છે, પણ મહાન ભયો વખતે લાચાર થઈ જાય છે અને ભૂંડા હાલે મોતને ભેટે છે. આવા પ્રસંગે મંત્રપ્રયોગ તેને સહાય કરી શકે છે અને તે જ એની સાચી મહત્તા છે.

મંત્ર શબ્દનો મૂળ અર્થ પણ એવો જ છે કે જેનો જપ કરતાં વિવિધ પ્રકારના ભયોમાંથી રક્ષણ થાય, તે મંત્ર. "मननात् त्रायते इति मन्त्रः ।"

મંત્રવિશારદો મુખ્ય ભયોની ગણના નીચે મુજબ કરે છે:

**જલભય**—પાણીના પૂરનો ભય.

**અગ્નિભય**—આગ ફાટી નીકળવાનો ભય.

**વિષભય**—સ્થાવર-જંગમ ઝેરનો ભય.

**વિષધરભય**—સાપનો ભય.

**દુષ્ટગ્રહભય**—દુષ્ટ ગ્રહોનો ભય. (સૂર્યાષ્ટકનો નિત્ય દશવાર પાઠ કરવાથી દુષ્ટ ગ્રહોનો ભય દૂર થાય છે. આ પાઠ પરિશિષ્ટમાં આપેલો છે.)

**રાજભય**—રાજા તરફનો ભય.

**રોગભય**—રોગ તરફનો ભય. તે અંગે 'રોગનિવારક મંત્રપ્રયોગો' નામનું પૂર્વ પ્રકરણ ધ્યાનથી વાંચવું.

**રણભય**—રણભય, લડાઈનો ભય.

**શત્રુભય**—શત્રુ તરફનો ભય.

**મારીભય**—મરકી વગેરે રોગચાળાનો ભય.

**ચોરભય**—ચોરનો ભય.

**ઇતિભય**—અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, શુક પડવા, તીડ પડવા, ઊંદર પડવા, સ્વચક્રભય એટલે લશ્કરનો બળવો થવો અને પરચક્રભય એટલે શત્રુ સૈન્યની ચડાઈ થવી, એ સાત પ્રકારના ભયોને ઇતિભય કહેવામાં આવે છે.

**શ્વાપદભય**—વાઘ, સિંહ, વરૂ વગેરે શિકારી પ્રાણીઓનો ભય.

**અન્યભય**—અહીં અન્ય ભયમાં હાથીનો ભય, ભૂત-પ્રેતનો ભય વગેરે સમજી લેવો.

મનુષ્યને મરણનો–મૃત્યુનો ભય સહુથી મોટો છે, પણ તેની ગણના આથી જુદી સમજવી. જેણે જન્મ, જરા અને મૃત્યુનું નિવારણ કરવું હોય, તેણે મંત્રયોગની સાધના કરવી જોઈએ અને મહાબોધિસમાધિ સુધી પહોંચવું જોઈએ.

(૧)–જૈન સંપ્રદાયમાં એવી માન્યતા છે કે જેઓ શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર મંત્રનું× સતત સ્મરણ કરે છે, તેનું કોઈ પણ ભયમાંથી સતત રક્ષણ થાય છે. બે વર્ષ પહેલાં મધ્યપ્રદેશના રાયપુર મુકામે અમને વીજળીનો કરંટ લાગવા છતાં બચી ગયા, તેનું મુખ્ય કારણ આ મંત્રનો અજપા જપ જ હતું. અમે જરા નવરા પડયા કે આ મંત્રનો જપ અમારા મનમાં એકાએક ચાલુ થઈ જાય છે. આજે પણ એજ સ્થિતિ છે.

(૨)–જૈન સંપ્રદાયમાન્ય ઉવસગ્ગહરં સ્તોત્રની નિયમિત ગણના પણ આવું જ પરિણામ લાવે છે. ÷ ભયહરસ્તોત્ર તથા ભક્તામરસ્તોત્રની કેટલીક ગાથાઓ પણ ભય-

---

× આ મંત્રના વિવરણ માટે જુઓ–મંત્રચિંતામણિ, ખંડ ત્રીજો, પ્રકરણ છઠ્ઠું.

÷ તે માટે અમારો રચેલો 'મહાપ્રાભાવિક ઉવસગ્ગહરંસ્તોત્ર' નામનો ગ્રંથ જુઓ.

નિવારણનું સરસ કામ કરે છે. તે માટે નવ સ્મરણ અને તેની ટીકાઓ જોઈ જોઈએ.

(૩)-અમારી પોતાની એવી માન્યતા છે કે જે કોઈ પોતાના ઈષ્ટદેવી દેવતાનો મંત્ર સતત ભણતા હોય, તેમનું સ્વાભાવિક રીતે જ દરેક પ્રકારના ભયમાંથી રક્ષણ થાય છે; પરંતુ તે મંત્ર હૃદયના તારમાં વણાઈ ગયેલો હોવો જોઈએ.

(૪)-અહીં અમે એ પણ સ્પષ્ટ કરવા ઈચ્છીએ છીએ કે કોઈ પણ મહાદેવીની અનન્ય મને ઉપાસના કરવામાં આવે તો એ પંચકૃત્યો વડે સાધકનું કલ્યાણ કરે છે. એ પંચકૃત્યો નીચે મુજબ જાણવાં :

(૧) શિવકૃત્ય, (૨) શાંતિકૃત્ય, (૩) તુષ્ટિકૃત્ય, (૪) પુષ્ટિકૃત્ય અને (૫) સ્વસ્તિકૃત્ય. તેમાં શિવકૃત્ય વડે તે અશુભ પ્રસંગોને ઉપસ્થિત થવા દેતી નથી; **શાંતિકૃત્ય વડે ઉપસ્થિત ભયો અને ઉપદ્રવોનું નિવારણ કરે છે;** તુષ્ટિકૃત્ય વડે મનના મનોરથ પૂરા કરે છે; પુષ્ટિકૃત્ય વડે ચિત્તમાં ઉત્સાહ પ્રેરે છે અને સ્વસ્તિકૃત્ય વડે યોગ-ક્ષેમનું રક્ષણ કરે છે. તાત્પર્ય કે દેવીના પંચકૃત્યમાં વિવિધ ભયોનું નિવારણ આવી જાય છે.

(૫) શ્રી માનદેવસૂરિએ શાંતિકૃત્ય માટે નીચેનો મંત્ર આપ્યો છે :

'ॐ नमो नमो ह्राँ ह्रीँ ह्रूँ ह्रः यः क्षः ह्रीँ फट् फट् स्वाहा ।'

આ મંત્રની લાખ જપ વડે સિદ્ધિ કરવામાં આવે તો કોઈ પણ ભયના પ્રસંગે તેનું ત્રણ કે સાત વાર સ્મરણ કરવાથી જ ભયનું નિવારણ થાય છે. અથવા તો તેનાથી જલને અભિમંત્રિત કરી તેનો ઉપયોગ કરવામાં આવે તો સર્વત્ર શાંતિ થાય છે.

(૬–૭) એક તંત્રગ્રંથમાં વિવિધ ભયોના નિવારણ માટે નીચે જણાવેલા બે મંત્રો આપ્યા છે અને તેનો પવિત્ર થઈને સૂર્યની સન્મુખ જપ કરવા જણાવ્યું છે. તેમાં જપસંખ્યા જણાવેલી નથી, પણ મંત્રશાસ્ત્રના ધોરણે તેનો ઓછામાં ઓછો દશહજાર જપ કરવો જોઈએ.

(૧) ॐ ह्रीँ क्षां क्षां क्षां क्षां क्षें क्षें क्षौं क्षः ॥

(૨) ॐ क्लीँ क्षीं क्षं क्षं क्षें क्षैं क्षः ॥

(૮) સંઘ યાત્રાએ નીકળ્યો હોય અને ચોરોનો ઉપદ્રવ થવા સંભવ હોય, ત્યારે નીચેના મંત્રનું લલાટમાં ધ્યાન ધરવાથી તે ભય દૂર થાય છે.

'ॐ नमो अरिहंताणं धणु धणु महाधणु महाधणु स्वाहा ।'

અહીં એવો સંપ્રદાય છે કે કોઈ વ્યક્તિ ૨૧ વાર આ મંત્ર ભણીને કપાળમાં તિલક કરે અને પછી પ્રવાસે જાય તો રસ્તામાં ચોરનો ભય ઉપસ્થિત થતો નથી;

અથવા રસ્તે જતાં ચોરો મળવાનો સંભવ હોય તો ડાબા હાથમાં આ મંત્ર લખીને તેનું સ્મરણ કરે તથા તેમાં મહાપ્રભાવશાળી ધનુષ છે, એવું ચિંતન કરે તો ચોરો સમીપે આવતા નથી. અથવા સમીપે આવ્યા હોય તો ભાગવા માંડે છે.

(૯) 'ॐ ह्रीँ नमो सिद्धाणं, ॐ ह्रीँ सिद्धदेवं नमः' આ મંત્ર સાત વાર બોલીને વસ્ત્રના છેડે ગાંઠ બાંધવાથી ગમે તેવા મોટા જંગલમાં પ્રવાસ કરતાં પણ ચોરનો ભય ઉપસ્થિત થતો નથી.

ભયનિવારણ માટેના કેટલાક તંત્રપ્રયોગો નીચે મુજબ છે:

(૧૦) शुक्लपक्षयुते पुष्ये, गुञ्जामूलं समुद्धरेत् ।
वद्धं शिरसि शय्यायां, चौरबाधाहरं परम् ॥

'શુકલ પક્ષમાં પુષ્યનક્ષત્રમાં ચણોઠીનું મૂળ ઉખાડીને પોતાના મસ્તક અને શય્યા પર રાખવાથી ચોરનો ભય દૂર થઈ જાય છે.'

(૧૧) धात्र्यन्तु बन्धकं ग्राह्यमाश्लेषायां प्रयत्नतः ।
हस्ते वद्धं भयं हन्ति चौरव्याघ्रादिराजकम् ॥

'અશ્લેષા નક્ષત્રમાં આંબળાના વૃક્ષનો બાંધો લાવીને હાથમાં બાંધવાથી ચોર, વાઘ તથા રાજા તરફનો ભય થતો નથી.'

(૧૨) आर्द्रायामाहृतं वंशवन्धकं कर्णधारितम् ।
विजयं प्रापयेद् युद्धे शत्रुमध्ये न संशयः ॥

'આર્દ્રાનક્ષત્રમાં વાંસની જડ લાવીને કાનમાં ધારણ કરવાથી યુદ્ધમાં શત્રુઓની સામે વિજય સાંપડે છે, એટલે કે શત્રુ તરફના ભયનું નિવારણ થાય છે.'

(૧૩) श्वेतापराजितामूलं हस्तस्थं वारयेद् गजान् ।
श्वेतं बृहतिमूलञ्च हस्तस्थं व्याघ्रभितिनुत् ।

'શ્વેત અપરાજિતા (વિષ્ણુકાંતા)નું મૂળ હાથમાં ધારણ કરવાથી હાથીઓ દૂર ભાગે છે અને સફેદ બૃહતીનું મૂળ બાંધવાથી વાઘનો ભય દૂર થાય છે.'

(૧૪) गुडश्रीवासभल्लातविडंगत्रिफलायुतः ।
लाक्षार्कपुष्पयुक्तश्च, धूपो वृश्चिकसर्पहृत् ॥

'ગોળ, સફેદ ચંદન, ભિલામા, વાવડીંગ, હરડાં, બહેડાં, આંબળાં, લાખનો રસ અને આકડાનાં ફૂલ, એ વસ્તુઓ ભેગી કરીને તેનો ધૂપ દેવાથી ઘરમાં રહેલા સાપ અને વીંછી ચાલ્યા જાય છે, એટલે કે તેમના ભયનું નિવારણ થાય છે.'

(૧૫) मुस्तासिद्धार्थभल्लातकपिकच्छुफलं गुडः ।
चूर्णं भानुफलोपेतं वहेत्सर्जरसैः समम् ॥
मत्कुणा मशकास्सर्पा मूषका विषकंटिकाः ।
पलायन्ते गृहं त्यक्त्वा यथा युद्धेषु कातराः ॥

'મોથ, સરસવ, ભિલામા, કૌંચ ફળ, ગોળ અને આકડાનાં ફળ તથા રાલનો ધૂપ દેવાથી માંકણ, મચ્છર, સર્પ, ઊંદર તથા વિષના કીટા એ બધા ઘર છોડીને—યુદ્ધમાં કાયરો ભાગે તેમ—ભાગી જાય છે.'

(૧૬) गृहीत्वा शुभनक्षत्रे, अपामार्गस्य मूलकम् ।
धारयेद् दक्षिणे कर्णे, वृश्चिकानां भयं न हि ॥

'શુભ નક્ષત્રમાં અઘેડાનું મૂળ લાવીને જમણા કાનમાં ધારણ કરવાથી વીંછીનો ભય રહેતો નથી, એટલે કે તેને વીંછી દંશ દેતા નથી.'

(૧૭) गृहीत्वा पुण्यनक्षत्रे, अमृतामूलकं हरेत् ।
तन्मालां धारयेत् कण्ठे सर्पविषभयं न हि ॥

'રવિવાર યુક્ત પુષ્યનક્ષત્રમાં ગળોનાં મૂળ લઈ આવવા. તેની માળા ધારણ કરવાથી સર્પના વિષનો ભય રહેતો નથી.'

(૧૮–૧૯) વાઘનું આક્રમણ અટકાવવાના બે મંત્ર-પ્રયોગો નીચે મુજબ છે :—

ॐ ह्रीँ ह्रीँ ह्रीँ श्रोँ श्रोँ स्वाहा । આ મંત્રનો દશહજાર જપ કરવાથી સિદ્ધ થાય છે. પછી જરૂર પડતાં આ મંત્ર ૧૦૮ વાર બોલીને એક લોખંડનો ટૂકડો અભિમંત્રિત કરવો. તેને વાઘની સામે ફેંકવાથી તેનું મોઢું બંધ થઈ જાય છે અને તે સામો આવી આક્રમણ કરી શકતો નથી.

'ક્લીં હ્રીં ૐ હ્રીં હ્રીં' આ મંત્ર પણ દશ હજાર જપથી સિદ્ધ થાય છે. તેનો પ્રયોગ પણ ઉપર મુજબ કરવાથી વાઘનું આક્રમણ અટકી જાય છે.

(૨૦) શુભ નક્ષત્રમાં ધતૂરાનું મૂળ લાવીને ઉપરના મંત્રથી અભિમંત્રિત કરીને જમણા હાથે બાંધવાથી વાઘના આક્રમણનો ભય દૂર થાય છે.

(૨૧) સિંહનો ભય દૂર કરવા નીચે મુજબ પ્રયોગ કરવો : 'ૐ नमो अग्निरूपाय ह्रीं नमः' પ્રથમ આ મંત્રનો દશ હજાર જપ કરી તેને સિદ્ધ કરવો. પછી પ્રવાસ આદિમાં સિંહનો ભય ઉપસ્થિત થાય, ત્યારે આ મંત્રનો ૧૦૮ વાર જપ કરવાથી તે દૂર ચાલ્યો જાય છે. બીજા હિંસક પ્રાણીઓ ઉપર પણ આ મંત્રની આવી જ અસર થાય છે.

(૨૨) રવિ-પુષ્યના દિવસે સફેદ આકડાનું મૂળ લાવી ઉપરના મંત્રથી અભિમંત્રિત કરીને જમણા હાથે બાંધવાથી સિંહના આક્રમણનો ભય રહેતો નથી.

(૨૩) સાપને સામો આવતો અટકાવવા માટે એક મંત્રપ્રયોગ આ પ્રકારનો છે : 'ૐ प्लः सर्पकुलाय स्वाहा । अशेषकुलसर्पकुलाय स्वाहा ।' પ્રથમ આ મંત્રનો દશ હજાર જપ કરી તેને સિદ્ધ કરવો. પછી જરૂર પડયે આ મંત્ર સાતવાર બોલીને માટી અભિમંત્રિત કરવી. તેને સાપની સામે ફેંકવાથી તે આપણી સામે આવવાને બદલે દૂર ભાગે છે.

[૧૮]

# ધનપ્રાપ્તિને લગતા મંત્રપ્રયોગો

ગૃહસ્થોના જીવનનિર્વાહનો મુખ્ય આધાર અર્થ એટલે ધન છે. જો ધન પૂરતું ન હોય તો જીવનનિર્વાહ સારી રીતે થઈ શકતો નથી, એટલું જ નહિ પણ તેના લીધે બીજી અનેક જાતની વિટંબણાઓ–મુશ્કેલીઓ–મુંઝવણો ઊભી થાય છે અને મનુષ્યનું જીવન દુઃખથી ઘેરાઈ જાય છે; તેથી ગૃહસ્થજીવન ગાળનાર દરેક ગૃહસ્થે ધનપ્રાપ્તિ તરફ પૂરતું ધ્યાન આપવું જોઈએ.

વળી મળેલા ધનનું સંરક્ષણ કરવું તથા તેનો કરકસરથી ઉપયોગ કરવો, એ પણ જરૂરનું છે. જો આંધળુકિયાં કરીને એ ધન ગુમાવી દીધું તો સ્થિતિ કફોડી થાય છે. તે અંગે નીતિકારોએ કહ્યું છે કે—

શીલ ક્ષમા ગુણ નમ્રતા, વિધવિધ જ્ઞાનવિલાસ;
સકલ કલા પણ વ્યર્થ છે, થાતાં ધનનો નાશ.

'મનુષ્યમાં શીલ, ક્ષમા, નમ્રતા આદિ વિવિધ પ્રકારના ગુણો હોય, વિપુલ જ્ઞાન હોય, પણ ધનનો નાશ થાય, તો એ બધું વ્યર્થ બની જાય છે.'

ધનપ્રાપ્તિના અનેક માર્ગો છે, તે મનુષ્યે પ્રામાણિક-પણે અજમાવવા જોઈએ. નશીબની પરીક્ષા પણ પુરુષાર્થ અજમાવ્યા વિના થઈ શકતી નથી. પ્રશ્ન એ રહ્યો કે વિવિધ પ્રયાસો–પ્રયત્નો કરવા છતાં ધન મળતું ન હોય કે પૂરતું મળતું ન હોય તો શું કરવું ? તેનો ઉત્તર એ છે કે આવા વખતે દૈવી સહાય મેળવવી જોઈએ અને તે મંત્ર–યંત્રાદિની યથાવિધિ ઉપાસનાથી મળી રહે છે.

અહીં એ પણ જણાવી દઈએ કે ધનપ્રાપ્તિ માટે માંત્રિક પ્રયોગો ઈચ્છનારા મહાનુભાવો આર્થિક સંકટથી એટલા અકળાઈ ગયા હોય છે કે તેઓ તે મંત્રના વિધિ–વિધાન તથા નિયમાદિ સમજવા જેટલું ધૈર્ય પણ દાખવી શકતા નથી. તેઓ તો એમ જ ઈચ્છે છે કે અમે જલ્દી જલ્દી મંત્રજપ કરી લઈએ અને અમને જલ્દી ધન મળી જાય; પરંતુ મંત્રોનું અનુષ્ઠાન તેના વિધિ–વિધાન મુજબ થાય તો જ ફલદાયી થાય છે, એટલે કે તેમાં કોઈ પ્રકારની ગફલત કે ગરબડ ચાલી શકતી નથી. અહીં જે પ્રયોગો રજૂ કરવામાં આવ્યા છે, તે શ્રદ્ધા, શુદ્ધિ અને વિધિપૂર્વક કરવાથી અવશ્ય ફલદાયી થશે.

[ ૧ ]

નિત્ય સવારમાં નાહી–ધોઈને ઇષ્ટદેવતાનું પૂજન કર્યા પછી પ્રવાલ અથવા રક્ત ચંદન અથવા રક્ત રેશમની માલા વડે 'શ્રીઁ' એ એકાક્ષરી મંત્રનો જપ કરવો. આ વખતે મુખ પૂર્વ દિશા તરફ રાખવું. દીપ અને ધૂપ ચાલુ રાખવા. શ્રીઁ એ લક્ષ્મીબીજ છે અને તે ધન–ધાન્ય તથા કાંતિની વૃદ્ધિ કરનારું છે.

૧૦ લાખ જપ કરતાં આ મંત્રની સિદ્ધિ થાય છે. જપ અઢી લાખ ઉપર પહોંચે ત્યારથી તેનો કેટલોક પ્રભાવ દેખાવા લાગે છે.

મંત્રજપની સંખ્યા મોટી હોવાથી રોજનો ૩૦૦૦ જપ કરવામાં આવે તો બાર માસની અંદર પૂરો થઈ જાય છે.

આ અનુષ્ઠાન કરનારે દીવાળીના દિવસોમાં મહા-લક્ષ્મી માતાનું પૂજન અવશ્ય કરવું.

[ ૨ ]

ધનપ્રાપ્તિનો બીજો પ્રયોગ એવો છે કે નિત્ય સવારમાં નાહી–ધોઈને મહાલક્ષ્મી માતાની છબીને ત્રણ નમસ્કાર કરવા પૂર્વક પુષ્પહાર પહેરાવવો તથા તેની સન્મુખ ધૂપ–દીવા પ્રકટાવવા. પછી બે હાથ જોડી શ્રદ્ધા-પૂર્વક નીચેના સ્તોત્રનો ત્રણ વાર પાઠ કરવો. તેનાથી

મહાલક્ષ્મી માતા છ માસની અંદર પ્રસન્ન થાય છે અને સાધકને ધનની કમી રહેતી નથી.

## મહાલક્ષ્મી માતાનું સ્તોત્ર

नमस्तेऽस्तु महामाये, श्रीपीठे सूरपूजिते ।
शङ्खचक्रगदाहस्ते, महालक्ष्मि नमोऽस्तु ते ॥१॥
आद्यन्तरहिते देवि, आद्यशक्ति महेश्वरि ।
योगजे योगसम्भूते, महालक्ष्मि नमोऽस्तु ते ॥२॥
स्थूलसूक्ष्ममहारौद्रे, महाशक्ति महोदरे ।
महापापहरे देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥३॥
नमस्ते गरुडारूढे कोलासुरभयङ्करि ।
सर्वपापहरे देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥४॥
सर्वज्ञे सर्ववरदे, सर्वदुष्टभयङ्करि ।
सर्वदुःखहरे देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥५॥
सिद्धिबुद्धिप्रदे देवि, भुक्तिमुक्तिप्रदायिनि ।
मन्त्रपूते सदा देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥६॥
पद्मासनस्थिते देवि, परब्रह्मस्वरूपिणि ।
परमेशि जगन्मातर्महालक्ष्मि नमोऽस्तु ते ॥७॥
श्वेताम्बरधरे देवि, नानालङ्कारभूषिते ।
जगत्स्थिते जगन्मातर्महालक्ष्मि नमोऽस्तु ते ॥८॥
महालक्ष्म्यष्टकं स्तोत्रं, यः पठेत् भक्तिमान्नरः ।
सर्वसिद्धिमवाप्नोति, राज्यं प्राप्नोति सर्वदा ॥९॥
एककाले पठेन्नित्यं, महापापविनाशनम् ।
द्विकालं यः पठेन्नित्यं, धनधान्यसमन्वितः ॥१०॥

त्रिकालं यः पठेन्नित्यं, महाशत्रुविनाशनम् ।
महालक्ष्मीर्भवेन्नित्यं प्रसन्ना वरदा शुभा ॥११॥

[ ૩ ]

ત્રીજો પ્રયોગ એવો છે કે ઉપર્યુક્ત વિધિએ પુષ્પહાર તથા ધૂપ-દીપ કર્યા પછી સ્ફટિક, શ્વેત રેશમ કે કમલબીજની માળા વડે નીચેનો મંત્રજપ કરવો :

'ॐ आँ ह्रीँ श्रीँ कमले कमलालये प्रसीद प्रसीद श्री ह्रीँ श्रौँ महालक्ष्म्यै नमः ।

રોજની અગિયાર માળા ફેરવવી. છ મહિના સુધી આ પ્રયોગ ચાલુ રાખવાથી ધનની બંધ થઈ ગયેલી આવક ચાલુ થાય છે, ધંધો-રોજગાર જોરથી ચાલવા લાગે છે અને દરેક વાતે લીલા લહેર થાય છે. વચ્ચે એક પણ દિવસ પાડવો ન જોઈએ.

[ ૪ ]

'ॐ ऐँ ह्रीँ श्रीँ महालक्ष्म्यै कमलधारिण्यै गरुडवाहिन्य श्रीँ ह्रीँ ऐँ स्वाहा ।

આ મંત્રનો રોજ ૧૦૮ વાર જપ કરવાથી પણ અવશ્ય ધનપ્રાપ્તિ થાય છે. તેનો વિધિ એવો છે કે શુક્લપક્ષમાં પોતાને ચંદ્રબળ પહોંચતું હોય તે દિવસે સારા મૂહૂર્તે અથવા શુક્રવારે અને પુષ્ય, હસ્ત, અશ્વિની, રેવતી, આર્દ્રા આદિ શુભ નક્ષત્ર હોય ત્યારે તેનો પ્રારંભ

કરવો. આ વખતે શ્વેત વસ્ત્ર, શ્વેત આસન, શ્વેત રેશમની માલા, કમલબીજની માલા કે તુલસીની માલાનો ઉપયોગ કરવો. નિત્ય નીચે દર્શાવેલા લક્ષ્મીયંત્રનું પૂજન કરવું.

આ યંત્ર યોગ્ય વિધિએ તૈયાર કરવો.× દર શુક્રવારે વ્રત કરવું.




લક્ષ્મીયંત્ર

જો વડના ઝાડ નીચે બેસીને આ મંત્રનું સવા લાખનું અનુષ્ઠાન કરવામાં આવે તો પણ ઘણો લાભ થાય છે. આ વખતે વસ્ત્રો પીળાં પહેરવાં અને માળા પણ પીળા રંગની રાખવી.

[ ૫ ]

ચાંદીનો લક્ષ્મીયંત્ર બનાવવો. તેનો રોજ દૂધથી તથા પાણીથી પ્રક્ષાલ કરવો. પછી તેનું કુંકુમ, કેશરાદિથી

× 'યોગ્ય વિધિએ તૈયાર કરેલો આવો યંત્ર અમારી પાસેથી મળી શકે છે.

પૂજન કરવું. અથવા વાસક્ષેપ એટલે સુગંધી ચૂર્ણથી પૂજન કરવું. અને 'ॐ महालक्ष्म्यै नमः' એ મંત્રની દશ માળા ફેરવવી. ૪૮ દિવસમાં તેનો ચમત્કાર જોવા મળે છે.

[ ૬ ]

જેમણે દુર્ગાદેવીનો ઈષ્ટદેવતા તરીકે સ્વીકાર કર્યો છે અને તેના પૂજન-અર્ચન તથા જપ-ધ્યાનમાં જીવનની કૃતકૃત્યતા માની છે, તે નીચેનો મંત્ર નિયમિત જપતા રહેશે, તો દરિદ્રતારૂપી ડાકણ તેમને કદી સતાવશે નહિ. અન્ય શબ્દોમાં કહીએ તો તેમનું ઘર ધન-ધાન્યાદિથી ભરપૂર રહેશે અને દિવસો સુખમાં નિર્ગમન થશે.

સવારમાં દુર્ગાદેવીનું પૂજન કર્યા પછી તેમનું નીચેના શ્લોક વડે ધ્યાન ધરવું:

विद्युद्दामसमप्रभां मृगपतिस्कन्धस्थितां भीषणां,
कन्याभिः करवालखेटविलसद्हस्ताभिरासेविताम् ॥
हस्तैश्चक्रगदासिखेटविशिखं चापं गुणं तर्जनीम्
बिभ्राणामनलात्मिकां शशिधरां दुर्गां त्रिनेत्रां भजे ॥

તે પછી નીચેના શ્લોકનો ૨૭ વાર પાઠ કરવો:

दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः
स्वस्थः स्मृता मतिमतीव शुभां ददासि ।
दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या,
सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ॥

આથી થોડા દિવસોમાં જ યથેષ્ટ ધનપ્રાપ્તિના સંયોગો ઊભા થશે અને તેમાં સફલતા મળશે.

[ ૭ ]

'ॐ ऐं ह्रीं चामुण्डायै विच्चे' એ દુર્ગાસપ્તશતીમાં જણાવેલો પ્રસિદ્ધ નવાર્ણમંત્ર છે. તેનો એક મહિના સુધી, કોઈ પણ એકાંત સ્થાનમાં આવેલા બીલીના વૃક્ષ નીચે બેસીને, સંકલ્પપૂર્વક રોજ ૧૦૦૦ જપ કરવો. જપ પૂરો થતાં મધુમય ગોદુગ્ધ તથા કમળથી દશાંશ હવન કરવો. તેથી યથેષ્ટ ધનપ્રાપ્તિ થાય છે.

[ ૮ ]

કેટલાંક વર્ષો પહેલાં બ્રહ્મનિષ્ઠ પં. શ્રી નારાયણ દામોદર શાસ્ત્રીએ કલ્પવૃક્ષ માસિકમાં એક લેખ લખતાં જણાવ્યું હતું કે– 'વેદશાસ્ત્ર અને પુરાણોમાં અનેક પ્રમાણ અને અનુભવથી સિદ્ધ થયું છે કે અગ્નિમાં લક્ષ્મી પ્રાપ્ત કરાવવાનું અદ્‌ભુત સામર્થ્ય છે. ઋગ્વેદ અને યજુર્વેદમાં લક્ષ્મીની પ્રાપ્તિ માટે અગ્નિની સ્તુતિ અને પ્રાર્થનાઓના સેંકડો મંત્ર પ્રકટ થયા છે. હવન-હોમ દ્વારા અગ્નિની ઉપાસના કરવાથી અવશ્ય લક્ષ્મી પ્રાપ્ત થાય છે. હવન-હોમના મંત્રોના ભેદ પ્રમાણે ફલપ્રાપ્તિમાં પણ ભેદ હોય છે; પરંતુ એક મંત્રને બીજા મંત્રનો અને વિશેષ કરીને બીજમંત્રોનો સંપુટ કરવાથી વિશેષ અને શીઘ્ર ફલ પ્રાપ્ત

થાય છે. હવન-હોમને માટે શ્રીસૂક્ત પ્રસિદ્ધ છે અને તે સરલતાથી મળી શકે એવું છે. તેમાં પંદર મંત્રો વડે ઘીની આહુતિઓ આપવાનું વિધાન છે. પરંતુ એ મંત્રોને **દુર્ગાસપ્તશતી** (ચંડીપાઠ)ના 'दुर्गे स्मृता' એ મંત્રનો તથા મહાલક્ષ્મીના બીજમંત્રનો સંપુટ કરવાથી અતિશીઘ્ર અને નિશ્ચયપૂર્વક લક્ષ્મી પ્રાપ્ત થાય છે, એવો અનુભવ થયો છે.'

ઉક્ત વિદ્વાન્ પંડિતશ્રીએ એ સૂક્તને જે રીતે સંપુટ કરવાનું કહ્યું છે, તે રીતે સંપુટિત કરેલો સમગ્ર પાઠ અહીં પ્રકટ કરીએ છીએ, જેથી પાઠકોને તેનું સાધન કરવાની સરલતા રહેશે. આમાંથી એક એક મંત્ર બોલતા જવો અને અગ્નિદેવને ઘીની આહુતિ આપતા જવી. સોળમા મંત્રનો હવન-હોમ કર્યા વિના માત્ર પાઠ કરવો.

# अथ सम्पुटितश्रीसूक्तम्

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजाम् चन्द्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो ममावह ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेष–जन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् । यस्यां हिरण्यं विन्देयं गामश्वं पुरुषानहम् । दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकार-करणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥ २ ॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेष-जन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; अश्वपूर्वां रथमध्यां हस्तिनादप्रमोदिनीम् । श्रियं देवीमुपह्वये श्रीर्मा देवी-जुषताम् ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारक-रणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥३॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेष-जन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; काँसोस्मि तां हिरण्यप्राकारामार्द्रां ज्वलन्तीं तृप्तां तर्पयन्तीम् । पद्मे स्थितां पद्मवर्णां तामिहोपह्वये श्रियम् ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीह प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥४॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता भीतिमशेषजन्तोः स्वस्थैः

स्मृता मतीमतीव शुभां ददासि; चन्द्रां प्रभासां यशसा ज्वलन्तीं श्रियं लोके देवजुष्टामुदाराम्। तां पद्मनेमिं शरणमहं प्रपद्ये अलक्ष्मीर्मे नश्यतां त्वां वृणोमि ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं महालक्ष्म्यै नमः ॥५॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; आदित्यवर्णे तपसोधिजातो वनस्पतिस्तव वृक्षोऽथ बिल्वः। तस्य फलानि तपसा नुदन्तु मायान्तरायाश्च बाह्या अलक्ष्मीः ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥६॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह। प्रादुर्भूतोऽस्मि राष्ट्रेऽस्मिन् कीर्तिं वृद्धिं ददातु मे ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥७॥

ॐ श्रीं ह्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः; दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; क्षुत्पिपासामला ज्येष्ठा अलक्ष्मीं नाशयाम्यहम्। अभूतिमसमृद्धिं च सर्वान्निर्णुद मे गृहात् ॥

दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्र-चित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥८॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; गन्धद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीम् । ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्र-चित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ।९॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः; दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि, मनसः काममाकूतिं वाचः सत्यमशीमहि । पशूनां रुपमन्नस्य मयि श्रीः श्रयतां यशः ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्र-चित्ता; ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१०॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; कर्दमेन प्रजाभूता मयि सम्भ्रम कर्दम । श्रियं वासय मे कुले मातरं पद्ममालिनीम् ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्र-चित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥११॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि, आपः स्रजन्तु स्निग्धानि चिक्लीत वस मे गृहे । नि च देवीं मातरं श्रियं वासय मे कुले ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१२॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः; दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; आर्द्रां पुष्करिणीं पुष्टिं सुवर्णां हेममालिनीम् । सूर्यां हिरण्मयीं लक्ष्मीं जातवेदो ममावह ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१३॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः; दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; आर्द्रां यः करिणीं यष्टिं पिङ्गलां पद्ममालिनीम् । चन्द्रां हिरण्मयीं लक्ष्मीं, जातवेदो ममावह ॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१४॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं

ह्रीं श्रीं महालक्ष्म्यै नमः दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थः स्मृता मतिमतीव शुभां ददासि; तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम्। यस्यां हिरण्यं प्रभूतं गावो दास्योऽश्वान्विहन्देयं पुरुषानहम्। दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१५॥

ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः, दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि; यः शुचि प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहम्। सूक्तं पञ्चदशर्चञ्च श्रीकामः सततं जपेत्॥ दारिद्र्यदुःखभयहारिणि का त्वदन्या, सर्वोपकारकरणाय सदार्द्रचित्ता; ॐ श्रीं ह्रीं श्रीं कमले कमलालये प्रसीद प्रसीद ॐ श्रीं ह्रीं श्रीं महालक्ष्म्यै नमः ॥१६॥

इति सम्पुटितश्रीसूक्तम्॥

## [૯]

દશ મહાવિદ્યાઓમાં જેમ કમલા એટલે મહાલક્ષ્મીનું વિશિષ્ટ સ્થાન છે, તેમ ષોડશી એટલે ત્રિપુરસુંદરીનું પણ વિશિષ્ટ સ્થાન છે. તેનો ખાસ યંત્ર શ્રીયંત્રના નામે પ્રસિદ્ધ છે. આ યંત્ર માત્ર ત્રિકોણોનો બનેલો છે. તેમાં મંત્રાક્ષર–બીજાક્ષર એક પણ નથી, પરંતુ તે અતિ રહસ્યમય ગણાય છે.

આ મંત્રને પ્રતિષ્ઠિત કરીને કામમાં લેવાથી અર્થાત્ તેનું નિત્ય પૂજન-અર્ચન કરવાથી શ્રીદેવીની અર્થાત્ લક્ષ્મીદેવીની અત્યંત કૃપા થાય છે. **દક્ષિણામૂર્તિ સંહિતા, પરશુરામકલ્પસૂત્ર, વામકેશ્વરતંત્ર, દેવી ભાગવત, નારદપુરાણ** આદિ ગ્રંથોમાં તેનું સમસ્ત વિધાન લખેલું છે, તે જોઈ જવું તથા અનુભવી પાસેથી સમજી લેવું. આ યંત્રની પ્રતિકૃતિ પાઠકોની જાણ માટે અહીં આપવામાં આવી છે.



શ્રીયંત્ર

[૧૦]

શ્રીમચ્છંકરાચાર્યે રચેલા સ્તોત્રસાહિત્યમાં **'સૌંદર્ય-લહરી'** પરમ ગુહ્ય અને રહસ્યમય તત્ત્વોથી ભરપૂર છે. આ સ્તોત્રના દરેક પદ્યમાં કોઈ ને કોઈ સાધનનું ગુપ્ત વર્ણન છે. તે તેના પરમ અભ્યાસીઓ જ સમજી શકે એમ છે. આ સ્તોત્રના કેટલાક શ્લોકોમાં દરિદ્રતાનિવારણ અંગે જે રહસ્ય છૂપાયેલું છે, તે સુપ્રસિદ્ધ તાંત્રિક બાબા મોતી-લાલજી મહારાજની ટીકાના આધારે સાધકોની જાણ માટે અહીં રજૂ કરીએ છીએ.

अविद्यानामन्तस्तिमिरमिहिरद्वीपनगरी,
जडानां चैतन्यस्तबकमकरन्दस्रुतिझरी ।
दरिद्राणां चिन्तामणिगुणनिका जन्मजलधौ,
निमग्नानां दंष्ट्रा मुररिपुवराहस्य भवती ॥३॥

ભાવાર્થ : અવિદ્યારૂપ અંધકાર મહાસાગરમાં હે મા! તું કાશમય દ્વીપ છે; અનંત સૂર્યરૂપથી પ્રકાશ આપનારી છે; અંધકારથી ભરેલાં જીવોના મનમાં વિજ્ઞાન-જ્યોતિ દેનારી છે. રસરહિત શૂન્ય જડરૂપ ઉખર ભૂમિમાં તું રસમય પુષ્પપરાગનું ઝરણ છે. તારી દયાથી જ શુષ્ક જીવનક્ષેત્ર પ્રસન્ન થઈને શાંતિ તથા આરામની સુરમ્ય છાયાનો અનુભવ કરે છે. હે મા! તું દરિદ્રીઓને માટે ચિંતામણિની દિવ્યમાળા છે. હે વિશ્વહિતકારિણિ ભગવતિ! વરાહરૂપ હરિએ મહા અંધકારસાગરમાં ડૂબી રહેલી પૃથ્વીને જે પ્રકારે પોતાના દંતાગ્ર ભાગોમાં ધારણ કરીને

હિરણ્યાક્ષને મારીને ડૂબી રહેલા વિશ્વજીવોનું સંરક્ષણ કર્યું હતું, તે રીતે આ જન્મ-મરણરૂપ મહાવ્યાધિ-સાગરમાં ડૂબી રહેલા સંસારના જીવોનો તું ઉદ્ધાર કરનારી થા.

આ શ્લોકપરત્વે નીચે પ્રમાણે ધ્યાન ધરવાનું હોય છે:

केतकीपुष्पगर्भाभां, द्विभुजां हंसलोचनाम् ।
शुक्लपट्टाम्बरधरां पद्ममालविभूषिताम् ॥

चतुर्वर्गप्रदां नित्यं, नित्यानन्दमयीं पराम् ।
वराभयकरां देवीं, नागपाशसमन्विताम् ॥

एवं ध्यात्वा ह्यकारं तु, मन्त्ररूपं सदा यजेत् ।
शृणु तत्त्वमकारस्य, अतिगोप्यं वरानने ॥

शरच्चन्द्रप्रतीकाशं, पञ्चकोणमयं सदा ।
पञ्चदेवमयं वर्णं, शक्तिद्वयसमन्वितम् ॥

निर्गुणं सगुणोपेतं, स्वयं कैवल्यमूर्तिमान् ।
बिन्दुद्वयमयं वर्णं, स्वयं प्रकृतिरूपिणी ॥

અહીં સંપ્રદાય એવો છે કે 'अ' નો ૧૦૦૦ જપ મૂલાધાર ચક્રમાં કરવો. રક્ત પુષ્પ, બીલ્વ, તલ અને જવથી ૧૦૦ અથવા ૧૦ હોમ કરવા; ૧૦ માર્જન, ૧૦ તર્પણ કરવા તથા ૧૦ વાર આ શ્લોકનો પાઠ કરવો. શ્લોકપાઠનિમિત્તે ૧ આહુતિ વિશેષ આપવી. તથા

ત્રિકોણયંત્ર આલેખીને વચ્ચે શ્રીં બીજની સ્થાપના કરવી અને તેનું પૂજન-અર્ચન કરવું, એટલે દરિદ્રતાનો નાશ થાય છે.

૮૯ તથા ૯૦ મા શ્લોકો પણ દરિદ્રતાનિવારણનું કામ કરે છે. તે બંનેનો પાઠ આ પ્રમાણે જાણવો :

नखैर्नाकस्त्रीणां करकमलसङ्कोचशशिभि-
स्तरूणां दिव्यानां हसत इव ते चण्डि चरणौ ।
फलानि स्वस्थेभ्यः किसलयकराग्रेण ददतां,
दरिद्रेभ्यो भद्रां श्रियमनिशमह्नाय ददतौ ॥८॥

ददाने दीनेभ्यः श्रियमनिशमाशाऽनुसदृशी-
ममन्दं सौन्दर्यप्रकरमकरन्दं विकिरति ॥
तवास्मिन्मन्दारस्तबकसुभगे यातु चरणे,
निमज्जन्मज्जीवः करणचरणः षट्चरणताम् ॥९०॥

ભાવાર્થ–હે મા! હે ચંડિ! તારા ચરણયુગલ, જે ગરીબોની સર્વકામના પૂરા કરનારા તથા સદા બહુધન આપનારા છે, તે કલ્પવૃક્ષ પર હસે છે, કારણ કે ગરીબોની સર્વ કામના–સિદ્ધિ–શક્તિ તો તારા ચરણના અંગૂઠાના નખમાં છે. કલ્પવૃક્ષાદિની તો જેને આવશ્યકતા નથી, એવી ધનાઢ્ય દેવશક્તિઓની કામનાઓને પોતાના કૂંપળરૂપ આંગળીઓથી પૂરી કરે છે, પરંતુ મા ભગવતિ! તું તો વિશ્વના સર્વ ગરીબોની મનોકામનાને પૂર્ણ કરનારી છે. હે

મા ! તારા દિવ્ય ચરણોના અંગૂઠાના નખોની જ્યોતિ ઘણા ચન્દ્રોની સમાન છે તથા તેની ઘણી દેવસ્ત્રીઓ વંદના કરે છે. જેમ ચંદ્રોદય થવાથી કમલ બંધ થઈ જાય છે, તેમ એ દેવસ્ત્રીઓના કરકમળ તારા ચરણનખની વંદનામાં બંધ થઈ જાય છે. ૮૯.

હે મા ! હે મહેશ્વરિ ! તારા ચરણકમળ નિરાધાર ગરીબોને તેમની આવશ્યકતા અનુસાર દ્રવ્ય દેનારા છે તથા દીનોની આશા પૂર્ણ કરનારા છે. હે મા ! મારો જીવાત્મા છ પગવાળી તે મધુમાખીના જેવો છે કે જે સૌંદર્યછટાની અખંડ મધુધારાને બનાવનારી તથા પોષણ કરનારી છે. તમારા મંદારમકરંદસમ દિવ્ય રસમય શ્રીચરણોનો એવો પ્રતાપ છે કે જેનાથી દીનજનોને સદા પોષણ મળે છે. ૯૦.

## નેવ્યાશીમા શ્લોકનું વિધાન

અહીં न નું ધ્યાન નીચેના શ્લોકથી ધરવું :

दलिताञ्जनवर्णाभां, ललज्जिह्वां सुलोचनां ।
चतुर्भुजां चकोराक्षीं, चारुचन्दनचर्चिताम् ॥
कृष्णाम्बरपरीधानामीषद्धास्यमुखीं सदा ।
एवं ध्यात्वा नकारं तु, तन्मन्त्रं दशधा जपेत् ॥

ત્યાર પછી ग અક્ષરનો આજ્ઞાચક્રમાં ૧૦૦૦ જપ કરવો. તેમાં પૂજનમંત્ર નીચે પ્રમાણે રાખવો :–




હોમ–મધુ, પાયસ, દેવીપુષ્પ અને બિલ્વપત્રથી ૧૦૦ અથવા ૧૦ વાર કરવો. તર્પણ ૧૦, માર્જન ૧૦, શ્લોક-પાઠ ૧૦, શ્લોકપાઠ આહુતિ–૬.

## નેવુંમી ગાથાનું વિધાન

અહીં બીજાક્ષર द નો આજ્ઞાચક્રમાં ૧૦૦૦ જપ કરવો. તે પહેલાં તેનું નીચેના શ્લોકથી ધ્યાન ધરવું :

चतुर्भुजां पीतवस्त्रां, नवयौवनसंस्थिताम् ।
अनेकरत्नघटितहारनूपुरशोभिताम् ॥
एवं ध्यात्वा दकारं तु, तन्मन्त्रं दशधा जपेत् ।
त्रिशक्तिसहितं देवि, त्रिबिन्दुसहितं प्रिये ! ॥
आत्मादितत्त्वसंयुक्तं; दकारं प्रणमाम्यहम् ।
दकारं शृणु चार्वङ्गि, चतुर्वर्गप्रदायकम् ॥
पञ्चदेवात्मकं वर्णं, पञ्चप्राणमयं सदा ॥

હોમ–મધ, પાયસ, દેવીપુષ્પ અને બિલ્વપત્રથી ૧૦૦-

અથવા ૧૦ વાર. પછી ૧૦ તર્પણ અથા ૧૦ માર્જન. આ શ્લોકનો પાઠ દશ વાર કરવો અને તે નિમિત્તે આહુતિઓ આપવી. તે સાથે નીચે પ્રમાણે યંત્ર બનાવી તેનું પૂજન-અર્ચન કરવું :




આ સ્તોત્રના અડસઠમા, તોંતેરમા અને સત્તાશીમા શ્લોકો લક્ષ્મીની સિદ્ધિ કરનારા મનાય છે.

[ ૧૧ ]

| | | | |
|---|---|---|---|
| वं | वं | वं | वं |
| पं | पं | पं | पं |
| दं | दं | दं | दं |
| लं | लं | लं | लं |

આ લક્ષ્મીદાતા સિદ્ધ-યંત્ર છે; એટલે તેને સિદ્ધ કરવા માટે પુરશ્ચરણાદિ કરવાની જરૂર નથી; પરંતુ તેનો પ્રયોગ શ્રાવણ માસમાં કરવાથી જ પૂરેપૂરો લાભ મળે છે. અન્ય મહિનાઓમાં પણ

તેનો પ્રયોગ કરી શકાય છે ખરો; પણ તેનું પરિણામ સોએ સો ટકા આવશે, એવું ખાતરીપૂર્વક કહી શકાય એમ નથી.

શ્રાવણ સુદિ ૧ થી બ્રહ્મચર્ય, ભૂશય્યા, સાત્ત્વિક ભોજન આદિ નિયમો પાળવા અને રોજ મંદિરમાં પ્રતિષ્ઠિત થયેલ શિવલિંગનું ૧૧, ૨૧, ૪૧, ૫૧ કે ૧૦૧ આકડાના પુષ્પથી પૂજન કરવું. આ પુષ્પ ચડાવતી વખતે 'ॐ નમઃ શિવાય' એ પંચાક્ષરી મંત્ર+ અવશ્ય બોલવો. વળી પુષ્પની સંખ્યા પહેલા દિવસે ચડાવવામાં આવે તેટલી જ પ્રતિદિન ચડાવવાની હોય છે અને શ્રાવણ માસમાં આ પુષ્પોની છૂટ હોતી નથી, એટલે સંખ્યા વિચારીને નક્કી કરવી. તે પછી અખંડ ૧૦૮ બિલ્વપત્રો અર્પણ કરવાં. તે અર્પણ કરતાં પહેલાં દરેક પત્ર રક્તચંદન વડે માલતી અથવા દાડમની કલમથી ઉપરનો યંત્ર આલેખવો જોઈએ. આ પ્રયોગની પૂર્ણાહુતિ થતાં જ ધનાગમ થવા લાગે છે. અનેક વાર અજમાવાયેલો આ સિદ્ધ પ્રયોગ છે.

[ ૧૨ ]

જૈન સંપ્રદાયમાં શ્રદ્ધા રાખનારને માટે અહીં ધન-પ્રાપ્તિ માટેના કેટલાક મંત્રો બતાવીએ છીએ.

'ॐ अ सि आ उ सा नमः ।' એ સર્વ સિદ્ધિપ્રદ મંત્ર છે. તેની રોજ દશ માળા ગણવી જોઈએ. કુલ સવા લાખની ગણના કરતાં ઇચ્છિત ધન મળે છે. રોજ જિનપૂજા-જિનભક્તિ કરવી આવશ્યક છે.

---

+ અહીં ॐની ગણના અક્ષરમાં થતી નથી.

'ॐ ह्रीँ नमो अरिहंताणं मम ऋद्धिं वृद्धिं समीहितं कुरु कुरु स्वाहा।' પવિત્ર થઈને સવારે તથા સાંજે બત્રીશ વાર આ મંત્રનો જપ કરવાથી સર્વ પ્રકારની ઋદ્ધિ અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૪૨ દિવસ સુધી તેની ગણના કરવી જરૂરી છે. તે દરમિયાન ભૂશય્યા, બ્રહ્મચર્ય, સાત્વિક ભોજન આદિનું પાલન કરવું જોઈએ.

શ્રી પદ્માવતી દેવીની આરાધના પણ આ વિષયમાં ઘણી ફલદાયી થાય છે અને તેનું પરિણામ પણ સત્વર આવે છે. રોજ નાહી-ધોઈને શ્રી પાર્શ્વનાથ તથા પદ્માવતીની છબી સામે રાખીને, તેમની વાસક્ષેપ તથા રક્ત પુષ્પોથી પૂજા કર્યા બાદ નીચેનો મંત્ર ૧૦૮ વાર ગણવો. આ વખતે ધૂપ-દીપ અવશ્ય કરવા જોઈએ.

'ॐ पद्मावति ! पद्मनेत्रे ! पद्मासने ! लक्ष्मीदायिनि ! वाञ्छापूर्णि ! ऋद्धिं सिद्धिं जयं जयं जयं कुरु कुरु स्वाहा।

છ માસમાં પરિણામ આવી જાય છે. દીવાળીની રાત્રિએ આ મંત્રની ૧૦૦૮ ગણના કરવી આવશ્યક છે.

[૧૩]

'વસુધારામહાવિદ્યા'નું પૂજન ધનપ્રાપ્તિ માટે જ કરવામાં આવે છે. આ પૂજન સામાન્ય રીતે દીવાળીની રાત્રિએ બાર વાગ્યા પછી કરાવવામાં આવે છે, કારણ કે એ સમયે મુહૂર્ત જોવાનું હોતું નથી. અન્ય દિવસે એ પૂજન કરાવવું હોય તો ચંદ્રબળ આદિ જોવું પડે છે, પણ પૂજન તો રાત્રિના બાર વાગ્યા પછી જ થાય છે.

આ મહાવિદ્યા બૌદ્ધોની છે, પણ કેટલાક જૈન યતિઓ તેનું પૂજન કરાવે છે અને તેથી ઘણાને લાભ થવાનું જાણ્યું છે. એ મહાવિદ્યાનો પાઠ તથા વિધિવિધાન લાંબું હોવાથી અહીં આપતા નથી, પણ જરૂરીઆતવાળાએ કોઈ જૈન યતિનો સંપર્ક સાધી તેની પાસેથી આ બાબત વધારે માહિતી મેળવી લેવી.

[ ૧૪ ]

'ૐ હ્રીં નમઃ' એ મંત્રનું સવા લાખનું અનુષ્ઠાન કરવાથી ઇચ્છિત ધન-સંપત્તિ અવશ્ય મળે છે. આ અનુષ્ઠાનની વધારે વિગતો અમારા લખેલા **'મંત્રચિંતામણિ'** અથવા **'હ્રીંકારકલ્પતરુ'** ગ્રંથમાંથી મેળવી લેવી. ધનાર્થીએ હ્રીંકારનું ધ્યાન રક્તવર્ણે કરવું.

[ ૧૫ ]

'ૐ ऐं ह्रीं श्रीं धनं धनं धनं कुरु कुरु स्वाहा।'

પીપળાના વૃક્ષ ઉપર બેસીને ઉપરનો મંત્ર એકાગ્રચિત્તે દશ હજાર વાર જપે તો ધનદા નામની યક્ષિણી પ્રસન્ન થઈને ધન આપે છે.

[૧૬]

'ૐ ह्रीं क्लीं श्रीं महालक्ष्म्यै नमः।'

વડના ઝાડ પર બેસીને એકાગ્ર ચિત્તે ઉપરનો મંત્ર જપવો. દશ હજારની સંખ્યા પૂરી થયે મહાલક્ષ્મી નામની યક્ષિણી પ્રસન્ન થઈને લક્ષ્મી આપે છે. આ બંને પ્રયોગો **ઉડ્ડીશતંત્ર**માં જણાવેલા છે.

આ બંને જપ સાત દિવસમાં પૂરા કરવા જોઈએ, એવી અમારી સમજ છે.

[ ૧૯ ]

# સંતાનપ્રાપ્તિને લગતા મંત્રપ્રયોગો

દરેક ગૃહસ્થને સંતતિનું મુખ જોવાની ખાસ ઇચ્છા-અભિલાષા હોય છે અને તે જો તૃપ્ત ન થાય તો મનમાં ભારે વસવસો રહે છે. અન્ય શબ્દોમાં કહીએ તો ઘરમાં મોટર કે ઘોડાગાડી ન હોય, નોકર-ચાકર ન હોય કે અન્ય સંપત્તિ વિશેષ ન હોય તેનું દુઃખ મનુષ્યને બહુ સાલતું નથી, પણ જો સવાશેર માટીની ખોટ હોય, અર્થાત્ ઘરમાં એક પણ બાળક ન હોય તો તેને ઘણું દુઃખ થાય છે અને સમાજ પણ તેને 'વાંઝિયો' ગણીને નિંદે છે. ઘણા તો એવાઓના હાથનું દાન પણ લેતા નથી કે પ્રાતઃકાલમાં તેમનું મુખ જોવાને પણ ઇચ્છતા નથી, એટલે વાંઝિયા રહેવાનું કોણ ઇચ્છે ?

વળી પોતાનો વંશવેલો ચલાવવાનો આધાર પુત્ર ઉપર હોય છે, તેથી સહુ કોઈ સંતાનમાં પુત્રની ઇચ્છા કરે છે અને જ્યારે તેનાં પ્રથમ મુખદર્શન થાય છે, ત્યારે પોતાને ધન્ય લેખે છે; તેથી જ ભૂદેવો પણ આરોગ્યવાન

અને ધનવાન થવાની સાથે પુત્રવાન થવાનો આશીર્વાદ આપે છે. ટૂંકમાં સંતાનપ્રાપ્તિ–પુત્રપ્રાપ્તિ એ ગૃહસ્થ-જીવનનું એક મધુર ફલ છે, તેથી જ સર્વ ગૃહસ્થાશ્રમીઓ સંતાનનું મુખ જોવા ઇચ્છે છે.

પરંતુ કુદરતનો ક્રમ ન્યારો છે. વરવધૂની જોડી બરાબર જામી હોય, છતાં તેને પુત્ર–પુત્રી થતાં નથી! કેટલીક સ્ત્રીઓ ગર્ભ તો ધારણ કરે છે, પણ તે વધારે ટકતો નથી, એટલે કે તેમને ગર્ભપાત થઈ જાય છે અને સંતતિ–સુખનું સ્વપ્ન ધૂળમાં મળે છે. વળી કેટલીક સ્ત્રીઓ મરેલાં પુત્રી–પુત્રીઓને જ જન્મ આપે છે, તો કેટલીક સ્ત્રીઓ એક વાર ગર્ભ ધારણ કર્યા પછી બીજી વાર ગર્ભ ધારણ કરતી નથી. પરિણામે તેમને સંતાન-સુખનો લ્હાવો મળી શકતો નથી અને મનમાં સદા વિષાદ–ગ્લાનિ રહ્યા કરે છે.

આ સ્થિતિનું નિવારણ કરવા માટે આયુર્વેદમાં કેટલાક ઉપાયો બતાવવામાં આવ્યા છે અને હાલની એલોપથી પદ્ધતિ પણ તે માટે હોરમોન્સ વગેરેના ઇંજેક્શનોની હિમાયત કરે છે. આમ છતાં સંતાનની પાકી ખાતરી તો મળતી જ નથી! હમણાં જ એક મોટા ડોકટરે અમને કહ્યું હતું કે 'આખરે તો એ ભાગ્યનો જ ખેલ છે!'

પરંતુ આ બાબત દેવતાની કૃપા પ્રાપ્ત થાય

તો કામ બને છે અને તેવી કૃપા મેળવવાનું મુખ્ય સાધન મંત્રની ઉપાસના છે.

મંત્રચિંતામણિના ૩૩૭મા પૃષ્ઠ પર પુત્રપ્રાપ્તિ માટે એક શ્રીકૃષ્ણ મંત્ર (સંતાનગોપાલમંત્ર) તથા બે અનુભૂત પ્રયોગ આપવામાં આવ્યા છે, તે આ વિષયમાં રસ લેનારે અવશ્ય વાંચી લેવા.

## ૧—ગાયત્રીમંત્રપ્રયોગ

ગાયત્રીના અનન્ય ઉપાસકો એમ કહે છે કે જો યં બીજાક્ષરના ત્રણ સંપુટ કરીને ગાયત્રીનો જપ કરવામાં આવે અને એ વખતે શ્વેત વસ્ત્રાલંકાર ધારણ કરેલી, કિશોર વયવાળી, કમળપુષ્પ હાથમાં લીધેલી ગાયત્રી માતાનું ધ્યાન ધરવામાં આવે તો સંતાનસુખની પ્રાપ્તિ અવશ્ય થાય છે.

આ સાધના કરતી વખતે પ્રત્યેક રવિવારે ચોખા, દૂધ, દહીં આદિ કેવળ શ્વેત વસ્તુઓનો જ આહાર કરવો જરૂરી છે.

ગાયત્રીનું સામર્થ્ય જોતાં આ પ્રયોગ પૂરેપૂરો સફળ થવાની સંભાવના છે, પણ તે અત્યંત શ્રદ્ધાપૂર્વક કરવો જોઈએ.

## ૨—વંધ્યાગર્ભધારણપ્રયોગ

**મંત્રવિદ્યામાં કહ્યું છે કે :–**

चतुष्कोणं समालिख्य, भूर्जे वा तालपत्रके ।
ऊर्ध्वभागे च गगनं, बिन्दुनादसमन्वितम् ॥
अन्यत्र चाग्निपत्नीं च, लिखेन्मन्त्रमनन्यधीः ।
अधोभागे वषट् चैव, फट्कारञ्च ततो लिखेत् ॥
मध्ये प्रणवपुटितं मायाबीजं, समुद्धरेत् ।
विधिना पूजयित्वा च, रुद्रं रुद्रकालीं तथा ॥
कण्ठे वा वामबाहौ च, त्वथवा कटिदेशके ।
वन्ध्या चापि लभेत्पुत्रं, धारणान्नात्र संशयः ॥

તાત્પર્ય કે ભૂર્જપત્ર કે તાડપત્ર ઉપર નીચે મુજબનો યંત્ર યથાવિધિ આલેખીને શ્રી રુદ્ર તથા રુદ્રકાલીની પૂજા પૂર્વક ગળામાં ડાબા હાથે અથવા કેડ પર ( લાલ દોરામાં બાંધીને ) ધારણ કરવાથી વંધ્યાને પણ પુત્ર થાય છે.



આ ઉપરાંત અહીં બીજા બે પ્રયોગો પણ પ્રાસંગિક જાણીને લખીએ છીએ.

બિલીના વૃક્ષની ઉપરના બાંધા ઉપર ઉગેલાં પાંચ પાંદડાં મૃગશીર્ષ નક્ષત્રમાં વિધિપૂર્વક લાવવાં. તેમાંનાં અઢી પાંદડાં લઈને તેના પર ગોરોચનથી 'श्री राम' એ ત્રણ અક્ષરો લખવા. પછી જે સ્ત્રીને સંતાન થતાં ન હોય તેને ઋતુસ્નાતા થયા પછી ચોથા દિવસે તે પાંદડાં ખવડાવી દેવાં, એટલે તે ગર્ભધારણ કરશે.

પુષ્ય નક્ષત્રના દિવસે જાસુદનું મૂળ વિધિપૂર્વક કાઢી લાવવું અને તેને પતિએ પોતાના હાથે વાટવું. પછી રજસ્વલા સ્ત્રીને ચોથા દિવસે ખવડાવવું. આ પ્રમાણે પાંચ વખત ઋતુસ્નાતા થયા પછી ખવડાવવાથી તે સ્ત્રીને સંતાન થાય છે.

## ૩–મૃતવત્સાદોષશાંતિ

**મંત્રવિદ્યામાં કહ્યું છે કે :–**

भूर्जपत्रे समालिख्य, रोचना कुंकुमेन च ।
कण्ठे वा वामबाहौ च, धृत्वा गर्भवती सती ॥
मृतवत्सादोषहीना, भवेच्चैव न संशयः ॥

ભોજપત્ર પર ગોરોચન અથવા કુંકુમથી નીચેનો યંત્ર લખીને કંઠ અથવા ડાબા હાથે ધારણ કરવાથી મૃતવત્સાદોષની શાંતિ થાય છે, એટલે કે તે સ્ત્રીને મરેલાં બાળક અવતરતાં નથી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ॐ | ह्रीँ | क्लीँ | श्रीँ | हुँ | फट् |
| रक्षा | गर्भं | अमुकीं | गर्भं | रक्ष | रक्ष |
| स्वा | हा | श्रीं | क्लीं | फट् | हुं |

## ૪-કાકવંધ્યાદોષશાંતિ

પ્રથમ જેને એક વાર પુત્ર થઈ ચૂકયો હોય, પણ પછીથી તેને કોઈ સંતાન થતાં ન હોય તો તેને કાકવંધ્યા નામનો દોષ કહેવામાં આવે છે. તે દૂર કરવા માટેનો મંત્ર શ્રીશંકરે આ પ્રમાણે કહેલો છે :

'ॐ नमः शक्तिरूपाय मम गृहे पुत्रं कुरु कुरु स्वाहा ।'
આ મંત્રનો પ્રતિદિન એકસો આઠ વાર જપ કરવો.

આની સાથે મંત્રવિદ્યામાં નીચેનો પ્રયોગ કરવાની ખાસ ભલામણ કરવામાં આવી છે :

પુષ્ય નક્ષત્રયુક્ત રવિવારના દિવસે અશ્વગંધાની જડ લાવીને તેને ભેંસના દૂધમાં ઘસીને (અથવા એ જડનું ચૂર્ણ કરીને તેને ભેંસનાં દૂધમાં મેળવીને) એક તોલાથી દોઢ તોલા જેટલા ચૂર્ણનું પ્રતિદિન સેવન કરવાથી તે સ્ત્રી સાત જ દિવસમાં ગર્ભધારણ કરે છે.

અમોએ 'મહાપ્રાભાવિક ઉવસગ્ગહરં સ્તોત્ર'ના પરિશિષ્ટમાં ૧૧–વંધ્યાશબ્દાપહયંત્ર, ૧૪–મૃતવત્સાદોષ-નિવારણયંત્ર તથા ૧૩–કાકવંધ્યાદોષ નિવારણયંત્ર આપેલા છે, તે આ બાબતમાં ઘણા ઉપયોગી છે. તેનું વિધાન તે ગ્રંથના વીશમા પ્રકરણમાં જણાવેલું છે, ત્યાંથી જોઈ લેવું.

## ૫–દ્વાદશાક્ષરમંત્રપ્રયોગ

'ॐ ह्रां ह्रीं हूं पुत्रं कुरु कुरु स्वाहा ।' આ મંત્ર શ્રી શંકર ભગવાને કહેલો છે. તે આંબાના મનોરમ વૃક્ષ પર ચડીને તેની ડાળીએ બેસીને એકાગ્ર મને યથાશક્તિ જપવાથી અપુત્રિયાને પણ પુત્ર થાય છે. આ પ્રયોગ ચાલે ત્યાં સુધી રોજ શ્રીશંકરનાં દર્શન કરવાં અને તેમને બિલીપત્ર ચડાવવાં એવો સંપ્રદાય છે.

## ૬. પુત્રદાયક યંત્ર

शङ्कर मातु शङ्कर पितु

| | | | |
|---|---|---|---|
| ૪૭ | ૪૪ | ૫ | ૪ |
| ૧ | ૮ | ૪૩ | ૪૮ |
| ૪૫ | ૪૬ | ૩ | ૬ |
| ૭ | ૨ | ૪૯ | ૪૨ |

शङ्कर बाल सुखीय ।

शङ्कर साथे नाथो दीप ।

पापी के जारू दीहा

શુભ દિવસે, શુભ નક્ષત્રકાલમાં, ગોરોચનથી ભૂજ-પત્ર પર આ યંત્ર લખવો અને તેને ગુગળનો ધૂપ દેવો. પછી સોના કે ચાંદીના માદળિયામાં નાખવો. જો આ યંત્ર વંધ્યા સ્ત્રી કંઠમાં બાંધે તો તેને નિશ્ચિત પુત્ર થાય છે અને મૃતવત્સા દોષવાળી સ્ત્રી કંઠમાં બાંધે તો તેના સંતાનો જીવે છે.

## ૭–વાસુપુત્રદ શ્રીકૃષ્ણમંત્ર

મૂળમંત્ર—'गोपालवेषधराय वासुदेवाय हुं फट् स्वाहा।' આ મંત્રનો ૧ લાખ જપ કરવાથી સિદ્ધિ થાય છે.

પ્રતિદિન મંત્રજપ કરતાં પહેલાં નીચે પ્રમાણે વિનિ-યોગ કરવો :

'अस्य श्रीवासुपुत्रदश्रीकृष्णमन्त्रस्य नारद ऋषिः, गायत्री छन्दः, श्रीकृष्णो देवता, वसुपुत्रप्राप्त्यर्थं जपे विनियोगः ।

તે પછી કરન્યાસ કરવો :

क्लां अंगुष्ठाभ्यां नमः, क्लीं तर्जनीभ्यां स्वाहा, क्लूं मध्यमाभ्यां वषट्, क्लैं अनामिकाभ्यां हुं, क्लौं कनिष्ठिकाभ्यां वौषट्, क्लः करतलपृष्ठाभ्यां फट् ।

તે પછી અંગન્યાસ કરવો :

क्लां हृदयाय नमः, क्लीं शिरसे स्वाहा, क्लूं शिखायै वषट्, क्लैं कवचाय हुं, क्लौं नेत्रत्रयाय वौषट्, क्लः अस्त्राय फट् ।

ત્યાર પછી નિમ્ન શ્લોક વડે ધ્યાન ધરવું :

बालं नीलमुदारकान्तिविभवं हस्ताम्बुजे दक्षिणे,
बिभ्राणं परिपक्वदौग्धकवलं नन्दात्मजं सुन्दरम् ।
वामे तद्दिनजातमुद्धतरसं दध्युत्थपिण्डं शुभं,
वैयाघ्रेण नखेन राजितगलं त्यक्तांशुकं भावयेत् ॥

ત્યાર પછી શ્રીકૃષ્ણનું માનસપૂજન કરીને એકાગ્ર મને જપ કરવો.

એક લાખ જપ પૂરા થયા પછી શર્કરા–દધિયુક્ત હવિથી દશાંશ હવન કરવો. પછી કમલની મધ્યમાં રહેલા શ્રીકૃષ્ણનું પૂજન કરીને એમના મુખમાં ઉક્તમંત્રથી ગાયનું દૂધ, શુદ્ધ પાકા કેળાં, દહીં અને માખણથી દશાંશ તર્પણ કરવું.

આ પ્રયોગથી એક વર્ષની અંદર પુત્રલાભ થાય છે.

## ૮–શ્રી પદ્માવતી પૂજન

શ્રી પદ્માવતી દેવી વંધ્યાને પણ પુત્ર આપનારી ગણાય છે. તે માટે તેનું અષ્ટપ્રકારી માંત્રિક પૂજન કરવું અને 'મને ગુણવાન બુદ્ધિમાન પુત્ર આપો એવો સંકલ્પ કરવો.' પછી ચાલીશ દિવસ સુધી રોજ નીચેના મંત્રની દશ માળા ફેરવી :

ॐ ह्रीँ ऐं क्लीं श्रीपुत्रकर–पद्मावत्यै नमः ।

તેથી બાર માસની અંદર પુત્રની પ્રાપ્તિ થાય છે. આ પ્રયોગ અનુભૂત છે.

[૨૦]

# બુદ્ધિ—સ્મૃતિ વધારનારું અદ્ભુત સ્તોત્ર

એ ઉક્તિ સત્ય જ છે કે 'भारते भारती भाति, वागधिष्ठातृदेवता' આ ભારત દેશમાં વાણીની અધિષ્ઠાયિકા દેવી તરીકે ભારતી એટલે સરસ્વતી વિરાજી રહી છે. તેની ભક્તિભાવે પૂજા, પ્રાર્થના તથા ઉપાસના કરતાં મતિમાંદ્ય દૂર થાય છે, બુદ્ધિ સુધરે છે, સ્મૃતિ—સ્મરણ—શક્તિ સતેજ થાય છે અને પ્રતિભાશક્તિ ઝળહળી ઊઠે છે. પરિણામે લેખન, વક્તૃત્વ કે કાવ્યસર્જનમાં કુશલતા સાંપડે છે અને અનેરો યશ પ્રાપ્ત થાય છે. જે કવિઓ, વિદ્વાનો, પંડિતો સાહિત્યક્ષેત્રમાં અક્ષય કીર્તિ પામી ગયા, તેમણે સરસ્વતીનો પ્રસાદ પ્રાપ્ત કર્યો હતો, એ માન્યતામાં ઘણું વજુદ છે. આજે પણ સરસ્વતીનો પ્રસાદ પ્રાપ્ત કરનારા, સાહિત્ય, શિક્ષણ, ધર્મપ્રચાર, રાજકીય ક્ષેત્ર વગેરેમાં ઝળકતી કારકીર્દિ પ્રાપ્ત કરી પોતાનું નામ રોશન કરી શકે છે.

જે મંત્ર વડે સરસ્વતીની ઉપાસના કરવામાં આવે છે, તેને સારસ્વત મંત્ર કહે છે. આવા ત્રણ મંત્રો અમે **મંત્રચિંતામણિ**ના ત્રીજા ખંડમાં 'બુદ્ધિ–સ્મૃતિ વધારનારા પ્રયોગો'ના પ્રકરણમાં આપેલા છે અને કેટલાક જિજ્ઞાસુઓએ તેનો પ્રયોગ કરી જોતાં અકસીર જણાયા છે. હવે વિદ્યાવૃદ્ધિના અભિલાષીઓ માટે સરસ્વતી દેવીનું એક ચમત્કારિક સ્તોત્ર રજૂ કરવા ઈચ્છીએ છીએ. આ સ્તોત્ર **સનત્કુમારસંહિતા**માંથી ઉદ્ધરાયેલું છે અને '**સિદ્ધસરસ્વતીસ્તોત્ર**' તરીકે ખ્યાતિ પામેલું છે. તેણે આજ સુધીમાં હજારો સ્ત્રી પુરુષોને સરસ્વતીદેવીનો સુમધુર પ્રસાદ ચખાડ્યો છે અને આજે પણ ચખાડે છે. આશા છે કે પાઠકો તે માટે તત્પર થશે.

પ્રથમ આ સ્તોત્રનો જે રીતે પાઠ થાય છે, તે પાઠ આપીશું, પછી તેનો અર્થ જણાવીશું, જેથી પાઠકો તે પાઠ કંઠસ્થ કરવા ધારે તો કરી શકશે અને તેના અર્થ–ભાવ–રહસ્યથી પણ પરિચિત થશે.

## अथ सिद्धसरस्वतीस्तोत्रम्

ॐ अस्य श्री सरस्वतीस्तोत्रमन्त्रस्य मार्कण्डेय ऋषिः, स्रग्धराऽनुष्टुप् छन्दः, सरस्वती देवता, ऐं बीजं, वद वद शक्तिः, स्वाहा कीलकं, मम वाक्सिद्ध्यर्थं जपे विनियोगः ।

अथ न्यासः ।

ॐ ह्रीं अङ्गुष्ठाभ्यां नमः ।

ह्रीँ ह्रीँ हृद्यकबीजे शशि–रुचि–कमले कल्पविस्पष्टशोभे,
भव्ये भव्यानुकूले शुभमतिवरदे विश्ववन्द्याङ्घ्रिपद्मे।
पद्मे पद्मोपविष्टे प्रणतजनमनोमोद–सम्पादयित्रि,
प्रोत्फुल्लज्ञानमूले हरिहरनिमिते देवि ! संसारसारे ॥ १ ॥

ऐँ ऐँ ऐँ जाप्यतुष्टे हिमरुचि-मुकुटे वल्लकीव्यग्रहस्ते,
मातर्मातर्नमस्ते दह दह जडतां देहि बुद्धिं प्रशस्ताम् ।
विद्ये वेदान्तवेद्ये श्रुतिपरिपठिते मोक्षदे मुक्तिमार्गे,
मार्गातीतस्वरूपे भव मम वरदे शारदे शुभ्रहारे ॥ २ ॥

धीँ धीँ धीँ धारणाख्ये धृति–मति–नुतिभिर्नामभिःकीर्त्तनीये,
नित्येऽनित्ये निमित्ते मुनिजननमिते नूतने वै पुराणे ।
पुण्ये पुण्यप्रभावे हरिहरनमिते पूर्णतत्त्वस्वरूपे,
मन्त्रे मन्त्रार्थतत्त्वे ! मति-मति–मतिदे माधवप्रीतिनादे ॥ ३ ॥

क्लीँ क्लीँ क्लीँ सुस्वरूपे दह दह दुरितं पुस्तकव्यग्रहस्ते,
सन्तुष्टाकारचित्ते स्मितमुखि सुभगे जृम्भणि स्तम्भनीये ।
मोहे मुग्धप्रबोधे मम कुरु कुमति-ध्वान्त-विध्वंसमीड्ये,
गी-गौं वाग्भारतीत्वं कविधृतरसने सिद्धिदे सिद्धसाध्ये ॥ ४ ॥

सौं सौं सौं शक्तिबीजे कमलभवमुखाम्भोजमूर्तिस्वरूपे,
रूपेऽरूपप्रकाशे सकलगुणमये निर्गुणे निर्विकल्पे ।
न स्थूले नैव सूक्ष्मेऽप्यविदितविभवे जाप्यविज्ञानतुष्टे,
विश्वे विश्वान्तराले सुरवरनमिते निष्कले नित्यशुद्धे ॥ ५ ॥

श्रीँ श्रीँ श्रीँ स्तौम्यहं त्वां मम खलु रसनां मा कदाचित् त्यजत्वं,
मा मे बुद्धिर्विरुद्धा भवतु न च मनो यातु मां देवि ! पापम् ।

मा मे दुःखं कदाचिद् विपदि च समयेऽप्यस्तु मे नाकुलत्वं,
शास्त्रे वादे कवित्वे प्रसरतु मम धीर्माऽस्तु कुण्ठा कदाऽपि ॥६॥

इत्येतैः श्लोकमुख्यैः प्रतिदिनमुषसि स्तौति यो भक्तिनम्रो,
वाणीं वाचस्पतेरप्यविदितविभवो वाक्पटुर्मृष्टकण्ठः ।
स स्यादिष्टार्थलाभः सुतमिव सततं पाति तं सा च देवी,
सौभाग्यं तस्य लोके प्रसरति कविता विघ्नमस्तं प्रयाति ॥ ७॥

निर्विघ्नं तस्य विद्या प्रभवति सततं चाऽऽशुशास्त्रप्रबोधः,
कीर्तिस्त्रैलोक्यमध्ये निवसति वदने शारदा तस्य साक्षात् ।
दीर्घायुर्लोकपूज्यः सकलगुणनिधिः सन्ततं राजमान्यो,
वाग्देव्या सत्प्रसादात् त्रिजगति विजयो जायते तस्य साक्षात् ॥८॥

ब्रह्मचारी व्रती मौनी, त्रयोदश्यामहर्निशम् ।
सारस्वतो जनः पाठाद्, भवेदिष्टार्थलाभवान् ॥ ९ ॥

पक्षद्वये त्रयोदश्यामेकविंशतिसंख्यया ।
अविच्छिन्नं पठेद्यस्तु, सुभगो लोकविश्रुतः ॥ १० ॥

शुक्लाम्बरधरां देवीं शुक्लाभरणभूषिताम् ।
वाञ्छितं फलमाप्नोति षण्मासैर्नात्रसंशयः ॥ ११ ॥

ॐ ह्रीँ ऐँ धीँ क्लीँ सौँ श्रीँ वद वद वाग्वादिन्यै स्वाहा ॥

मालां शिरसि धृत्वा–

त्वं माले सर्वदेवानां सर्वकामप्रदा मता ।
तेन सत्येन मे सिद्धिं देहि मातर्नमोऽस्तु ते ॥

इत्यर्पणम् ।

વિનિયોગ અને ન્યાસ બોલ્યા પછી જે પાઠ બોલાય છે, તેનો અર્થ આ પ્રમાણે સમજવો:

શ્વેત (નિર્મળ તેજોરૂપ) અંગવાળી, બ્રહ્મચિંતનમાં સારભૂત, આદ્યા શક્તિ, જગતમાં વ્યાપ્ત, વીણા તથા પુસ્તકને ધારણ કરનારી, અભય આપનારી, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરનારી, હાથમાં સ્ફટિકની માળા ધારણ કરનારી અને પદ્માસન ઉપર વિરાજમાન એવી બુદ્ધિ આપનાર, પરમેશ્વરી ભગવતી શારદાદેવીને હું વંદન કરું છું.

જે કુંદપુષ્પ, ચંદ્રમા, તુષાર (બરફ) અને મુક્તાહારના જેવી શ્વેત વર્ણવાળી છે, જે શ્વેત વસ્ત્રો વડે અલંકૃત છે, જેનો હાથ વીણાના ઉત્તમ દંડથી મંડિત છે, જે શ્વેત કમળ ઉપર વિરાજમાન છે, જે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર વગેરે દેવો વડે સદા–વંદિત છે, તે સમસ્ત અજ્ઞાનને હરનારી ભગવતી સરસ્વતી દેવી મારી રક્ષા કરો!

## સ્તોત્ર

'હ્રીં હ્રીં' એવા ઉત્તમ એક બીજસ્વરૂપ, ચંદ્રની કાંતિવાળી, કમલા, કલ્પવૃક્ષની જેમ સ્પષ્ટ શોભાવાળી, ભવ્યરૂપ, ભાવિકજનો માટે અનુકૂળ, ઉત્તમ બુદ્ધિ અને વર આપનાર, સમસ્ત જગત્ વડે વન્દનીય ચરણકમળવાળી, લક્ષ્મી સ્વરૂપ, કમળ ઉપર વિરાજમાન, પ્રણામ કરનારા માનવોનાં મનને આનંદ પમાડનારી, વિકસિત જ્ઞાનનાં

મૂળરૂપ, વિષ્ણુ તથા શિવ વડે વંદિત અને સંસારમાં સારભૂત (એવી હે દેવી સરસ્વતી! તમને મારા પ્રણામ હો!) ૧.

'ऐं ऐं ऐं' આવા મંત્રબીજના જપથી પ્રસન્ન થનારી, ચંદ્રમાની કાંતિ જેવા મુકુટ વડે વિભૂષિત, હાથમાં વીણા ધારણ કરનારી, હે માતા સરસ્વતી! તને નમસ્કાર હો! (મારા) અજ્ઞાનને બાળી દે! બાળી દે! (મને) ખૂબ વિસ્તૃત બુદ્ધિ પ્રદાન કર. હે વિદ્યાદેવી! વેદાંતાદિ શાસ્ત્રો વડે જાણવા યોગ્ય, વેદોમાં પઠિત, મોક્ષ આપનારી, મુક્તિના માર્ગરૂપ, માર્ગાતીત સ્વરૂપ તથા શ્વેત પુષ્પોની માળાને ધારણ કરનારી હે દેવી સરસ્વતી! મને વર આપો. ૨.

'धीं धीं धीं' આવા બીજમંત્રોને લીધે 'ધારણા સરસ્વતી'ના નામે પ્રસિદ્ધ, ધૈર્ય, બુદ્ધિ, સ્તુતિ અને વિવિધ નામો વડે કીર્તનીય, નિત્ય, અનિત્ય તથા નિમિત્ત-રૂપ, મુનિજનો વડે પ્રણુત, નૂતન અને પુરાતન સ્વરૂપ, પુણ્યમયી, પુણ્યપ્રભાવવાળી, વિષ્ણુ અને શિવજીવડે વંદિત, પૂર્ણ તત્ત્વરૂપ, મંત્રમયી, મંત્રાર્થના તત્ત્વવાળી, બુદ્ધિ-મતી, બુદ્ધિ આપનારી તથા ભગવાન કૃષ્ણના પ્રિય (બંશી) નાદ સ્વરૂપ હે દેવી સરસ્વતી! (તને મારા નમસ્કાર હો!) ૩.

'क्लीं क्लीं क्लीं' એવા બીજમંત્રોના ઉત્તમ સ્વરૂપવાળી, હાથમાં પુસ્તક ધારણ કરનારી, પ્રસન્ન આકાર અને પ્રસન્ન ચિત્ત તથા મંદ હાસ્યપૂર્ણ મુખવાળી, સુંદર, શત્રુઓનું જૃંભણ અને સ્તંભન કરનારી, મારાં પાપનું દહન કર! દહન કર! હે મોહસ્વરૂપ તથા મુગ્ધજનોને બોધ

આપનારી મારા અજ્ઞાન વડે ઉત્પન્ન અજ્ઞાનનો વિધ્વંસ કર! હે પૂજનીય! તું ગી: ગૌ: વાક્ અને ભારતી નામવાળી છે, તું કવિઓની જીભ ઉપર વિરાજમાન છે; સિદ્ધિ આપનારી છે તથા સિદ્ધ પુરુષો વડે સેવનીય છે. ૪.

'સૌઁ સૌઁ સૌઁ' આવા શક્તિબીજવાળી, બ્રહ્મજીના મુખ-કમળની આકૃતિવાળી, રૂપવતી, રૂપવગરની હોવા છતાં પ્રકાશમાન, સકલગુણસંપન્ન, નિર્ગુણ-ત્રિગુણાતીત, નિર્વિકલ્પ, સ્થૂલ અને સૂક્ષ્મ એવા ભેદોથી રહિત હોવાને લીધે તારો વૈભવ કેટલો છે? તેનું અનુમાન ન કરી શકાય તેવી, જપવિજ્ઞાન વડે તુષ્ટ થનારી, વિશ્વરૂપ, વિશ્વમાં વિરાજમાન, ઉત્તમ દેવો વડે વંદિત, નિષ્કલ અને નિત્યશુદ્ધ (એવી હે સરસ્વતી દેવી! તને મારા નમસ્કાર હો.) ૫.

'શ્રીઁ શ્રીઁ શ્રીઁ' આવા બીજવાળી હે સરસ્વતી દેવી! હું તારી સ્તુતિ કરું છું. તું મારી જીભનો કદી ત્યાગ ન કર! (તારી કૃપાથી) મારી બુદ્ધિ કદીયે વિરુદ્ધ ન થાય અને વિપત્તિના સમયમાં પણ મારી બુદ્ધિ વ્યાકુળ ન બને. તેમજ શાસ્ત્રમાં, વાદમાં અને કવિત્વમાં મારી બુદ્ધિ પ્રસારને પામે તથા કોઈ પણ સ્થળે કુંઠિત ન થાય. ૬.

આ ઉપર કહેલા પ્રમુખ પદ્યો વડે જે મનુષ્ય ભક્તિપૂર્વક, નમ્રભાવે, પ્રાતઃકાળમાં પ્રતિદિન સરસ્વતીદેવીની સ્તુતિ કરે છે, તેના વભવનું વર્ણન બૃહસ્પતિ પણ કરી શકે નહિ. તે વાક્યતત્ત્વોના અર્થનો જાણકાર

બને છે, તે ઇચ્છિત વસ્તુને મેળવે છે, સરસ્વતી દેવી સ્વયં પોતાના પુત્રની જેમ તેની રક્ષા કરે છે, તેનું સૌભાગ્ય વધે છે, તેની કવિતા લોકમાં પ્રસાર પામે છે અને વિઘ્ન નષ્ટ થઈ જાય છે. ૭.

તે સ્તુતિ કરનારની વિદ્યા નિર્વિઘ્નપણે પ્રભાવશાળી બને છે, શીઘ્રપણે શાસ્ત્રોનું જ્ઞાન થાય છે, ત્રણે લોકોમાં કીર્તિ પ્રસરે છે તથા સાક્ષાત્ સરસ્વતી દેવી તેના મુખમાં વિરાજમાન રહે છે. તે સ્તુતિ કરનાર દીર્ઘાયુ, જગત્પૂજ્ય, સકલ ગુણોનો આગાર તથા નિરંતર રાજમાન્ય બને છે. ભગવતી મા દેવીની ઉત્તમ કૃપાથી ત્રણે લોકોમાં તેનો સાક્ષાત્ વિજય થાય છે. ૮.

જે માણસ તેરસના દિવસે અને રાત્રે ( ૨૪ કલાક, સુધી ) સરસ્વતીદેવીમાં ભક્તિભાવ રાખી બ્રહ્મચર્યપૂર્વક, વ્રત રાખે છે અને મૌનપણે આ સ્તોત્રનો પાઠ કરે છે, તે ઈચ્છિત વસ્તુને પ્રાપ્ત કરે છે. ૯.

શ્વેત વસ્ત્ર ધારણ કરનારી તથા શ્વેત અલંકારો વડે અલંકૃત એવી સરસ્વતીદેવીનું ધ્યાન કરીને અવિચ્છિન્નપણે શુકલ અને કૃષ્ણ આવા બંને પખવાડિયાની તેરસના દિવસે એકવીશની સંખ્યામાં આ સ્તોત્રનો પાઠ કરે છે, તે છ મહિનામાં ઇચ્છિત ફળને પ્રાપ્ત કરે છે, એમાં સંશય નથી. ૧૦-૧૧.

જપની પૂર્વે માળાની પ્રાર્થના આ રીતે કરવી : 'હે માળા ! તું બધા દેવોની ઈચ્છા પૂર્ણ કરનારી છે, તેથી સત્યપણે મને પણ સિદ્ધિ આપ. હે માતા ! તને હું નમન કરું છું.' ૧૨.

[ ૨૧ ]

# આકર્ષણતંત્ર

તંત્રગ્રંથોમાં કહ્યું છે કે—

शान्तिवश्यस्तम्भनानि, विद्वेषोच्चाटने तथा ।
मारणान्तानि शंसन्ति, षट्कर्माणि मनीषिणः ।

‘શાંતિ, વશ્ય, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન તથા મારણને વિદ્વાન પુરુષો ‘ષટ્કર્મ’ કહે છે.’

આનો વિશેષાર્થ એ છે કે જેના દ્વારા રોગ, ગ્રહપીડા, વિવિધ પ્રકારના ઉપસર્ગો તથા ભયોનું શમન થાય, તે **શાંતિકર્મ** કહેવાય છે; જેના દ્વારા અન્ય જીવોને વશ કરી શકાય, તેને **વશ્યકર્મ** કહેવાય છે; જેના દ્વારા જીવોની ગતિનો રોધ થાય, તેને **સ્તંભનકર્મ** કહેવાય છે; જેના દ્વારા અરસપરસ મિત્રતા કે સંગઠન ધરાવતી વ્યક્તિઓમાં ફૂટ પડે-ભંગાણ થાય, તેને **વિદ્વેષણકર્મ** કહેવાય છે; જેના દ્વારા વ્યક્તિને પોતાનો દેશ, પોતાનું ગામ કે પોતાનું સ્થાન છોડવું પડે, તેને

**ઉચ્ચાટનકર્મ** કહેવાય છે; અને જેના દ્વારા જીવોનું મરણ નીપજે-મૃત્યુ થાય, તેને **મારણકર્મ** કહેવાય છે. મંત્રવિદ્યામાં આ ષટ્કર્મની મુખ્યતા છે.

આમાંનું પ્રથમ કર્મ સૌમ્ય છે, એટલે તે દરેકે કરવા જેવું છે; બીજું કર્મ કથંચિત્ સૌમ્ય અને કથંચિત્ ઉગ્ર છે, એટલે સમજી-વિચારીને કરવા જેવું છે; અને ત્રીજું, ચોથું, પાંચમું તથા છઠ્ઠું કર્મ ઉગ્ર છે, એટલે અનિવાર્ય સંયોગો ઉત્પન્ન થયા વિના કરવા જેવું નથી. સામાન્ય મનુષ્યોએ તો એનાથી દૂર જ રહેવું, એવો અમારો અંગત અભિપ્રાય છે.

આ ષટ્કર્મની ઉપયોગિતા તથા તેમાં રાખવા જોઈતા વિવેક અંગે અમે **મંત્રવિજ્ઞાન**ના તેત્રીશમા પ્રકરણમાં વિસ્તારથી ચર્ચા કરી છે, તે પાઠકોએ એકવાર અવશ્ય જોઈ જવી.

વશ્યકર્મમાં આકર્ષણ, મોહન તથા વશીકરણ એ ત્રણ વસ્તુઓનો સમાવેશ થાય છે. તે પૈકી અહીં આકર્ષણ અંગે કેટલુંક વિવેચન કરવામાં આવ્યું છે.

કોઈ પણ વ્યક્તિને નિર્દિષ્ટ સ્થાન તરફ આકર્ષવી-ખેંચવી, તેને 'આકર્ષણ' કહેવાય છે; અથવા કોઈ પણ વ્યક્તિનું આપણા તરફ આકર્ષણ થાય, એટલે કે તે આપણને ખૂબજ ચાહે-માન આપે, તેને પણ આકર્ષણ જ સમજવું.

ભારતના તાંત્રિકોએ પ્રથમ અર્થમાં આકર્ષણનો મોટામાં મોટો પ્રયોગ રાજા જન્મેજયે યોજેલા મહાન સર્પયજ્ઞ વખતે કર્યો હતો. તેમણે આકર્ષણને લગતા મંત્રોનો પ્રયોગ કરવા માંડ્યો કે દૂર દૂર રહેલા સર્પો આકર્ષાઈને યજ્ઞભૂમિ સમીપે આવવા લાગ્યા અને તે બધાને યજ્ઞમાં હોમવામાં આવ્યા. આ રીતે દુનિયાના ઘણાખરા સર્પોનો નાશ કરવામાં આવ્યો.

રાજા જન્મેજયના પિતાનું મૃત્યુ સર્પદંશથી થયું હતું, એટલે તેણે સર્પકુલનો નાશ કરવાના વિચારથી જ આ યજ્ઞ યોજ્યો હતો. તેના પર આ માંત્રિક પ્રયોગનો ખૂબ પ્રભાવ પડચો અને લોકો પણ મંત્રશક્તિનું પરિબળ જોઈને તાજુબ બની ગયા. ભારત બહારના દેશો ઉપર પણ તેની ભારે અસર પડી અને ત્યાં ક્રમે ક્રમે મંત્રવિદ્યાનો પ્રચાર થયો.

ચુંબકમાં જેમ લોઢાને પોતાના તરફ આકર્ષવાની એક પ્રકારની શક્તિ રહેલી છે, તેમ મનુષ્યમાં પણ બીજાને પોતાના તરફ આકર્ષવાની શક્તિ રહેલી છે. સંત-મહાત્માઓ, ધર્મગુરુઓ, દેશનાયકો તથા કલાકારો વગેરે લોકોનું કેટલું આકર્ષણ કરે છે? અન્ય શબ્દોમાં કહીએ તો તેમની લોકપ્રિયતાનો આધાર આકર્ષણશક્તિ ઉપર રહેલો છે. આપણે પણ લોકપ્રિય બનવું હોય તો આપણી આકર્ષણશક્તિ વધારવી જોઈએ.

વર્તમાનકાળે આકર્ષણવિદ્યા પર કેટલાંક પુસ્તકો લખાયાં છે, તે આ વિષયમાં રસ લેનારે જોઈ જવા જેવાં છે.

મંત્રવ્યાકરણમાં કહ્યું છે કે—'आकर्षणाक्षरं ज्ञेयं क्लीँ ।' क्लीँ ને આકર્ષણબીજ જાણવું. તાત્પર્ય કે જે વ્યક્તિ क्लीँ બીજને સિદ્ધ કરે છે, તે અનેકનું આકર્ષણ કરી શકે છે. અમે ૐ, ह्रीँ, ऐँ તથા श्रोँ બીજનો મહિમા પૂર્વગ્રંથોમાં તથા પૂર્વપ્રકરણોમાં પ્રકાશેલો છે, એટલે બીજાક્ષરોની અદ્‌ભુત શક્તિ વિષે કોઈએ કશી શંકા કરવા જેવું નથી.

क्लीँ બીજને કામબીજ કે કામકલા પણ કહેવામાં આવે છે. તેને સિદ્ધ કરવાની રીત એવી છે કે સાધકે પોતાના ભાલપ્રદેશમાં અથવા તો બે ભ્રૂકુટિની વચ્ચે યોનિમુદ્રા કલ્પવી અને તેની વચ્ચે क्लीँ બીજની સ્થાપના કરીને તેનું ધ્યાન ધરવું.




ત્રિકોણની ઊર્ધ્વમુખ અને અધોમુખ સ્થાપના કરવાથી જે આકૃતિ બને છે, તેને યોનિમુદ્રા કહેવામાં આવે છે. તેની વચ્ચે ષટ્કોણાકાર જે આકૃતિ બને તેની વચ્ચે क्लीँ બીજની સ્થાપના કરવી જોઈએ. તેનું અરુણ વર્ણે એટલે લાલ-

રંગે ધ્યાન ધરતાં સિદ્ધિ થાય છે. જો મન શાંત-સ્વસ્થ હોય અને ધ્યાન બરાબર જામે તો છ માસમાં આ બીજની સિદ્ધિ થવા સંભવ છે.

જો કે આકર્ષણ માટે અન્ય પ્રયોગો પણ નિર્માણ થયેલાં છે, પણ જ્યાં સુધી સાધક આ બીજની સિદ્ધિ કરે નહિ, ત્યાં સુધી એ પ્રયોગોમાં સફલતા મળવાની સંભાવના ઓછી છે, એટલે આકર્ષણપ્રયોગ કરવાની ઇચ્છાવાળાએ સહુથી પહેલાં આ બીજને સિદ્ધ કરવાનો પ્રયાસ કરવો જોઈએ.

એક મહાનુભાવે क्लीँ બીજ સારી રીતે સિદ્ધ કરેલું હતું. તેમને એક વખત કોઈ મિત્ર પોતાની સાથે કોર્ટમાં લઈ ગયા. ત્યાં તેમણે ન્યાયાધીશના સામું જોઈને क्लीँ क्लीँ क्लीँ એ રીતે માનસજપ કરવા માંડયો કે તરત ન્યાયાધીશને તેની અસર પહોંચી. પછી પેલા મહાનુભાવે માનસિક આંદોલનો વડે 'કેસનો ફેંસલો મારા મિત્રની તરફેણમાં કરો.' એવી સૂચનાઓ ન્યાયાધીશને આપી અને તેની અસર ધાર્યા પ્રમાણે બરાબર થઈ. ન્યાયાધીશે તેમના મિત્રની તરફેણમાં હુકમનામું કરી આપ્યું. આ કેસ ઘણા વખતથી ચાલતો હતો, તેથી તેમનો મિત્ર કંટાળી ગયો હતો અને કંઈ પણ નિરાકરણ આવે, તે માટે જ તેને સાથે લઈ ગયો હતો. ત્યાં આ રીતે તેનું પરિણામ તેની તરફેણમાં આવ્યું.

ક્લીઁ બીજનો અમે કેટલોક અનુભવ લીધેલો છે, અને તેનાં પરિણામો સારાં આવ્યાં છે. કોઈપણ વ્યક્તિ પાસે અમુક કામે જવાનું થાય કે થોડી વાર મનમાં તેનો જપ કરી લઈએ અને પછી તે અંગે કામની ચર્ચા કરવા માંડીએ કે ગાડી તરત પાટે ચડી જાય છે.

એક વખત એક સંસ્થાના કામે એક ગૃહસ્થ પાસે ગયા. તેઓ આ સંસ્થાને કંઈપણ ફાળો આપશે કે કેમ? એ શંકાસ્પદ હતું; પરંતુ અમે ઉપર જણાવ્યું તેમ, ક્લીઁ બીજનો પ્રયોગ કર્યો અને પછી તેમની આગળ રૂપિયા પાંચ હજારની દરખાસ્ત મૂકી, તો તેમણે કંઈ પણ આનાકાની વગર કબૂલ રાખી.

પાઠકો પોતે આ પ્રયોગ કરી શકે છે, પણ તેમણે સહુથી પ્રથમ ઉપર જણાવેલી વિધિએ ક્લીઁ બીજને સિદ્ધ કરી લેવું જોઈએ.

આકર્ષણને લગતો મંત્રજપ કરતી વખતે સાધકે નીચેની બાબતો લક્ષમાં રાખવી જોઈએ:

૧ કાલ—આકર્ષણ માટેનો મંત્રજપ પૂર્વાહ્ન એટલે સવારથી બપોર સુધીના સમયે કરવો.

૨ **ઋતુ**—તે માટે વસંત ઋતુને પસંદગી આપવી. પરંતુ અહીં ઋતુ ગણવાનો નિયમ એવો છે કે સૂર્યોદયથી દશ ઘડી સુધીના સમયને એક ઋતુ ગણવી, બીજી દશ ઘડીની બીજી ઋતુ ગણવી, એ રીતે સાઠ ઘડીની છ ઋતુ

ગણવી. તેમાં સૂર્યોદય પછીની દશ ઘડીને વસંત ગણવાનો સંપ્રદાય છે.

ઋતુની ગણના બીજી રીતે પણ કરવામાં આવે છે. દિવસનો પૂર્વભાગ તે વસંત, મધ્યાહ્ન તે ગ્રીષ્મ, પરાહ્ન એટલે મધ્યાહ્ન પછીનો ભાગ તે વર્ષા, સંધ્યાકાળ તે શીત (શિશિર), અર્ધી રાત્રિ તે શરદ અને ઉષાકાલ તે હેમન્ત.

**૩-૪-હાથ અને આંગળી**—જમણા હાથની કનિષ્ઠિકા આંગળી પર માળા ફેરવવી.

**૫ મુદ્રા**—આ વખતે ડાબા હાથે અંકુશમુદ્રા ધારણ કરવી. અંકુશમુદ્રાનું સ્વરૂપ મુદ્રાપ્રકરણમાં જણાવેલું છે.

**૬ આસન**—આ જપ કરતી વખતે દંડાસનનો ઉપયોગ કરવો.

**૭. ધ્યાનવર્ણ**—મંત્રના અક્ષરો લાલ રંગના ચિંતવવા.

**૮. તત્ત્વ ધ્યાન**—આ વખતે અગ્નિતત્ત્વનું ધ્યાન ધરવું.

**૯. માલા**—પ્રવાલની રાખવી.

**૧૦. પલ્લવ**—મંત્રના છેડે પલ્લવ તરીકે વૌષટ્ લગાડવું. વૌષટ્ એ આકર્ષણ-વશીકરણનું બીજ છે.

**૧૧. મુખ**—દક્ષિણ દિશા તરફ રાખવું.

## પ્રયોગ પહેલો

'ॐ नमो आदिपुरुषाय अमुकस्य आकर्षणं कुरु कुरु स्वाहा।'

આ મંત્ર નિયમાનુસાર ૧૦૮ જપ દ્વારા સિદ્ધ કરવો. પછી આકર્ષણકાર્યમાં પ્રવૃત્ત થવું, તો સિદ્ધિ મળશે. જ્યાં अमुकं લખ્યું છે, ત્યાં અભિલષિત વ્યક્તિનું નામ છઠ્ઠી વિભક્તિ પૂર્વક બોલવું જોઈએ. દાખલા તરીકે રણજિત નામની વ્યક્તિનું આકર્ષણ કરવું છે તો એ મંત્ર આ પ્રમાણે બોલવો જોઈએ :

'ॐ नमो आदिपुरुषाय रणजितस्य आकर्षणं कुरु कुरु स्वाहा।'

તેનો વિશેષ વિધિ આ પ્રમાણે જાણવો :

कृष्णधुरतूरपत्राणां, रसं रोचनसंयुतम्।
भूर्जपत्रे लिखेन्मन्त्रं, श्वेतकरवीरलेखनैः॥
यस्य नाम लिखेन्मध्ये, खदिराङ्गारेण दापयेत्।
शतयोजनमायाति, नान्यथा शङ्करोदितम्॥

'કાળા ધતૂરાના પાંદડાના રસમાં ગોરોચન મેળવવું. પછી શ્વેત કરેણની કલમ વડે ઉપરનો મંત્ર ભૂર્જપત્ર પર લખવો. પછી તે મંત્રને ખેરનું લાકડું સળગાવીને પાડેલા અંગારા પર તપાવવો. એટલે જેનું નામ અંદર લખેલું હશે, તેને અસર પહોંચશે અને તે સો યોજન દૂર

હશે, તો પણ આકર્ષાઈને થોડા જ વખતમાં સાધકની સમીપે આવશે.

## પ્રયોગ બીજો

अनामिकाया रक्तेन, लिखेन्मन्त्रं च भूर्जके।
यस्य मध्ये लिखेन्नाम, मधुमध्ये च निक्षिपेत् ॥
तदा चाकर्षणं याति, सिद्धियोग उदाहृतः ।
यस्मै कस्मै न दातव्यं देवानामपि दुर्लभम् ॥

'અનામિકા આંગળીમાંથી થોડું રક્ત કાઢીને તેના વડે ભૂર્જપત્ર પર આ મંત્ર લખવો અને તેની મધ્યમાં જેનું આકર્ષણ કરવું હોય તેનું નામ લખવું. પછી તેને મધમાં ડૂબાડી રાખવો, એટલે જે વ્યક્તિનું નામ મંત્રમાં લખ્યું હશે, તેનું આકર્ષણ થશે. આ પ્રયોગ દેવોને પણ દુર્લભ છે, તેથી જેને તેને આપવો નહિ.'

## પ્રયોગ ત્રીજો

'ॐ क्लीँ देवदत्तं, आकर्षय आकर्षय स्वाहा।'

પ્રથમ આ મંત્રનો કાલઆદિના નિયમપૂર્વક દશ હજાર જપ કરવો. પછી જેનું આકર્ષણ કરવું હોય તેનું દેવદત્તની જગ્યાએ બીજી વિભક્તિ પૂર્વક નામ લખવું અને ૧૦૮ વાર મંત્ર ભણી રાઈ–મીઠાનો હવન કરવો કે તે વ્યક્તિનું આકર્ષણ થશે.

## પ્રયોગ ચોથો

'ॐ श्रीँ ह्रीँ क्रौं देवदत्त आकर्षय आकर्षय स्वाहा।' આ મંત્રનો બધો વિધિ ઉપર મુજબ જાણવો.

## પ્રયોગ પાંચમો

गृहीत्वार्जुनवन्दाकमाश्लेषायां समाहितं ।
अजामूत्रेण संपिष्य निक्षिपेन्मस्तकोपरि ॥
नारी वा पुरुषो यस्य सुतो वा पशुरेव च ।
आकृष्टः स्वयमायाति सत्यं सत्यं वदाम्यहम् ।

'અર્જુન વૃક્ષના બાંધાને આશ્લેષા નક્ષત્રના દિવસે સાવધાની પૂર્વક લઈ આવવો અને તેને બકરીના મૂત્રમાં વાટીને તૈયાર કરવો. પછી કોઈ પણ સ્ત્રી, પુરુષ કે પશુના મસ્તક પર તે નાખવામાં આવશે તો તે સ્વયં આકર્ષિત થઈને આવી જશે. આ પ્રયોગ હું સત્ય કહું છું, સત્ય કહું છું.'

## પ્રયોગ છઠ્ઠો

सूर्यावर्तस्य मूलं तु, पंचम्यां ग्राहयेद् बुधः ।
तांबूलेन समं दद्यात्स्वयमायाति भक्षणात् ॥

'તત્ત્વવેત્તા પુરુષ સૂર્યાવર્ત (હુલહુલ) વૃક્ષના મૂળને પાંચમને દિવસે લાવીને પાનની સાથે જે સ્ત્રી કે પુરુષને ખવડાવે તે આકર્ષિત થઈને સ્વયં આવી જાય છે.'

[ ૨૨ ]

# સંમોહન–તંત્ર

કોઈપણ વ્યક્તિના મન પર અત્યંત પ્રભાવ પાડવો અને તે આપણને જ જુએ એમ કરવું, તેને મોહન કે સંમોહન કહેવામાં આવે છે. તેને લગતું જે તંત્ર તે સંમોહનતંત્ર.

આ તંત્ર રજૂ કરવામાં ભયસ્થાનો ઘણાં છે, પણ પાઠકો તેનો કોઈપણ સંયોગોમાં દુરુપયોગ નહિ કરે, એવા વિશ્વાસ સાથે અમે આ તંત્રનો કેટલોક પરિચય કરાવવા તત્પર થયા છીએ.

**મંત્રવિદ્યામાં** કહ્યું છે કે સહુથી પ્રથમ નીચેનો મંત્ર એક લાખ વાર જપવો :

'ॐ ह्रीँ कालि कपालिनि घोरनादि विश्वं विमोहय जगन्मोहय सर्वं मोहय ठः ठः ठः स्वाहा ।'

પછી પૂજા–હોમ આદિ યથાવિધિ કરીને કાર્યમાં

પ્રવૃત્ત થવું, એટલે કે નીચેની વિધિએ કોઈપણ પ્રયોગ કરવો :—

श्वेतगुञ्जारसैः पेष्यं, ब्रह्मदण्ड्याश्च मूलकम् ।
लेपमात्रे शरीरिणां, मोहनं सर्वतो जगत् ॥

'શ્વેત ચણોઠીના (પાનના) રસમાં બ્રહ્મદંડીના મૂળને વાટવાં; પછી તેનો પોતાના સર્વ શરીર પર લેપ કરવો; તેથી આખું જગત્ મોહ પામે છે.'

गृहीत्वा तुळसीपत्रं, छायाशुष्कं तु कारयेत् ।
अश्वगन्धासमायुक्तं, विजयाबीजसंयुतम् ॥
कपिलाक्षीरसार्द्धेन, वटी रतिप्रमाणतः ।
भक्षिता प्रातरुत्थाय, मोहयेत् सर्वतो जगत् ॥

'તાજાં તુલસીપત્ર લાવીને છાયામાં સૂકવી લેવાં, તેને ભાંગના બીજ તથા અશ્વગંધા સાથે કપિલા ગાયના દૂધમાં વાટવા અને તેની ચણોઠી જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી એક ગોળીનું પ્રાતઃકાળમાં ભક્ષણ કરવાથી સર્વ જગત્ અર્થાત્ બધા લોકો મોહ પામે છે.'

श्वेतार्कमूलं सिन्दूरं, पेषयेत्कदलीरसे ।
अनेनैव तु तन्त्रेण, तिलकं लोकमोहनम् ॥

'સફેદ આકડાનું મૂળ અને સિંદૂર એકત્ર કરીને કેળના રસમાં વાટવું. તેનું લલાટમાં તિલક કરતાં લોકો મોહ પામે છે.'

અહીં સંપ્રદાય એવો છે કે ઉપર્યુક્ત વસ્તુઓનો પ્રયોગ કરતાં પહેલાં તેને મૂળમંત્ર સાત વાર બોલીને અભિમંત્રિત કરી લેવો.

ઉડ્ડીશતંત્રમાં કહ્યું છે કે :—

सिन्दूरं कुंकुमं चैव, गोरोचनसमन्वितम्।
धात्रीरसेन सम्पिष्य, तिलकं लोकमोहनम् ॥

'સિંદૂર અને કુંકુમને ગોરોચનમાં ભેળવીને આંબળાના રસમાં પીસી લેવાથી અને તેના વડે તિલક કરવાથી લોકો મોહિત થાય છે.'

सहदेव्या रसेनैव, तुलसीबीजचूर्णकम् ।
रवौ यस्तिलकं कुर्यान्मोहयेत् सकलं जगत् ॥

'સહદેવીના રસમાં તુલસીનાં બીજ પીસીને તેનાથી રવિવારના દિવસે તિલક કરે તો સર્વસંસાર મોહિત થાય છે.'

मनःशिलां च कर्पूरं, पेषयेत् कदलीरसे।
तिलकं मोहनं नृणां, नान्यथा ममभाषितम् ॥

'મણશીલ અને કપૂરને કેળના રસમાં પીસીને તિલક કરે તો સંસાર મોહિત થાય છે. શિવજી કહે છે કે આ મારું કથન અસત્ય નથી.'

हरितालं चाश्वगन्धां, पेषयेत् कदलीरसे।
गोरोचनसंयुक्तं, तिलकं लोकमोहनम् ॥

'હરતાલ અને અશ્વગંધાને કેલના રસમાં પીસીને તથા તેમાં ગોરોચન મેળવીને તિલક કરે તો લોક મોહિત થાય છે.

श्रृंगी चन्दनसंयुक्तं; वचाकुष्ठसमन्वितम् ।
धूपं देहे तथा वस्त्रे, मुखे दद्याद्विशेषतः ॥
पशुपक्षिप्रजानां च, राज्ञां मोहनकारकम् ।
ताम्बूलमूलतिलकं, लोकमोहनकारकम् ॥

'કાકડાશિંગી, ચંદન, વજ અને કુષ્ઠ (ઉપલેટ) એ બધાને મેળવીને ધૂપને બનાવવો અને તે ધૂપને પોતાના શરીર પર તથા વસ્ત્ર પર અને ખાસ કરીને મુખ પર વધારે પ્રમાણમાં દેવો. એ ધૂપ પશુ, પક્ષી, પ્રજા અને રાજા બધાને મોહિત કરનારો થાય છે. તથા નાગરવેલના પાનનું મૂળ પીસીને તિલક કરવાથી પણ બધા લોકો મોહિત થાય છે.'

सिन्दूरं च श्वेतवचा, ताम्बूलरसपेषिताम् ।
अनेनैव तु मन्त्रेण, तिलकं लोकमोहनम् ॥

'સિંદૂર અને શ્વેત વજને નાગરવેલના પાનના રસમાં વાટીને તેને 'ॐ उड्डामरेश्वराय' આદિ આગળ લખેલા મંત્રથી મસ્તક પર લગાડે તો લોકો મોહિત થાય છે.'

अपामार्गो भृंगराजो, लाजा च सहदेविका ।
एभिस्तु तिलकं कृत्वा, त्रैलोक्यं मोहयेन्नरः ॥

'જો મનુષ્ય અઘેડો, ભાંગરો, લાજવંતી અને સહદેવી એ બધાને વાટીને તેના રસથી તિલક કરે તો ત્રણે યલોકને મોહિત કરી શકે છે.'

श्वेत दूर्वां गृहीत्वा तु, हरितालं च पेषयेत् ।
कृतं तु तिलकं भाले, दर्शनान्मोहकारकम् ।

'ધોળી ધ્રોને હરતાલમાં મેળવીને વાટે અને તેનું તિલક કપાળે કરે તો તેનાં દર્શન માત્રથી લોકો મોહિત થાય છે.'

बिल्वपत्रं गृहीत्वा तु, छायाशुष्कन्तु कारयेत् ।
कपिलापयसा युक्तं, वटीं कृत्वा तु गोलकम् ।।
एभिस्तु तिलकं कृत्वा, मोहयेत् सर्वतो जगत् ।।

'બીલીપત્ર લઈને છાયામાં સૂકવી લેવાં અને તેને કપિલા ગાયના દૂધમાં વાટીને તેની ગોળી બનાવવી. તે ગોળીથી કરેલું તિલક સર્વ જગત્‌ને મોહિત કરે છે.'

मंत्र– ॐ उड्डामरेश्वराय सर्वजगन्मोहनाय अं आँ इं ईं उं ऊं ऋं ॠं हूं फट् स्वाहा ।

પ્રથમ આ મંત્રનો એક લાખ જપ કરી તેને સિદ્ધ કરવો. પછી તેનાથી સાત વાર અભિમંત્રિત કરીને ઉપર જણાવેલી વસ્તુઓનું તિલક કરવાથી મોહન અવશ્ય થાય છે.

**કામાખ્યાતંત્ર** વગેરેમાં પણ સંમોહનને લગતા કેટલાક પ્રયોગો આપેલા છે, પણ તે લગભગ આને મળતા જ છે, એટલે અહીં તેનો સ્વતંત્ર નિર્દેશ કરતા નથી.

[ ૨૩ ]

## વશીકરણ–તંત્ર

અનુભવી પુરુષો કહે છે કે પ્રેમ અને મીઠી વાણી એ મોટામાં મોટો વશીકરણમંત્ર છે, કારણ કે તેનાથી બધા લોકોને વશ કરી શકાય છે.

મહાપુરુષોનાં ચરિત્રમાં આ વસ્તુનું પ્રમાણ મળે છે અને આપણો રોજિંદો અનુભવ પણ આ વસ્તુનું સમર્થન કરે છે. જો આપણે કોઈના પ્રત્યે ખરેખરો પ્રેમ દર્શાવીએ અને તેની સાથેના વાર્તાલાપમાં મીઠી વાણીનો પ્રયોગ કરીએ, તો એ વ્યક્તિ આપણને વશ થઈ જાય છે અને આપણું ધાર્યું કામ કરી આપે છે.

જે વ્યક્તિને કોઈના માટે પ્રેમ નથી–માન નથી, તથા જે વાણીનો ગમે તેવો દુષ્ટ પ્રયોગ કરે છે, તે પોતાના હાથે પોતાના દુશ્મનો વધારે છે અને તેનું પરિણામ ઘણું ખરાબ આવે છે.

એક મોલવી ઘણા ભલા અને પરોપકારવૃત્તિવાળા હતા. તેમણે હજારો માણસોને સહાય કરી હતી અને પોતાની પાસેથી કોઈ ખાલી હાથે પાછો ન જાય તેની ખાસ તકેદારી રાખતા હતા, પણ તેમનો જીભ ઉપર કાબૂ ન હતો, એટલે ઘણી વાર અપશબ્દો બોલી જતા. એ રીતે એક વાર તેમણે પોતાના નોકરને અપશબ્દોથી નવાજ્યો. એ નોકર એ વખતે તો કંઈ બોલ્યો નહિ, પણ રાત્રિએ મૌલવી સૂઈ રહ્યા હતા, ત્યારે છરી લઈને તેમની છાતી પર ચડી બેઠો અને એક જ ઘાએ તેમને ખત્મ કર્યા. આ અમારી જાણનો કિસ્સો છે.

બીજાને ગુલામ બનાવવા, તેમની પાસેથી મનગમતી સેવા લેવી અને કામ પૂરાં થયે તેમને શેરડીનાં છોત્તાંની માફક ફેંકી દેવા, એ દુષ્ટતાભર્યો વ્યવહાર છે. શિષ્ટ–સંસ્કારી લોકોને આવો વ્યવહાર પસંદ નથી. અમે પણ તેમની સાથે જ છીએ. તાત્પર્ય કે અન્ય મનુષ્યો સાથે બને તેટલો સૌજન્યભર્યો વ્યવહાર રાખવો, એ ધર્મ અને નીતિનો સાર છે અને તેને અનુસરવામાં જ આપણું કલ્યાણ છે.

સેવાવૃત્તિ પણ વશીકરણની એક અમોઘ ઔષધિ છે. તેનાથી મનુષ્ય હજારો–લાખો લોકોને વશ કરી શકે છે અને તેમની પાસેથી મન માન્યું કામ લઈ શકે છે.

વળી 'હાથ પોલો તો જગ ગોલો' એ ઉક્તિ આપણામાં પ્રસિદ્ધ છે. તેનો અર્થ એ છે કે જો આપણે

હાથ ખુલ્લો રાખીએ, એટલે કે તેના વડે યથાશક્તિ દાન દેતાં જ રહીએ તો ક્રમે ક્રમે બધું જગત્ વશ થાય છે.'

આટલું પ્રાસંગિક કહ્યા પછી હવે વશીકરણની પ્રક્રિયા પર આવીએ. જે વ્યક્તિ વશીકરણમાં પ્રવીણ થવા ઇચ્છતી હોય, તેણે સહુથી પ્રથમ ત્રાટકયોગને સિદ્ધ કરી લેવો જોઈએ, કારણ કે તેથી મનુષ્ય તથા પશુ-પક્ષી વગેરે પર ધારી અસર પાડી શકાય છે અને વશીકરણનું કામ ઘણું સરલ બની જાય છે.

એક મહાત્મા પોતાના શિષ્ય સાથે જંગલમાં જતા હતા. ત્યાં એક વિકરાળ વાઘ સામો મળ્યો. શિષ્યે તો માન્યું કે હવે આપણાં સોયે વર્ષ પૂરાં થઈ ગયાં, પણ ગુરુજી એમ ગભરાય એવા ન હતા. તેમણે જરા પણ ભય પામ્યા વિના વાઘની સામે નજર માંડી, એટલે કે તેની નેત્રજ્યોતિ સાથે પોતાની નેત્રજ્યોતિ મેળવી અને ત્યાં ચમત્કાર ખડો થઈ ગયો. જે વાઘ છલંગો મારતો આ તરફ આવી રહ્યો હતો, તે સ્થિર થઈ ગયો અને આગળ એક પણ ડગલું માંડી ન શક્યો. ગુરુજીએ ત્રાટક-યોગ સિદ્ધ કરેલો હતો, એટલે તેમની આંખમાં એક પ્રકારની અજબ વશીકરણશક્તિ આવી ગઈ હતી અને તેણે આ ખતરનાક પ્રસંગે બરાબર કામ આપ્યું હતું.

જે વસ્તુસ્થિતિ વાઘના પ્રસંગમાં બની, તેજ વસ્તુ-સ્થિતિ માણસોના સંબંધમાં પણ બને છે. એક મહાત્મા માનસરોવર તરફ જઈ રહ્યા હતા. રસ્તામાં લૂંટારા મળ્યા.

તેનો સરદાર તરવાર ઉગામીને કહેવા લાગ્યો કે 'તમારી પાસે પૈસા–ટકા, સરસામાન જે કંઈ હોય, તે અમને ચૂપચાપ આપી દો! નહિ તો માર્યા જશો.'

એ જ વખતે મહાત્માએ નજર ઊંચી કરીને થોડી વાર એકીટશે તેની સામે જોયું કે તેના હાથમાંથી તરવાર પડી ગઈ અને તે અત્યંત નમ્ર બનીને વંદન કરવા લાગ્યો. તેના સાથીઓને ખબર ન પડી કે એકાએક આમ શાથી થયું? પણ પોતે જ સાથીઓને સંબોધીને કહ્યું: 'આ મહાત્મા પાસેથી આપણે કંઈ જોઈતું નથી. તેમનો માર્ગ ખુલ્લો કરી દો. અને રસ્તે બીજા કોઈ તેમને સતાવે નહિ, માટે અમુક અંતર સુધી બે જણ તેમની સાથે જાઓ.'

આપણે વ્યવહારમાં જોયું છે કે કેટલાંક કામ પત્ર-વ્યવહારથી પતતાં નથી, ટેલીફોનો કરીએ તો પણ પતતાં નથી, પરંતુ રૂબરૂ મળીએ અને ચાર આંખ ભેગી થાય તો તરત પતી જાય છે. આનો અર્થ એ થયો કે આપણી આંખમાં એક પ્રકારની આકર્ષણશક્તિ રહેલી છે અને તેનો પ્રભાવ બીજા પર પડે છે. તેમાં યે જેણે ત્રાટકયોગ સિદ્ધ કર્યો હોય, તેની આંખમાં તો એ શક્તિનું પૂર વહે છે અને તે સામા માણસને અવશ્ય વશ કરી લે છે.

કેટલીક વ્યક્તિઓ કે જેણે ત્રાટકયોગ સિદ્ધ કર્યો નથી, છતાં તેમની આંખોમાં આવી શક્તિ જોવામાં આવી

છે, તે આપવાદિક ઘટના સમજવી. આવી વ્યક્તિ કોઈના સામે એકીટશે તાકી રહે તો તેને તરત અસર થાય છે.

પ્રાચીન શાસ્ત્રોમાં દૃષ્ટિવિષ સર્પનું વર્ણન આવે છે. તે સર્પ એવો હોય છે કે કોઈપણ પ્રાણી પર પોતાની દૃષ્ટિ સ્થિર કરતાં જ તેના પર કાતીલ ઝેરની અસર થવા માંડે છે અને તે મરણ પામે છે. શ્રમણ ભગવાન મહાવીરને આવા એક અતિ ભયંકર સર્પનો ભેટો થયો હતો, પરંતુ તેઓ યોગસિદ્ધ મહાપુરુષ હોવાથી તેની દૃષ્ટિનું ઝેર તેમને ચડયું ન હતું. એટલું જ નહિ પણ દંશ માર્યો, છતાં યે તે વિષની અસરથી મુક્ત રહ્યા હતા,

કહેવાનું તાત્પર્ય એ છે કે આંખમાં આકર્ષણ-વશીકરણની અદ્ભુત શક્તિ રહેલી છે.

## ત્રાટકયોગ

અહીં સ્વાભાવિક જ પ્રશ્ન થશે કે ત્રાટકયોગ શી વસ્તુ છે? અને તે શી રીતે સિદ્ધ થાય છે? એટલે તે અંગે કેટલોક ખુલાસો કરીશું.

શાસ્ત્રોમાં કહ્યું છે કે :-

'આંખના પલકારા માર્યા વિના સૂક્ષ્મ લક્ષ્ય તરફ એકીટશે ત્યાં સુધી જોયા કરવું કે જ્યારે આંખમાંથી આંસુ પડવા માંડે. આ ક્રિયાને વિદ્વાનોએ ત્રાટક કહી છે.'

આનો સામાન્ય વિધિ એવો છે કે એક જાડા સફેદ

કાગળ પર કાળા રંગનું કે શાહીનું ચાર આની કે આઠ આની જેવડું વર્તુલ બનાવવું અને તેની સામે એકીટશે જોયા કરવું. આ વખતે આંખની પાંપણ બિલકુલ હલાવવી નહિ. મનને પણ સ્થિર રાખવું. આ રીતે અભ્યાસ કરતાં જ્યારે આંખમાંથી આંસુ પડવા માંડે ત્યારે આંખોને લૂછી નાખવી અને થોડી વાર પછી પાછો એજ પ્રમાણે અભ્યાસ ચાલુ રાખવો.

આમ કેટલાક દિવસો સુધી–લગભગ છ માસ સુધી અભ્યાસ ચાલુ રાખતાં ત્રાટકયોગમાં સિદ્ધિ મળે છે અને તેનો પ્રભાવ મન પર પણ ઘણો જ પડે છે, એટલે કે તે ઘણી સ્થિરતા અનુભવે છે. ચિત્તવૃત્તિઓને સ્થિર કરવા માટે પણ અનુભવીઓ ત્રાટકયોગની જ ભલામણ કરે છે.

આનો વધારે અભ્યાસ તો કોઈ અનુભવીના માર્ગ-દર્શન નીચે જ કરવો.

વશીકરણના મંત્રો અનેક છે અને પ્રયોગો પણ અનેક છે. તેમાંથી જે મંત્રો અને પ્રયોગો પ્રમાણભૂત જણાયા, તે અહીં રજૂ કરવામાં આવે છે.

ઉડ્ડીશતંત્રના સાતમા પટલમાં વશીકરણનો અધિકાર આવે છે. ત્યાં જણાવ્યું છે કે પ્રથમ નીચેના મંત્રનો ત્રીશ હજાર જપ કરવો:—

'ॐ नमो भगवते उड्डामरेश्वराय मोहय मोहय मिलि मिलि ठः ठः ।'

પછી નીચેના પ્રયોગો કરવા :

'બીલીપત્ર તથા બીજોરાને બકરીના દૂધમાં વાટી તેનું તિલક કરે, તો લોક વશમાં આવે.'

'કુંવારપાઠાના મૂળમાં ભાંગનાં બીજ મિલાવીને મસ્તક પર તિલક કરવાથી ઉત્તમ વશીકરણ થાય છે.'

અન્ય ગ્રંથોમાં બીજા પણ પ્રયોગો જોવામાં આવે છે. તેમાં મોહિનીમંત્રનો પ્રયોગ આ પ્રકારનો છે: પ્રથમ 'ॐ ह्रीँ मोहिनी स्वाहा' એ મંત્રનો એક લક્ષ જપ કરી તેને સિદ્ધ કરવો. પછી જ્યારે કોઇ વ્યક્તિનું વશીકરણ કરવું હોય ત્યારે પાણી, પુષ્પ, વસ્ત્ર અથવા કોઈ ઉત્તમ જાતિનું ફળ લઇને તેને ૧૦૮ વાર મંત્ર બોલવાપૂર્વક અભિમંત્રિત કરવું અને તે વ્યક્તિના હાથમાં આપવું, તો તે અવશ્ય વશીભૂત થશે.

એક પ્રયોગ એવો છે કે તેમાં નીચેનો મંત્ર સાત દિવસ સુધી જપવામાં આવે છે: 'ॐ चिटि चिटि चाण्डाली महाचाण्डाली अमुकं मे वशमानय स्वाहा।' અહીં અમુકં શબ્દ છે, ત્યાં જેનું વશીકરણ કરવું હોય તેનું નામ બોલવું જોઈએ. આ પ્રયોગ મુખ્યત્વે રાજાને વશ કરવો હોય ત્યારે થાય છે.

જો આ મંત્ર તાડપત્ર પર લખવામાં આવે અને તે તાડપત્રને જલમિશ્રિત દૂધમાં ઉકાળવામાં આવે તો જેનું નામ લખ્યું હોય તે અવશ્ય વશીભૂત થાય છે.

'रं सर्वलोकं वशमानय स्वाहा' આ મંત્રનો જપ કરવાથી પણ અભિલષિત વ્યક્તિને વશીભૂત કરી શકાય છે.

'ॐ राजमुखि राजाभिमुखि वश्यमुखि ह्रीँ श्रीँ क्लीँ देवि देवि महादेवि देवाधिदेवि सर्वजनस्य मुखं वश्यं कुरु कुरु स्वाहा।

આ મંત્ર વશીકરણ માટે ઘણો અકસીર ગણાય છે. પ્રથમ તેનો દશ હજાર જપ કરવો. પછી ઘૃતસંયુક્ત ખીર દ્વારા જપનો દશાંશ એટલે ૧૦૦૦ હોમ કરવો. તે પછી અંગદેવતા, અષ્ટમાતૃકા અને દશ દિક્પાલોની પૂજા કરવી. આ રીતે ત્રણ દિવસ હોમ કર્યા પછી સૂર્યમંડળની અધિષ્ઠાત્રી દેવતાની આરાધનાપૂર્વક સૂર્યની સામે મુખ રાખીને જેનું નામ લઈને ૧૦૮ વાર આ મંત્રનો જપ કરવામાં આવે, તે વ્યક્તિ અવશ્ય વશીભૂત થાય છે.

'ॐ चामुण्डे जयचामुण्डे मोहय वशमानय अमुकं स्वाहा।' આ મંત્રનો એક લાખ જપ કરીને શિરીષ વૃક્ષની સમિધાથી દશ હજાર હોમ કરતાં ધારેલી વ્યક્તિનું વશીકરણ થાય છે.

ॐ नमो अजिते अपराजिते अमुकं (अमुकीं) मे वश्यं कुरु कुरु स्वाहा।' આ મંત્રનો સવાલક્ષ જપ કરવાથી અભિલષિત વ્યક્તિનું વશીકરણ થાય છે. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે આ જપ રાત્રિએ જ કરવાનો છે અને તે લાલ પરવાળાની માળાથી જ કરવાનો છે.

'ॐ ह्रीँ श्रीँ क्लीँ ग्लूँ ग्लूँ वरवरद-गणपतये नमः, अमुकम् मे वशमानय स्वाहा।'

પ્રથમ આ મંત્રનો સવા લાખ જપ કરવો. પછી જરૂર પડે ત્યારે અમુકની જગ્યાએ જેને વશ કરવી હોય તે વ્યક્તિનું નામ મૂકવું અને ૧૦૮ વાર પંચામૃતથી હવન કરવો, એટલે તેનું વશીકરણ થાય છે.

એક સર્વજનવશીકરણ મંત્ર છે, તે આ પ્રમાણે :

'ॐ ह्रीँ श्रीँ महामोहिनी महाविद्ये सर्वलोकं जम्भय मोहय मोहय मूर्च्छय मूर्च्छय आकर्षय ॐ ह्रीँ श्रीँ महामोहिनी स्वाहा।'

રવિવાર કે મંગળવારની રાત્રે બાર વાગ્યે, એકાંત પવિત્ર જગામાં, ઘીનો દીવો તથા અગરબત્તીનો ધૂપ ચાલુ રાખીને આ મંત્રની ત્રણ માળા ગણવી. ૨૧ દિવસ સુધી આ ક્રમ ચાલુ રાખવો. તેના પ્રભાવથી સમસ્ત જનતાનું આકર્ષણ થશે અને લોકો તરફથી માન મળશે.

તંત્રકારોએ એમ પણ કહ્યું છે કે—બ્રહ્મદંડી, વજ અને ઉપલેટ એ ત્રણનું ચૂર્ણ પાણીમાં નાખી, રવિવારના દિવસે જે વ્યક્તિને પીવડાવામાં આવે તે વશ થાય છે.

હસ્ત નક્ષત્રમાં ચક્રમર્દનું મૂળ ઉખાડી લાવે અને તેને 'ॐ सुदर्शनाय हुं फट् स्वाहा।' એ મંત્રથી ૧૦૮ વાર અભિમંત્રિત કરીને જમણા હાથે બાંધે, પછી રાજસભામાં જાય તો રાજા વશીભૂત થાય અને તેને ઘણું ધન આપે. ચક્રમર્દનો છોડ વરસાદના દિવસમાં થાય છે અને તેનાં પાંદડાં તથા છાલ વગેરે દવાના કામમાં આવે છે.

[ ૨૪ ]

## કર્ણપિશાચિની–તંત્ર

યોગસાધના ઉત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચે છે, ત્યારે સાધકને ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલનું સત્ય જ્ઞાન થાય છે. મહર્ષિ પતંજલિએ યોગદર્શનમાં 'तत्र ऋतंभरा प्रज्ञा' સૂત્ર વડે આ હકીકતનો નિર્દેશ કરેલો છે. तत्र તે વખતે; प्रज्ञा–સાધકની પ્રજ્ઞા–બુદ્ધિ, ऋतंभरा–સત્યથી ભરેલી બને છે. એટલે કે તે ભૂમિકાએ તેને જે વિચારો આવે છે, સ્ફુરણાઓ થાય છે, તે બધી સત્ય જ હોય છે.

મંત્રસાધનામાં પણ આજ પરિસ્થિતિ છે. કોઈ પણ મહામંત્રની સાધના ઉત્કૃષ્ટ ભૂમિકાએ પહોંચે છે, ત્યારે સાધકને અંતઃસ્ફુરણાઓ થવા લાગે છે અને તે બધી સત્ય હોય છે. ખાનદેશની એક ઘટના છે. એક વખત એક મહાશયે કોઈ ઉચ્ચ કોટિના મંત્રસાધકને પૂછ્યું કે 'મારે આજે મુંબઈ જવું છે, તો જઉં કે કેમ?' તે જ વખતે મંત્રસાધકે જરા ધ્યાન ધર્યું કે અગ્નિજવાળાઓ

દેખાઈ, એટલે તેણે કહ્યું : 'હાલ જવું રહેવા દો. પછી જજો.'

પેલા મહાશયે કહ્યું : 'પરંતુ મારે આજે ગયા વિના ચાલે તેમ નથી. જઉં તો શું વાંધો છે?'

મંત્રસાધકે કહ્યું : 'મને એમ લાગે છે કે જવું ઠીક નથી અને તમે જઈ શકશો પણ નહિ.'

છતાં પેલા મહાનુભાવે મુંબઈ જવાની તૈયારી કરી અને તેઓ સ્ટેશને પહોંચ્યા, ત્યાં તેની વખારમાં એકાએક આગ લાગી અને એક માણસે દોડતાં જઈને તેને સ્ટેશને ખબર આપી. હજી ગાડી ઉપડી ન હતી, એટલે તેઓ પાછા આવ્યા અને આગ ઓલવવાના કાર્યમાં રોકાયા.

પછી બીજા દિવસે તેઓ મંત્રસાધકને મળ્યા અને કહ્યું કે 'તમારી વાત અજબ રીતે સાચી પડી છે. પણ તમને એમ શાથી ખબર પડી કે આજ જવા જેવું નથી અને હું જઇ શકીશ નહિ?' મંત્રસાધકે કહ્યું : 'મને ધ્યાન ધરતાં જ અગ્નિના ભડકા દેખાયા હતા, એટલે થયું કે આજે જરૂર તમારા કોઈ પણ મકાનને આગ લાગશે, એટલે તમારે બહારગામ જવું ઠીક નથી. વળી બીજી સ્ફુરણા એવી પણ થઈ કે 'તમે જઈ શકશો નહિ.' એટલે મેં તમને એ પ્રમાણે જણાવ્યું હતું.

સ્વ. જૈન મુનિશ્રી મોહનલાલજી મહારાજ યોગ અને મંત્રવિદ્યામાં નિષ્ણાત હતા. તેમણે એક વખત

પોતાની અંતઃસ્ફુરણા અનુસાર બાબુ પન્નાલાલને કહ્યું કે 'તમારી પાસે જેટલા પૈસા હોય' તથા બીજા જેટલા પૈસાની સગવડ થઈ શકે એમ હોય, તે બધાના ઝવેરાતના દાગીના બનાવો અને અમુક દિવસે હૈદરાબાદ જાઓ. ત્યાં નિઝામ સરકાર દ્વારા તમને ઘણો લાભ થશે.'

બાબુ પન્નાલાલજીને મુનિશ્રી પર પૂર્ણ શ્રદ્ધા હતી, એટલે તેમણે મુનિશ્રીના કહેવા મુજબ ઝવેરાતના દાગીના તૈયાર કર્યા અને તેઓ હૈદરાબાદ ગયા. ત્યાં રાહ જોતાં જોતાં ઓગણપચાસમા દિવસે નિઝામ સરકારની મુલાકાત થઈ. તેમણે બાબુને અંતઃપુરમાં આવવાનું આમંત્રણ આપ્યું અને ત્યાં જતાં તેમના બધા દાગીનાઓ બેગમોને પસંદ પડયાં. પરિણામે નિઝામ ખૂબ ખુશ થયા અને તેમને લાખો રૂપિયાનો લાભ થયો.

મંત્રવિદ્યામાં એવું પણ એક સાધન છે કે જેના લીધે સાધક ભૂત, ભવિષ્ય અને વર્તમાનની વાતો જાણી શકે છે અને તેના લીધે લોકો પર પોતાનો ઘેરો પ્રભાવ પાડી શકે છે. આ સાધનને સામાન્ય રીતે કર્ણપિશાચિની-તંત્ર તરીકે ઓળખવામાં આવે છે.

તેના મંત્રો અનેક છે, પણ તેમાંથી ચૂંટી કાઢેલા મંત્રો અને તેનું વિધિવિધાન પાઠકોની જાણ માટે અહીં રજૂ કરીએ છીએ.

(૧) 'ॐ कर्णपिशाचिनि पिङ्गललोचने स्वाहा।'

પવિત્ર એકાંત સ્થાનમાં આ મંત્રનો એક લાખ જપ કરવો. છેવટે દશાંશ ઘીનો હોમ કરવે, એટલે કે આ મંત્ર બોલતાં યજ્ઞકુંડમાં ઘીની દશ હજાર આહુતિ આપવી. તેથી કર્ણપિશાચિની દેવી પ્રસન્ન થાય છે અને સાધક ભૂત, ભવિષ્ય કે વર્તમાન કાળની જે વસ્તુ જાણવા ઇચ્છે, તે એના કાનમાં કહી જાય છે.

(૨) ' ॐ श्रवणपिशाचिनी चामुण्डे स्वाहा । ' આ મંત્રનો બહેડાના ઝાડ નીચે બેસીને એક લાખ જપ કરતાં કર્ણપિશાચિની દેવી પ્રસન્ન થાય છે અને પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપે છે. જપ પૂરો થયે દેવીને નૈવેદ્ય ધરવું આવશ્યક છે.

(૩) ' ॐ ह्रीँ कर्णपिशाचिनि हुँ फट्‌ स्वाहा । ' પ્રથમ કોઈ વૃદ્ધ પુરુષ કે બ્રાહ્મણને ગુરુ સ્થાપી તેની પાસેથી મંત્રદીક્ષા લેવી અને બ્રહ્મચર્યના પાલનપૂર્વક આ મંત્રનો એક લાખ જપ કરવો. તેનો વિધિ એવો છે કે રાત્રિના સમયે બાર વાગ્યા પછી આ મંત્રજપ શરૂ કરવો. તે પહેલાં દીવાનું તેલ પગે મસળવું. આ દીવો સરસિયા તેલનો કરવો.

મંત્ર સિદ્ધ થયા પછી સાધક મનમાં જે કોઈ પ્રશ્ન પૂછશે, તેનો ઉત્તર કર્ણપિશાચિની દેવીના બરડા ઉપર લખેલો જણાશે.

(૪) ' ॐ कर्णपिशाचिनि महादेवि रतिप्रिये स्वप्नकामेश्वरि पद्‌मावति त्रैलोक्यवार्तां कथय कथय स्वाहा ।

આ મંત્ર **કામાખ્યાતંત્રમાં** આપેલો છે. તેનો વિધિ એવો છે કે ઓરડાને ગાયના છાણથી લીંપીને શુદ્ધ કરવો. પછી તેમાં એક બાજોઠ ઢાળી તેના ઉપર ઘીનો દીવો મૂકવો તથા એક નાળિયેર પધરાવવું. તે વખતે અગરબત્તીનો ધૂપ કરવો અને દર્ભના આસન પર બેસીને ૧૦૮ મંત્રનો જપ કરવો. પ્રથમ દિવસે ઉપવાસ કરવો.

નવ દિવસ સુધી આ પ્રમાણે જપ કરવો. છેલ્લા દિવસે ઘી, મધ, ખાંડ, કમળકાકડી અને ગુગળનો હોમ કરવો અને તેજ સ્થાનમાં સૂઈ રહેવું. તથા તે દિવસે બે કુમારી કન્યાઓને ખીર તથા રોટલીનું ભોજન કરાવી એક એક ચુંદડી અને કોપરાની કાચલી આપવી, તથા યથાશક્તિ રૂપાની દક્ષિણા આપવી, એટલે મંત્ર-સિદ્ધિ થશે.

પછી જ્યારે કોઈ પ્રશ્ન પૂછે, ત્યારે સાત વખત મંત્રજપ કરી જમણો હાથ જમણા કાને રાખવો અને કોઈ પણ પ્રકારનો સંકલ્પ-વિકલ્પ કર્યા વિના સ્થિર ચિત્તે બેસવું, એટલે તરત દેવી તરફથી તેનો ઉત્તર મળશે.

આજથી દશ-બાર વર્ષ પહેલાં અમે દક્ષિણનો પ્રવાસ કર્યો, ત્યારે એક મંત્રવિશારદના પરિચયમાં આવતાં તેમની પાસેથી શ્રી કર્ણપિશાચિની દેવીનો એક મંત્ર તથા યંત્ર પ્રાપ્ત થયો હતો, તે પાઠકોની જાણ માટે રજૂ કરીએ છીએ.

(૫) ॐ वांगे मंगे तंवे भूए भविस्से अंत्रे पंभे ह श्रीँ ह्रीँ क्लीँ कर्णपिशाचिन्य नमः।

અમાવાસ્યા અને રવિવારની રાત્રિએ આ મંત્રનો જપ શરૂ કરવો. પછી દરરોજ રાત્રિએ આ જપ ચાલુ રાખી કુલ ૧૨,૦૦૦ જપ પૂરા કરવા. એ વખતે નીચે લખેલા યંત્રને સામે રાખવો અને એકેક મંત્ર બોલીને તેના પર ફૂલ ચડાવતાં જવું; તેથી મંત્રસિદ્ધિ થશે અને તેનાથી મનધાર્યો પ્રશ્નનો ઉત્તર મળી શકશે.

| | | |
|---|---|---|
| अ | ओ क्षं ओ | अ |
| क्षं | ह्रीँ स : ह्रीँ ह हूं | क्षं |
| अ | ओ क्षं ओ | अ |

કર્ણપિશાચિની યંત્ર

આ યંત્ર અષ્ટગંધથી ભૂર્જપત્ર પર લખવો.

(૬) જૈન સંપ્રદાયમાન્ય નમોત્થુણંકલ્પમાં પણ કર્ણપિશાચિનીનો એક મંત્ર આવે છે; તે આ પ્રમાણે :

'ॐ ह्रीँ अर्हँ नमो जिणाणं लोगुत्तमाणं लोगनाहाणं लोगहियाणं लोगपईवाणं लोगपज्जोअगराणं मम शुभाशुभं दर्शय दर्शय कर्णपिशाचिनि स्वाहा ।'

આ મંત્રનો ૧૦૮ વાર જપ કરી, મૌન ધારણ કરીને સૂઈ જવાથી કર્ણપિશાચિની દેવી સ્વપ્નમાં શુભાશુભ કહે છે.

(૭) શુભાશુભ જાણવાને લગતો એક પ્રયોગ એવો છે કે (१) ताहत् (२) वाहत् (३) फावत् (४) काहत् અને (૫) स्वाहत् એ પાંચ શબ્દો હથેળી પર કાળીશાહીએ લખી, તે હથેલી કાન નીચે રાખી સૂઈ જવાથી શુભાશુભ સંભળાય છે.

(૮) મંત્રવિદ્યામાં કહ્યું છે કે—

पञ्चवटी मूले रात्रौ, पञ्चमुण्डासने शुभे ।
उपविश्य जपेन्मन्त्रो, त्रिपक्षे यतमानसः ॥
यदि विघ्ना न जायन्ते, यदि न दृश्यते जनैः ।
तदासिद्धिर्भवेद्देवि, त्रिकालतत्त्वविद्भवेत् ॥
मन्त्रस्तु—ह्रीँ ह्रीँ ह्रूँ सः ।

'રાત્રિના સમયે પંચવટીના મૂલમાં પાંચ મુંડોની વેદી પર બેસીને સંયત ચિત્તથી ત્રણપક્ષ સુધી મંત્રજપ કરવો. જો વચ્ચે કોઈ વિઘ્ન નડે નહિ અને કોઈ જપ કરતી વખતે દેખે નહિ તો સિદ્ધિ પ્રાપ્ત થાય છે. તે સાધક ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણેય કાલનો જ્ઞાતા બને છે. જાપ્ય મંત્ર છે—ह्रीँ ह्रीँ ह्रूँ सः ।'

પીંપળો, ખીલી, વડ, ધાવડી અને અશોક એ પાંચ વૃક્ષના સમૂહને પંચવટી કહેવાય છે. તે અંગે **મંત્રવિજ્ઞાનના** સત્તરમા પ્રકરણમાં વિસ્તૃત વિવેચન થયેલું છે, તે જિજ્ઞાસુએ જોઈ લેવું.

પાંચ મુંડ એટલે પાંચ પ્રકારની ખોપરી. તેમાં મનુષ્ય તથા બીજા ચાર પ્રાણીઓની ખોપરી હોય છે. આ પાંચ ખોપરી પંચવટીની વચ્ચેના ભાગમાં દાટી તેનાં ઉપર વેદિકા બનાવી તેની ઉપર સાધકે બેસવાનું હોય છે.

સંયત ચિત્ત એટલે સ્થિર ચિત્ત. જ્યારે ચિત્તમાં કોઈ પ્રકારના સંકલ્પ–વિકલ્પો ઉઠતા ન હોય, ત્યારે તે સ્થિર બને છે. આ રીતે ૪૫ દિવસ સુધી કોઈ મનુષ્ય ન જુએ એ રીતે જપ કરવો હોય તો તે માટે કોઈ વનનો એકાંત પ્રદેશ પસંદ કરવો જોઈએ કે જ્યાં આવી પંચવટી ઉગેલી હોય. અન્યથા ત્યાં આવી પંચવટી બનાવીને પછી જપ કરવો જોઈએ. અમારા ખ્યાલ મુજબ સ્વામી રામકૃષ્ણ પરમહંસે આ પ્રકારનું અનુષ્ઠાન કરીને સિદ્ધિ મેળવી હતી.

[ ૨૫ ]

## પશુ-પક્ષીઓની બોલીનું જ્ઞાન

પશુ-પક્ષીના શબ્દ ઉપરથી શકુન લેવાની પ્રથા તો આપણા દેશમાં ઘણી પ્રાચીન છે. વળી શિયાળ તથા કાગડાની બોલી ઉપરથી અમુક અર્થ તારવનારાઓની વાતો આપણા કથા-ચરિત્રસાહિત્યમાં નિર્માણ થયેલી છે; એટલે પશુ-પક્ષીઓની બોલીમાં કોઈ ગૂઢ સંકેત હોય છે અને તે જાણવામાં આવે તો આપણને ઘણો લાભ થાય, એ નિશ્ચિત છે. દાખલા તરીકે જંગલમાં દૂરથી વાઘ આવતો હોય તો પક્ષીઓ પોતાની ભાષામાં તેનું સૂચન કરે છે, પણ એ સૂચન આપણા ખ્યાલમાં આવવું જોઈએ.

ધરતીકંપની આગાહી અમુક પશુ-પક્ષીઓને અગાઉથી એટલે કે ચોવીશ કલાક પહેલાં થાય છે. આ સંયોગોમાં તેની હીલચાલ તથા બોલીનો અર્થ આપણે જાણતા હોઈએ તો કેટલો બધો લાભ થાય?

અમે એક એવા મહાત્મા જોયા છે કે જે અમુક પ્રકારનો અવાજ કરતા કે આસપાસનાં બધાં વૃક્ષો પર

બેઠેલાં પક્ષીઓ નીચે આવી તેમની સામે બેસી જતાં. મહાત્મા એ બધાં પક્ષીઓને જુવાર આદિની ચણ નાખતા અને તે બધા એને પ્રેમથી ચણી જતાં. એ વખતે મહાત્મા એ રીતે વાતો કરતા કે જાણે પક્ષીઓ તેનો અર્થ બરાબર સમજતા હોય. પછી તેઓ બધા પક્ષીને હવાડા પર જઈને પાણી પીવાનો આદેશ કરતા કે બધા પક્ષીઓ હવાડા પર જતા એને પાણી પીતા. આ હવાડો એ મહાત્મા પક્ષીઓ માટે જ ભરાવી રખતા. પછી તેમની આજ્ઞા થયે બધાં પક્ષીઓ પોતપોતાનાં વૃક્ષ ઉપર ચાલ્યા જતાં.

મંત્રવિદ્યા પશુ-પક્ષીઓની બોલી સમજવા માટે કેટલાંક સાધનો આપે છે. એ સાધનોનો નિષ્ઠાપૂર્વક પ્રયોગ કરવા જેવો છે. હાલ તો આ બાબતમાં ખાસ રસ લેનારા કોઈ મહાનુભાવો અમારા સંપર્કમાં આવ્યા નથી, પણ જેમને રસ હોય તે આ બાબતના પ્રયોગો જરૂર કરે અને તેનું શુ પરિણામ આવ્યું ? તે અમને લખી જણાવે તો અમે તેમનો આભાર માનીશું. ભારતની આ વિદ્યા સજીવન થાય, એ ઉદ્દેશથી જ અહીં આટલું સૂચન કરીએ છીએ.

## શ્વાનની બોલીનું જ્ઞાન

'ॐ स्फिं स्फिं कालो स्वाहा ।' લીમડાના વૃક્ષના મૂળમાં બેસીને ધૂપ-દીપ-નૈવેદ્ય તથા અન્યાન્ય ઉપચારો દ્વારા ઈષ્ટદેવનું પૂજન કરીને અર્ધરાત્રિના સમયે આ મંત્રનો જપ શરૂ કરવો. દશ હજાર જપ પૂરો થતાં તેની સિદ્ધિ થશે. એક જ આસને આ જપ પૂરો ન થાય તો

બીજા દિવસે આ વિધિથી બાકીનો જપ પૂરો કરવો. તેનાથી શ્વાન એટલે કૂતરાની બોલીનો અર્થ સમજાશે.

## શિયાળની બોલીનું જ્ઞાન

'ॐ क्रीँ क्रीँ क्रीँ स्वाहा ॐ।' આ મંત્રનો એક લાખ જપ કરી ધૂપ-દીપ-નૈવેદ્ય આદિ દ્વારા તેને સિદ્ધ કરનાર શિયાળની બોલીનો અર્થ સમજી શકે છે.

## સૂઅરની બોલીનું જ્ઞાન

'ॐ घुरु घुरु घुत् घुत् स्वाहा।' કીચડવાળી ભૂમિમાં બેસીને ૭૦ હજાર મંત્રજપ કરતાં આ મંત્રની સિદ્ધિ થાય છે. આ મંત્ર સિદ્ધ કરનારને સૂઅરની બોલીનું જ્ઞાન થાય છે, એટલે કે તેનો અર્થ સમજી શકે છે.

## ખંજનસિદ્ધિ

ખંજન પક્ષી આમ તો જલ્દી જોવામાં આવતું નથી. વળી જ્યારે તેના મસ્તકે માંજર આવે છે, ત્યારે તે અદૃશ્ય બની જાય છે. દાખલા તરીકે એ વખતે તે પાંજરામાં પૂરાયેલું હોય તો આપણી નરી આંખે દેખાતું નથી. એનું કારણ તેની માંજરમાં રહેલાં એક પ્રકારનાં કિરણો છે.

'ॐ तिमिरनाश्यै ह्रीँ' તિમિરનાશિની દેવીની પૂજા કરીને આ મંત્રનો દશ હજાર જપ કરવાથી સિદ્ધિ થાય છે. એટલે કે ત્યારથી ખંજન પક્ષી બધો વખત તેના જોવામાં આવે છે અને તે એની બોલીનો અર્થ સમજી શકે છે.

અદૃશ્ય થવાના તંત્રપ્રયોગમાં ખંજનપક્ષીની આંજરનો ઉપયોગ થાય છે, એ હકીકત અમને એક મંત્ર-વિશારદ પાસેથી જાણવા મળી છે.

## દેડકાની બોલીનું જ્ઞાન

'ॐ क्राँ क्राँ में में ।' આ મંત્રનો નદીનાં તટ પર બેસીને પવિત્ર વસ્ત્ર પરિધાન કરવાપૂર્વક સાત દિવસ સુધી જપ કરવો જોઈએ. પ્રતિદિન એક હજાર જપ કરવો આવશ્યક છે. આ મંત્રના પ્રભાવથી સાધક દેડકાની બોલીનો અર્થ સમજી શકે છે અને ભૂત-ભવિષ્યની કેટલીક ઘટનાઓ જાણી શકે છે.

## ગાયની બોલીનું જ્ઞાન

'ॐ कं लं ।' શુદ્ધ વસ્ત્ર ધારણ કરીને ત્રણ દિવસ સુધી પ્રતિદિન આ મંત્રનો દશ હજાર જપ કરવો. પછી સતીદેવીનું પૂજન કરી ધ્યાન ધરવું. તેમાં સતીદેવીને બે ભુજાવાળી, સમસ્ત આભૂષણો ધારણ કરેલી અને અનેક શુભ લક્ષણોથી સંપન્ન ચિંતવવી. આથી દેવી પ્રસન્ન થઈને દર્શન આપશે તથા ગાયોની સંખ્યામાં વૃદ્ધિ કરી આપશે. વિશેષમાં ત્યારથી મંત્રસાધકને ગાયની બોલીનો અર્થ સમજાશે.

## હરણની બોલીનું જ્ઞાન

''ॐ श्रों श्रों ह्रों ह्रीं स्वाहा ।' બીલીના વૃક્ષના મૂળમાં બેસીને ગંધ, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય આદિ નાનાવિધ

ઉપચારોથી લક્ષ્મીદેવીનું પૂજન કરવું તથા નીચે પ્રમાણે ધ્યાન ધરવું :—

'લક્ષ્મીદેવી નીલવસ્ત્ર, અંગરાગ, બંને હાથમાં કમળ તથા કુંભ ધારણ કરી રહેલી છે.'

પછી ઉક્ત મંત્રનો દશ હજાર જપ કરવો, એટલે લક્ષ્મીદેવી પ્રસન્ન થશે અને સાધકને યથેષ્ટ ધન આપશે તથા તેની કૃપાથી સાધક હરણની બોલીનો અર્થ સમજી શકશે.

## ઘેટાંની બોલીનું જ્ઞાન

'ॐ लं लं क्लीँ क्लीँ स्वाहा ।' આ કોંકણા વિદ્યાનો પાઠ છે. તે જપવાનો વિધિ એવો છે કે પ્રથમ ગેંડાના લીલા ચામડા પર બેસી કોંકણાદેવીનું ધ્યાન ધરવું. તે આ પ્રમાણે : 'કોંકણાદેવીનો વર્ણ સ્વર્ણ સમાન છે. તેણે લાલ વસ્ત્ર પહેરેલું છે તથા અનેક આભૂષણો ધારણ કરેલાં છે, તે બે ભુજાઓવાલી તથા અત્યંત સુંદર છે.'

આ ધ્યાન ધર્યા પછી ઉક્ત મંત્રનો દશ હજાર જપ કરવો. તેથી કોંકણા દેવીની કૃપા પ્રાપ્ત થાય છે અને તેના લીધે ઘેટાંની બોલીનો અર્થ સમજી જકાય છે.

## કાગડાની બોલીનું જ્ઞાન

'ॐ क्रां का का ।' મસ્તક પર કાગડાની પૂંછ

રાખીને ચિતાસન પર બેસીને આ મંત્રનો છ હજાર જપ કરવો. આ સાધનમાં પૂજા અને હોમની આવશ્યકતા નથી. આ મંત્રજપ રાત્રિના સમયે કરવો જોઈએ.

આ સાધનથી સાધકને કાગડાની બોલીનું જ્ઞાન થાય છે અને તેના લીધે સર્વ વિષયોની સત્યાસત્યતા જાણી શકે છે.

## જલચર પક્ષીઓની બોલીનું જ્ઞાન

'ॐ तिमिरनाश्यै ह्रीँ ।' ખંજન પક્ષીની સિદ્ધિ જેવો જ આ મંત્ર છે. તેનો સ્મશાનભૂમિમાં બેસીને છ હજાર જપ કરતાં સાધકને બધા જલચર પક્ષીઓની બોલીનો અર્થ સમજાય છે તથા તે પક્ષીઓને પોતાની પાસે બોલાવીને વશ કરી શકે છે.

## બગલાની બોલીનું જ્ઞાન

'ॐ क्लीँ केलि केलि क्लीँ' પ્રથમ આ મંત્રનો સાત હજાર જપ કરવો. પછી બીલીના વૃક્ષના મૂળ ઉપર બેસીને 'ॐ कोल कोल स्वाहा' એ મંત્રનો દશ હજાર જપ કરવાથી બગલાની બોલીનો અર્થ સમજી શકાય છે.

## ચકલાની બોલીનું જ્ઞાન

'ॐ स्फें चाटु चाटु ।' આ મંત્રનો સાત હજાર જપ કરીને કાલિકાની પૂજા કરવાથી ચકલાની બોલીનો અર્થ સમજી શકાય છે.

## પોપટ-મેનાની બોલીનું જ્ઞાન

'ॐ ह्रीँ शुक शुक बोधय बोधय स्वाहा।'

આ મંત્રનો દશ હજાર જપ કરવાથી સાધકને પોપટની બોલીનું જ્ઞાન થાય છે, પણ સાધકે વ્રતી બનીને રાત્રિના સમયે આ મંત્રનો જપ કરવો જોઈએ. આ સાધનથી મેનાની બોલીનો અર્થ પણ સમજી શકાય છે.

## સારસની બોલીનું જ્ઞાન

'ॐ लं में में।' હવિષ્યાન્નનું ભોજન કરીને વિશુદ્ધ તથા એકાગ્ર મનથી જલની અંદર જઈને આ મંત્રનો ૭૦,૦૦૦ જપ કરતાં સાધકને સારસની બોલીનો અર્થ સમજાય છે તથા તે ઘણી ઘણી બાબતો જાણી શકે છે.

## કબૂતરની બોલીનું જ્ઞાન

'ॐ स्फें हुं हुं स्वाहा।' આ મંત્રનો દશ હજાર જપ કરે તથા શામળાના વૃક્ષના મૂળ ઉપર બેસી કાલિકા દેવીની વિધિસર પૂજા કરે તો કબૂતર સિદ્ધ થાય છે અને સાધક તેની બોલીનો અર્થ સમજી શકે છે.

તે માટે બીજો મંત્ર 'ॐ कौबेर हुं।' છે. તેનો પચાસ હજાર જપ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે અને કબૂતરની બોલીનો અર્થ સમજી શકાય છે. જપ કરતાં પહેલાં કાલિકા દેવીનું પૂજન કરવું આવશ્યક છે.

અરબી ભાષામાં मनतिकुत्तेर-( પક્ષીઓની બોલીઓ ) નામનો ગ્રંથ છે. તે હજી સુધી અમારા જોવામાં આવ્યો નથી, પણ આ વિષયમાં ઊંડા ઊતરનારે તે ગ્રંથ પણ ગમે ત્યાંથી મેળવી લઈ અધ્યયન કરવું જોઈએ.

[ ૨૬ ]

# ગારુડ–તંત્ર

## [ સર્પનું વિષ ઉતારવાની વિદ્યા ]

ગારુડ–તંત્ર કે ગારુડવિદ્યા મુખ્યત્વે સર્પને અનુલક્ષીને યોજાયેલી છે અને તેના વિષનું નિવારણ કરવા માટે જુદા જુદા ઉપાયો બતાવે છે. વિક્રમની બારમી સદી લગભગ શ્રીમલ્લિષેણે **ભૈરવ–પદ્માવતી–કલ્પ** નામના એક મહત્ત્વ પૂર્ણ તંત્રગ્રંથની રચના કરેલી છે. તેનો દશમો અધિકાર ખાસ ગારુડવિદ્યાનું નિરૂપણ કરવા માટે જ યોજાયેલો છે. અન્ય તંત્રગ્રંથોમાં પણ આ વિદ્યાના ઉલ્લેખો તો આવે જ છે, પણ તેનું પદ્ધતિસરનું જે નિરૂપણ અહીં જોવામાં આવે છે, તે અન્યત્ર જોવા મળતું નથી.

આ નિરૂપણમાં ગારુડવિદ્યાના આઠ અંગોની રજૂઆત કરવામાં આવી છે, તે આ પ્રમાણે: (૧) સંગ્રહ, (૨) અંગન્યાસ, (૩) રક્ષા, (૪) સ્તોભ, (૫) સ્તંભન, (૬) વિષનાશન, (૭) સચોદ્ય અને (૮) ખટિ. કાફણિ દર્શન.

તેમાં સર્પથી ડસાયેલા જીવિત અથવા મૃતને જાણવાના ઉપાયને 'સંગ્રહ' કહ્યો છે; શરીરના અવયવોમાં મંત્રબીજોની સ્થાપના કરવી, તેને 'અંગન્યાસ' કહ્યો છે; શરીરની રક્ષા કરવી તેને 'રક્ષા' કહેલી છે; દષ્ટ એટલે ડંસાયેલી વ્યક્તિને જગાડવાની ક્રિયાને 'સ્તોભ' કહેલ છે; વિષ ન વધવા દેવાની ક્રિયાને 'સ્તંભન' કહેલ છે; વિષ દૂર કરવાની ક્રિયાને 'વિષ નાશન' કહેલ છે; સર્પની સાથે અમુક પ્રકારની ક્રિયા કરવી, તેને 'સચોદ્ય' કહેલ છે અને ખટિકાના નાગમાં દંશ દેવાની શક્તિ ઉત્પન્ન કરવી, તેને 'ખટિકાફણિદર્શન' કહેલ છે.

## સંગ્રહવિધાન

જો સર્પદંશ થયાની ખબર લાવનારો દૂત ચંદ્રસ્વરમાં સમ અક્ષર કહે તો સમજવું કે સર્પદષ્ટ વ્યક્તિ બચી જશે અને સૂર્યસ્વરમાં વિષમ અક્ષર કહે તો સમજવું કે તેનું મૃત્યુ થશે.

બુદ્ધિમાન પુરુષે દૂતના મુખમાંથી નીકળેલા અક્ષરોને ગણીને એના બમણા કરવા અને ત્રણે ભાગ દેવો. જો શેષ શૂન્ય હોય તો મૃત્યુ જાણવું, અન્યથા જીવિત રહેશે, એમ સમજવું.

દાખલા તરીકે દૂતે સમાચારમાં ૨૭ અક્ષર કહ્યા, તો ૨૭ × ૨ = ૫૪ ÷ ૩ = ભાગફળ ૧૮ અને શેષ ૦. તો સર્પદષ્ટ મનુષ્ય બચે નહિ. હવે તે જ દૂતે જો ૨૮ અક્ષર

કહ્યા હોત તો ૨૮ × ૨ = ૫૬ ÷ ૩ = ૧૮ ભાગફળ અને ૨ શેષ. એટલે તે મનુષ્ય જીવતો રહે, એમ જાણવું.

સ્વરોદય અને ગણિતની આ એક મિશ્ર પ્રક્રિયા છે. અન્ય પ્રકારના ભવિષ્યો જોવા માટે પણ એ સમયમાં આવી જ પ્રક્રિયાઓનો ઉપયોગ થતો.

જો 'ह्रां वं क्षः' એ મંત્ર ભણીને દષ્ટ વ્યક્તિ ઉપર પાણી છાંટવામાં આવે અને તે કંપવા લાગે અથવા નેત્ર હલાવવા લાગે તો તે જીવશે, અન્યથા નિશ્ચિત મૃત્યુ સમજવું.

## અંગન્યાસવિધાન

તે પછી અંગન્યાસનું વિધાન કરતાં જણાવ્યું છે કે 'क्षि प ॐ स्वा हा ।' એ પાંચ મંત્રબીજોને ક્રમશઃ નીચે પ્રમાણે અંગોમાં સ્થાપન કરવાં :

'क्षि' બીજ પીતવર્ણનું બંને પગમાં.
'प' બીજ શ્વેતવર્ણનું નાભિમાં.
'ॐ' બીજ કાંચન (કેશરી કે લાલ) વર્ણનું હૃદયમાં.
'स्वा' બીજ નીલવર્ણનું મુખમાં.
'हा' બીજ ઈન્દ્રધનુષ્યના વર્ણનું શિરમાં.

અન્ય તંત્રગ્રંથોમાં આ પાંચ મંત્રબીજોને ગારુડ-મંત્રનાં બીજ કહેલાં છે.

## રક્ષાવિધાન

'રક્ષા' અંગે કહ્યું છે કે એક ચતુર્દલ કમલની કર્ણિકામાં નામસહિત 'ह्रा' શબ્દ લખવો અને ચારેય દલોમાં 'क्षि प ॐ स्वा લખી હ્રાઁકારથી વેષ્ટિત કરી क्रों બીજથી તેનો નિરોધ કરવો. આ યંત્ર ચંદનથી ભોજપત્ર પર લખીને દષ્ટ પુરુષના ગળામાં બાંધી દેવો.

## સ્તોભનવિધાન

'क्षि प ॐ स्वा हा।'

આ મંત્રને મધ્યમા આંગળી પર જપવાથી દષ્ટ પુરુષ કંઈક જાગવા લાગે છે.

## સ્તભંનવિધાન

'क्षि प ॐ स्वा स्तम्भय स्तम्भय क्षि ।'

આ મંત્રને ડાબા હાથના અંગૂઠા પર જપવાથી વિષનું સ્તંભન થાય છે.

## વિષનાશન વિધાન

'प क्षि ॐ स्वा सम्प्लावय सम्प्लावय' આ મંત્રને ડાબા હાથની તર્જની દ્વારા ચલાવવાથી વિષ તરત દૂર થાય છે.

## સચોધવિધાન

### વિષસંક્રમણ મંત્ર

'स्वा ॐ पक्षि हा संक्रम संक्रम व्रज व्रज ।'

આ મંત્ર અનામિકા દ્વારા જપવાથી વિષનું સંક્રમણ થાય છે.

## નાગાવેશન મંત્ર

'हा प ॐ स्वा क्षिं संक्षिपहः पक्षिपहः'

આ મંત્રને ડાબા હાથની કનિષ્ઠિકા આંગળી દ્વારા જપવાથી દષ્ટ મનુષ્યના શરીરમાં નાગ આવેશ કરે છે.

પછી નીચે લખેલો ભેરુંડા દેવીનો મંત્ર દષ્ટ વ્યક્તિના કાનમાં કહેવાથી તથા તેને સુવર્ણ રેખામંત્ર વડે જલથી સ્નાન કરાવવાથી ચડેલું સર્પનું વિષ ઉતરી જાય છે.

## ભેરુંડા દેવીનો મંત્ર

'ॐ एकहि एकमाते भेरुण्डा विज्जाभविकज करंडे तन्तु मन्तु अमोसइ हुंकारेण विस णासइ थावर जंगम कित्तिम अंगज ह्रीँ देवदत्तस्य विषं हर हर हुं फट् ।

અહીં દેવદત્તની જગ્યાએ દષ્ટ વ્યક્તિનું નામ બોલવું.

## સુવર્ણરેખામંત્ર

'ॐ सुवर्णरेखे कुक्कुटविग्रहरूपिणी स्वाहा ।'

## બીજો વિષનાશન મંત્ર

'क्षिप स्वाहा' આ મંત્ર ઘડાના જલથી અભિમંત્રિત કરીને માથાથી પગ સુધી છાંટવાથી વિષ ઉતરી જાય છે.

## આઠ પ્રકારના નાગનું વર્ણન

અનંત, વાસુકિ, તક્ષક, કર્કોટ, પદ્મ, મહાપદ્મ, શંખપાલ અને કુલિક એ નાગના આઠ ભેદો છે.

તેમાં વાસુકિ અને શંખપાલ નાગ ક્ષત્રિય કુલોત્પન્ન, રક્તવર્ણના અને પૃથ્વીના ઘણા કાતિલ વિષવાળા હોય છે; અનંત અને કુલિક નાગ બ્રાહ્મણ કુલોત્પન્ન, ચન્દ્ર સમાન ઉજ્જવલ વર્ણવાળા તથા અગ્નિના વિષવાળા હોય છે; તક્ષક અને મહાપદ્મ વૈશ્ય કુલોત્પન્ન, પીળા રંગના અને વાયુના વિષવાળા હોય છે, જય અને વિજય નાગ દેવકુલના હોય છે, તે આશીવિષ કહેવાય છે. પરંતુ તે આ પૃથ્વી પર હોતા નથી, એટલે અહીં તેનું વર્ણન કરેલું નથી.

## વિષોનું લક્ષણ

પૃથ્વીવિષથી શરીર ભારે, જડ અને સન્નિપાતની અસરવાળું બની જાય છે. જલવિષથી મોઢામાંથી લાળ પડે છે તથા ગળવા માંડે છે. અગ્નિવિષથી ગંડસ્થળ ફૂલવા લાગે છે અને નેત્રોથી જોઈ શકાતું નથી. વાયુના વિષથી શરીરમાં ચંચલતા, નિદ્રા ન આવવી તથા મુખશોષણ આદિ લક્ષણો પ્રકટ થય છે

વિષને દૂર કરવા માટે નીચે જણાવેલા મંત્રને ૧૦૮ વાર ભણીને દષ્ટ વ્યક્તિની સામે ખૂબ વાજાં વગાડવાં.

'ॐ नमो भगवति वृद्धगरुडाय सर्वविषविनाशिनि छिन्द छिन्द भिन्द भिन्द गृह्ण गृह्ण एहि एहि भगवति! विद्ये हर हर हुं फट् स्वाहा।

તે પછી મંત્રી સર્પદષ્ટ વ્યક્તિની જમણી બાજુએ બેસીને ડાબા હાથના અંગૂઠા તથા તર્જની આંગળીથી અર્ધચંદ્રમુદ્રા બનાવીને કહે 'तवगौरिदानीं तस्कर लोकेन नीता—અર્થાત 'તારી ગાયો હમણાં જ ચોર લોકો લઈ ગયા.' પછી એ દષ્ટ વ્યક્તિને પગેથી ઠેબું મારીને કહે 'ભાગી જા' આ મંત્રનું સામર્થ્ય એવું છે કે તે દષ્ટ વ્યક્તિ એને સાંભળતાં જ ભાગવા માંડે છે.

## નાગાકર્ષણમંત્ર

'ॐ चिरि चिरि इन्द्रवारुणि एहि एहि कट्टु कट्टु स्वाहा।'

આ નાગાકર્ષણ મંત્ર એક લાખ જપ અને દશાંશ હોમથી સિદ્ધ થાય છે.

## નિર્વિષીકરણ મંત્ર

'ॐ नमो भगवते पार्श्वतीर्थङ्कराय हंसः महाहंसः पद्महंसः शिवहंसः कोपहंसः उरगेशहंसः पक्षि महाविषभक्षि हुँ फट्।

આ મંત્ર ધીરે ધીરે બોલવાથી સર્પનું વિષ ઉતરી જાય છે અને ફરી સર્પ ડસે તો પણ ચડતું નથી.

શ્રી પાર્શ્વનાથ ભગવાનના નામમાં પણ એવો ચમત્કાર હતો કે તે ગ્રહણ કરતાં જ સાપનું વિષ ચડે નહિ અને તેનો જપ કરતાં દષ્ટ મનુષ્ય નિર્વિષ બની જાય. આ સંબંધમાં અમે '**મહા પ્રભાવિક ઉવસગ્ગહરં સ્તોત્ર**'માં વિસ્તૃત વિવેચન કરેલું છે, તે જિજ્ઞાસુઓએ તેમાંથી જોઈ લેવું.

## સ્તંભનમંત્રો

'ૐ હ્રીઁ શ્રીઁ ગ્લૌઁ હું ક્ષૂં ઠઃ ઠઃ ।'

આ મંત્રનો જપ કરવાથી સર્પનું મુખ બંધ થઈ જાય છે. 'હું ક્ષૂં ઠઃ ઠઃ' એ મંત્રથી સર્પની ગતિ બંધ થઈ જાય છે. 'હ્રાં ક્ષ્રાં ઠઃ ઠઃ' એ મંત્રથી સર્પની દૃષ્ટિ સ્તંભિત થઈ જાય છે.

## સર્પ કુંડાળું બનાવે તેનો મંત્ર

'ॐ सुवर्णरेखाय गरुडाज्ञापयति कुण्डलीकरणं कुरु कुरु स्वाहा ।'

આ મંત્ર ભણવાથી સર્પ કુંડાળું વાળીને પડયો રહે છે.

## સર્પને ઘડામાં પૂરવાનો મંત્ર

'ॐ ललललल स्वाहा ।'

આ મંત્ર ભણવાથી સર્પ ઘડામાં દાખલ થઈ જાય છે.

## નાગસ્તંભનરેખાનો મંત્ર

'ॐ ह्रीँ ह्रीँ गरुडाय ठः ठः।'

આ મંત્ર ભણીને રેખા દોરવામાં આવે તો સર્પ કદી પણ તેનું ઉલ્લંઘન કરી શકતો નથી.

## અટિકાફણિદશનવિધાન

અહીં લખવા જેવું નથી, એટલે લખતા નથી.

## વિષનાશક તંત્ર

અગથિયો, આસગંધ, તુરિયાં, કંકોડી, કડવી તુંબડી, કુંવારપાઠું, સૂંઠ, પીપર, કાળામરી, કઠ (ઉપલેટ) અને ઈંદ્રજવ સૂંઘાડવાથી તથા પાવાથી સ્થાવર અને જંગમ બધાં વિષ દૂર થાય છે.

બીજો ખંડ સમાપ્ત

# મંત્રદિવાકર

ત્રીજો ખંડ

મંત્ર-યંત્ર-કલ્પસંગ્રહ

# દેવી-દેવતાના મૂળ મંત્રો

## શ્રી અરિહંત

'ॐ ह्रीँ अर्हँ नमः ।'

જપસંખ્યા-૧,૨૫,૦૦૦. ફલ-સર્વકામનાપૂર્તિ.

## શ્રી પાર્શ્વનાથ

'ॐ ह्रीँ अर्हँ श्रीपार्श्वनाथाय नमः ।'

જપસંખ્યા-૧,૨૫,૦૦૦. ફલ-સર્વકામનાપૂર્તિ.

## શ્રી પદ્માવતીદેવી

'ॐ ह्रीँ ऐँ क्लीँ श्रीपद्मावतीदेव्यै नमः ।'

જપસંખ્યા-૧,૨૫,૦૦૦. ફલ-સર્વકામનાપૂર્તિ.

## શ્રી દક્ષિણામૂર્તિ

'ॐ ह्रीँ दक्षिणामूर्तये तुभ्यं वटमूलनिवासिने ।
ध्यानैकनिरताङ्गाय नमो रुद्राय शम्भवे ॐ ह्रीँ ॥'

જપસંખ્યા-૩, ૨૦, ૦૦૦. ફલ-સર્વકામનાપૂર્તિ.

## શ્રી પંચમુખ મહાદેવ

'ॐ ह्रौँ ।'

જપસંખ્યા–૫,૦૦,૦૦૦. ફલ–સર્વકામનાપૂર્તિ.

## શ્રી ચામુંડાદેવી

'ॐ ऐँ ह्रीँ क्लीँ चामुण्डायै विच्चे ।'

જપસંખ્યા–૯,૦૦,૦૦૦. ફલ–સર્વકામનાપૂર્તિ.

## શ્રી લક્ષ્મીદેવી

'ॐ ऐँ श्रीँ ह्रीँ क्लीँ ।'

જપસંખ્યા–૧૨,૦૦,૦૦૦. ફલ–ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ.

## શ્રી સરસ્વતીદેવી

'ॐ ह्रीँ ह्सौं सरस्वत्यै नमः ।'

જપસંખ્યા–૨,૦૦,૦૦૦. ફલ–વિદ્યાપ્રાપ્તિ.

## શ્રી કાલીમાતા

'ॐ क्लीँ ह्रीँ ह्रीँ दक्षिणकालिके स्वाहा ।'

જપસંખ્યા–૨,૦૦,૦૦૦. ફલ–સર્વકામનાપૂર્તિ.

## શ્રી મહાગણેશ

'ॐ ह्रीँ गं ह्रीँ महागणपतये स्वाहा ।'

જપસંખ્યા–૧,૦૦,૦૦૦. ફલ–સર્વકામનાપૂર્તિ.

## શ્રી સૂર્યનારાયણ

'ॐ नमो नारायणाय।'

જપસંખ્યા-૧૬,૦૦,૦૦૦. ફલ-સર્વકામનાપૂર્તિ.

વિષ્ણુ-ભગવાનનો મંત્ર પણ આ જ છે.

જપસંખ્યા, ફલ વગેરે પણ તેમજ જાણવું.

## શ્રી રામ

'ॐ रां रामाय नमः।'

જપસંખ્યા ૬,૦૦,૦૦૦ ફલ-જ્ઞાન અને ઐશ્વર્યની પ્રાપ્તિ.

## શ્રી કૃષ્ણ

'ॐ क्लीँ कृष्णाय गोविन्दाय गोपीजनवल्लभाय स्वाहा।'

જપસંખ્યા-૧૦,૦૦,૦૦૦. ફલ-ભક્તિ, જ્ઞાન અને ઐશ્વર્યની પ્રાપ્તિ.

## શ્રી બાલગોપાલ

'ॐ क्लीँ कृष्णाय नमः।

જપસંખ્યા-૧,૦૦,૦૦૦. ફલ-ભક્તિ, જ્ઞાન અને ઐશ્વર્યની પ્રાપ્તિ.

## શ્રી નૃસિંહદેવ

'ॐ आँ ह्रीँ क्ष्रौं क्रौं हुं फट्।'

જપસંખ્યા-૬,૦૦,૦૦૦. ફલ-સર્વકામનાપૂર્તિ

[ ૨૮ ]

## ભૂત–પ્રેતાદિને લગતા મંત્રો

જે જીવોની સંસારમાં તીવ્ર વાસના રહી જાય છે, તે મૃત્યુ બાદ ભૂત–પ્રેત વગેરે રૂપે આ દુનિયામાં ફરતા રહે છે અને લાગ મળતાં કોઈ સ્ત્રી કે પુરુષના શરીરમાં દાખલ થઈ વિવિધ પ્રકારે પોતાની વાસનાની તૃપ્તિ કરે છે.

આ ભૂત–પ્રેત વગેરેને જો વશ કરવામાં આવે તો તે મનમાન્યું કામ કરી આપે છે. સિદ્ધરાજ જયસિંહે બાબરા ભૂતને વશ કર્યો હતો, તો તેણે તેમનું ચીંધેલું અનેક પ્રકારનું કાર્ય કર્યું હતું અને તેની યશકલગીમાં વધારો કર્યો હતો. આવા બીજા પણ અનેક દાખલાઓ છે, પરંતુ ભૂત–પ્રેતની સાથે કામ લેતાં પહેલાં સાધકે ખૂબ ખૂબ વિચાર કરવો જોઈએ અને કોઈ અનુભવીનું માર્ગદર્શન મળે તો જ તે માર્ગે આગળ વધવું જોઈએ. અન્યથા પાગલ થઈ જવાનો કે પ્રાણહાનિ થવાનો પણ સંભવ છે.

ભૂત, પ્રેત. પિશાચ, રાક્ષસ, બ્રહ્મરાક્ષસ, મુંજ, પિતર, વીર, વેતાળ, ચૂડેલ, ડાકિણી, શાકિણી, યક્ષિણી, પીર, ખવીસ, જીન વગેરેની ગણના ભૂતપ્રેતાદિમાં થાય છે અને તેને વશ કરવાના તથા વળગાડ થયો હોય તો તે દૂર કરવાના પ્રયોગો અજમાવાય છે.

ભૂત-પ્રેતને વશ કરવા માટે એક મંત્ર આ પ્રકારનો છે :

'ॐ ह्रीँ क्रौँ क्रौँ क्रु फट् फट् क्रट्र क्रट्र ह्रीँ ह्रीँ भूतप्रेत भूतिनि प्रेतिनि आगच्छ आगच्छ ह्राँ ह्रीँ ठः ठः ।

રાત્રિના સમયે નિર્જન વટવૃક્ષના નીચે બેસીને આ મંત્રનો ૮૦૦૦ જપ કરવો જોઈએ. બીજા દિવસે ધૂપ વગેરેથી પૂજા કરી ફરી તે જ સ્થળે રાત્રિએ જપ કરવો જોઈએ. એ રીતે જ્યારે અર્ધરાત્રિના સમયે ભૂત, પ્રેત અથવા ભૂતિની કે પ્રેતિનીમાંથી કોઈ પણ હાજર થાય ત્યારે સાધકે ગંધ અને અર્ધ્ય દ્વારા તેની પૂજા કરવી. તેથી હાજર થનાર ભૂત, પ્રેત, ભૂતિની કે પ્રેતિની સાધકને જોઈએ તે વરદાન આપશે અને સદા તેના વશમાં રહેશે.

પરંતુ આ વખતે સાધકે ગમે તેવાં દૃશ્યથી ભીતિ પામવી નહિ. હૃદય મજબૂત રાખીને કામ લેવું, કારણ કે ઘણા સાધકો ભૂત કે પ્રેત હાજર થતાં જ ભયભીત થઈ જાય છે અને તેની સાથે કામ લઈ શકતા નથી.

કેટલાક કહે છે કે આ રીતે ભૂત કે પ્રેત હાજર

થાય કે તરત જ તેની ચોટલી પકડી લેવી, એટલે તે વશ થાય છે. આમાં કેટલું તથ્ય છે, તે તો અનુભવીઓ જ કહી શકે.

ઉડ્ડીશતંત્રમાં કહ્યું છે કે ભૂતિની, કુંડલધારિણી, સિંદૂરિણી, હારિણી, નટી, અતિનટી, ચેટિકા, કામેશ્વરી અને કુમારિકા આદિ અનેકરૂપ ધારણ કરનારી હોય છે અને સાધકની ઇચ્છા અનુસાર સ્ત્રી, માતા કે બહેનના ભાવથી એની કામનાઓ પૂર્ણ કરે છે. તે માટે નીચેનો મંત્ર ઉપયોગી છે:

'ॐ ह्रौं क्रूं क्रूं क्रूं कटु कटु अमुकी देवी वरदा सिद्धिदा च भव ॐ अः।'

રાત્રિના સમયે ચંપક વૃક્ષની નીચે બેસીને વિધિસર પૂજન કર્યા પછી ગુગળનો ધૂપ દેવો અને આઠ હજાર મંત્રજપ કરવો. સાતમા દિવસે અર્ધરાત્રિએ ભૂતિની આદિ દેવી જે નામથી જપ કર્યો હશે, તે આવશે. તેને ચંદન અને જલનું અર્ઘ્ય આપવું, એટલે તે પ્રસન્ન થશે, તે માતારૂપે આવશે તો વસ્ત્ર, આભૂષણ, ભોજન દેશે, બહેન તરીકે આવશે તો કોઈ સુંદર સ્ત્રી લાવીને અર્પણ કરશે અને સ્ત્રીરૂપે પ્રકટ થશે તો વિવિધ પ્રકારના મનોરથોની સિદ્ધિ કરશે.

જો પિશાચને સિદ્ધ કરવો હોય તો નીચેનો મંત્ર ઉપયોગી છે:

'ॐ प्रथ प्रथ फट् फट् हुं हुं तर्ज तर्ज विजय विजय जय जय प्रतिहत कटु कटु विसुर विसुर स्फुर स्फुर पिशाच-साधकस्य मे वशं आनय आनय पच पच चल चल स्वाहा।

અને પિશાચિનીને સિદ્ધ કરવી હોય તો નીચેનો મંત્ર ઉપયોગી છે :

ॐ फट् फट् हुँ हुँ अः भोः भोः पिशाचि भिन्द भिन्द छिन्द छिन्द लह लह दह दह पच पच मर्दय मर्दय पेषय पेषय धून धून महासूरपूजिते हुँ हुँ स्वाहा।'

પરંતુ આ મંત્રજપ સ્મશાનમાં જઈને રાત્રિએ એઠા મોઢે કરવાનો હોય છે અને તેની દશ લાખ જપથી સિદ્ધિ થાય છે. વળી તે કોઈ બીજો મનુષ્ય જોઈ લે તો નિષ્ફળ જાય છે, એટલે આ સાધના ઘણી જ કઠિન છે. પિશાચ કે પિશાચિની સિદ્ધ થયે અનેક પ્રકારનાં ધારેલાં કાર્યો થઈ શકે છે.

ડાકિની એટલે ડાકણને સિદ્ધ કરવા માટેનો એક મંત્ર આવો છે :

'डं डां डिं डीं ह्रीं घूँ घूँ चालिनि मालिनि डाकिनि सर्वसिद्धिं प्रयच्छ फट् स्वाहा।'

શીમળાના ઝાડ નીચે ઊર્ધ્વબાહુ બેસીને સમસ્ત રાત્રિમાં આ જપ કરવો જોઈએ. છ વર્ષ પર્યંત આ રીતે જપ કરવાથી સિદ્ધિ થાય છે અને તેના લીધે અદ્‌ભુત સામર્થ્ય આવે છે.

ભૂત–પ્રેતને વશ કરવાનો એક મંત્ર નીચે પ્રમાણે જોવામાં આવ્યો છે, 'ૐ ह्राँ ह्रीँ श्रोँ क्ऌीँ नमः।' તેનો વિધિ એવો છે કે પીંપળાના ઝાડ નીચે જઈને આ મંત્રનો ૯૨,૦૦૦ જપ કરવો તથા ઘી–દૂધનું નૈવેદ્ય ધરાવવું, એટલે ભૂત કે પ્રેત હાજર થાય છે અને તે આપણને વશ રહે છે તથા રાત્રિદિવસ સેવા કરે છે.

## ભૂતનાશનમંત્ર પ્રયોગો

ભૂત–પ્રેત આદિનો વળગાડ થતાં મનુષ્યની હાલત ઘણી કઢંગી બને છે. તે દૂર કરવા માટેના બે મંત્ર-પ્રયોગો અહીં રજૂ કરવામાં આવે છે.

(૧) 'ॐ नमः काली कापाली दहि दहि स्वाहा।'

આ મંત્રને દશ હજાર જપથી સિદ્ધ કરવો. પછી જરૂર લાગતાં ૧૦૮ વાર મંત્ર ભણી તેલને અભિમંત્રિત કરવું અને રોગીના શરીર પર લગાડવું, તેથી ભૂતનો વળગાડ દૂર થશે.

(૨) 'ॐ नमः श्मशानवासिने भूतादीनां पलायनं कुरु कुरु स्वाहा।'

પ્રથમ આ મંત્રને દશ હજાર જપથી સિદ્ધ કરવો. પછી જરૂર પડે ત્યારે રવિવારના દિવસે શીરીષ વૃક્ષનાં પાંદડાં તથા ફૂલ લાવી, તેમાં ઘૂવડ, કૂતરા અને બીલાડાની વિષ્ઠા,

ઊંટના વાળ, છાણ, ગંધક, સફેદ ચણોઠી અને સરસિયું તેલ મેળવી ઉપરનો મંત્ર ૧૦૮ વાર ભણી તે અભિમંત્રિત કરવું. તેનો ધૂપ દેવાથી ભૂત-પ્રેત, રાક્ષસ, વૈતાલ, ડાકિની શાકિની આદિનો વળગાડ દૂર થઈ જાય છે.

ભૂત-પ્રેતો અંગે વિશેષ જાણવા ઇચ્છનારે સ્પિરિચ્યુએલિઝમ એટલે પ્રેતાવાહનવિદ્યા સંબંધી પ્રગટ થયેલું સાહિત્ય વાંચવું જોઈએ. તેમાં ભૂત-પ્રેતને બોલાવવાની રીતોથી માંડીને તેમની પાસેથી કામ લેવા સુધીની અનેક પ્રક્રિયાઓ બતાવી છે.

[ ૨૯ ]

# ઉપયોગી મંત્રસંગ્રહ

## ઉન્માદનાશન મંત્ર

ધતૂરાનાં બીજ આદિ વસ્તુઓ ખવડાવવાથી કોઈ ને ઉન્માદ લાગુ પડ્યો હોય તો નીચેના મંત્રથી ૨૧ વાર અભિમંત્રિત કરેલું પાણી પાવું, તેથી ઉન્માદ દૂર થશે.

'ॐ नमो भगवते रुद्राय शूलपाणये पिशाचाऽधिपतये आवेशय कृष्णपिंगलाय फट् स्वाहा।'

## સુખપ્રસવમંત્ર-પહેલો

'मन्मथ मन्मथ वाहि वाहि लम्बोदरं मुंच स्वाहा।'

આ મંત્રને ૧૦૮ વાર જપવાથી ગર્ભિણી સ્ત્રીને સુખપૂર્વક પ્રસવ થાય છે.

## સુખપ્રસવમંત્ર-બીજો

'ॐ ऐँ ह्रीँ भगवति भगमालिनि चल चल, भ्रामय भ्रामय पुष्पं विकाशय विकाशय स्वाहा।'

આ મંત્રથી ૧૦૮ વાર અભિમંત્રિત કરેલું દૂધ ગર્ભિણી સ્ત્રીને પીવડાવવાથી સુખપૂર્વક પ્રસવ થાય છે.

## સુખપ્રસવમંત્ર-ત્રીજો

'ए ह्राँ ह्रीँ ह्रेँ ह्रौँ हः।'

આ મંત્રને ભોજપત્ર પર લખી મૂઢગર્ભવાળી સ્ત્રીને દેખાડી તેની શય્યા નીચે રાખવાથી સુખપૂર્વક પ્રસવ થાય છે.

## આત્મરક્ષામંત્ર

'ॐ नमः परब्रह्म परमात्मने मम शरीरं पाहि पाहि स्वाहा।'

આ મંત્રનો પ્રતિદિન ૧૦૮ વાર જપ કરવાથી પોતાના શરીરની રક્ષા થાય છે.

## પાદુકાસાધનામંત્ર

'ॐ नमश्चण्डिकायै गगनं गमय गमय चालय वेगवाहिनी ॐ ह्रीँ स्वाहा।'

આ મંત્ર 3 લાખ જપવાથી સિદ્ધ થાય છે. તેની પ્રયોગવિધિ નીચે મુજબ છે :

(૧) અશ્વગંધા, અંકોલનું તેલ તથા સરસવ એ બધાને સાથે વાટીને ઉક્ત મંત્રથી અભિમંત્રિત કરવાં. પછી પગમાં તેનો લેપ કરવાથી સો યોજન ચાલવાનું સામર્થ્ય આવે છે.

(૨) કંદુરી અને આંબળાનાં મૂળને અંકોલના તેલમાં વાટી કલ્ક બનાવવો. તેને ઉક્ત મંત્રથી અભિમંત્રિત કરવો. તેનો પગનાં તળિયામાં લેપ કરવાથી સો યોજન ચાલવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

## અદૃશ્ય થવાનો મંત્ર-પહેલો

'ॐ ह्रीँ ह्रीँ स्मशानवासिनी स्वाहा ।'

કાર્તિક માસની કૃષ્ણ ચતુર્દશીની રાત્રિએ સ્મશાનમાં જઈને આ મંત્ર જપવો તથા પૂજા આદિ કરવાં. તેનો કુલ એક લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે.

મંત્રસિદ્ધિ થયા પછી અંકોલના તેલમાં દીવો બાળીને કાજળ પાડવું. તે કાજળને અભિમંત્રિત કરી આંખમાં લગાડનારો મનુષ્ય કોઈથી દેખાતો નથી, પણ તે પોતે બીજાને જોઈ શકે છે.

## અદૃશ્ય થવાનો મંત્ર-બીજો

'ॐ कनकवती करवीरके स्वाहा ।'

કૃષ્ણ પક્ષની આઠમથી અમાસ સુધી રોજ ૩૦૦૦ જપ કરવા. દશાંશ કડવા લીંબડાની સમિધાઓથી ઘીનો હવન કરવો. તેની ભસ્મનું તિલક કરવાથી અદૃશ્ય થવાય છે.

## પાણી પર ચાલવાનો મંત્ર

'ॐ रामाय रमायै महेशाय महेशान्यै इन्द्राय इन्द्रा-

ण्यै ब्रह्मणे ब्रह्माण्यै नमो नमः रुद्राय रुद्राण्यै तोयं स्तम्भय वरुणं स्तम्भय शोषय गच्छ गच्छ पादुकां देहि देहि स्वाहा ।'

કૃષ્ણપક્ષની આઠમની રાત્રિએ નદીની પાસે આવેલી સ્મશાનભૂમિમાં જઈને ષોડશોપચાર વિધિથી નારાયણ, લક્ષ્મી, શિવ, દુર્ગા, ઇન્દ્ર, ઇન્દ્રાણી, બ્રહ્મ, બ્રહ્માણી, અને રુદ્ર, રુદ્રાણીનું વિધિવત્ પૂજન કરીને આ મંત્રનો ૧૦૦૮ જપ કરવો. આ રીતે એક વર્ષ સુધી દરેક અંધારી આઠમે આ પ્રમાણે પૂજન-જપ આદિ કરવાં.

મંત્રસિદ્ધિ થઈ ગયા પછી જ્યારે પણ ઇચ્છા થાય ત્યારે મંત્રનો ૧૦૮ વાર જપ કરીને પાણી પર ચાલી શકાશે. તે કદી પાણીમાં ડૂબશે નહિ.

## વિદ્યાપ્રાપ્તિનો મંત્ર

'ॐ ह्रीँ वेदमातृभ्यः स्वाहा ।'

૨૫,૦૦૦ જાપ કરી દશાંશ પંચમેવાનો હવન કરે તો મંત્રસિદ્ધિ થાય છે અને વિદ્યા મળે છે.

## અષ્ટમહાસિદ્ધિનો મંત્ર

'ॐ क्लीं पद्मावती स्वाहा ।'

આ મંત્રનો બાર લાખ જપ કરે, તથા પંચખાદ્ય (મેવા)નો દશાંશ હવન કરે તો અષ્ટ મહાસિદ્ધિ પ્રાપ્ત થાય છે.

## ઔષધિ ઉખાડવાનો મંત્ર

'ॐ ह्रीँ सर्वते सर्वते श्रीं क्लीं सर्वौषधि–प्राणदायिनी नैऋत्ये नमो नमः स्वाहा।'

આ મંત્ર બોલીને બધી જાતની ઔષધિ–વનસ્પતિની જડીબુટી ગ્રહણ કરવી જોઈએ. બહારગામ જતી વખતે જો આ મંત્ર જપવામાં આવે તો માર્ગનાં બધાં વિઘ્નો નાશ પામે અને સર્વ કાર્ય સિદ્ધ થાય.

## કાર્યની સફળતાનો મંત્ર

'ॐ नमो सिद्धविनायकाय सर्वकार्यकर्त्रे सर्वविघ्नप्रशमनाय सर्वराजवश्यकरणाय सर्वजनसर्वस्त्रीपुरुषाकर्षणाय श्रीँ ॐ स्वाहा।'

આ મંત્ર રોજ ૧૦૮ વાર જપીને જે કાર્ય કરે તે કાર્ય સફળ થાય.

## સર્વભોગપ્રાપ્તિનો મંત્ર

'ॐ जगत्त्रयमातृके पद्मनिधे स्वाहा।'

૨૫,૦૦૦ જપ કરી દશાંશ પંચખાદ્યનો (મેવાનો) હવન કરવો, એટલે દેવતા પ્રસન્ન થાય અને અન્નવસ્ત્ર વગેરે સર્વ ભોગ આપે.

## યુદ્ધમાં જયપ્રાપ્તિનો મંત્ર

'ॐ जीवपातलमर्दने हुं स्वाहा।'

આ મંત્રનો ૫૨,૦૦૦ જાપ કરી, સેવનીના ફૂલનો દશાંશ હવન કરે તો યુદ્ધમાં જય મળે અને અદ્‌ભુત બળ પ્રાપ્ત થઈને ઘા લાગે નહિ.

## ગણપતિ ચેટકમંત્ર

'ॐ ग्रौं ग्रं गणपतये नमः स्वाहा।'

પવિત્ર અને બ્રહ્મચારી રહીને આ મંત્રના એક લાખ જાપ કરવા. ભૂમિ પર શયન કરવું. દશાંશ પંચખાદ્યનો (મેવાનો) હોમ કરવાથી મંત્ર સિદ્ધ થાય. તેથી ઋદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત થાય અને વિઘ્નો દૂર થાય.

## અમૃતપ્રાપ્તિનો મંત્ર

'ॐ ह्रीँ चन्द्रिके हंसः स्वाहा।'

આ મંત્ર શુક્લપક્ષની ચાંદનીમાં એક લાખ જપે તો યક્ષિણીદેવી અમૃત આપે છે.

## અંજનપ્રાપ્તિનો મંત્ર

'ॐ हुँ मदनमेखले नमः स्वाहा।'

આ મંત્રને મધુવૃક્ષની નીચે ૧૪ દિવસ એક લાખ જપે તો મદનમેખલા પ્રસન્ન થઈને અંજન આપે છે.

## રસાયનપ્રાપ્તિનો મંત્ર

'ॐ ऐँ लक्ष्मी वं श्रीँ कमलधारिणी हंसः स्वाहा।'

આ મંત્રનો પોતાના ઘરમાં એક લાખ જાપ કરે, કરેણનાં પુષ્પ અને ઘૃતનો દશાંશ હવન કરે તો લક્ષ્મી યક્ષિણી રસાયણ આપે છે.

## નટીયક્ષિણીનો મંત્ર

'ॐ ह्रीँ नटि महानटि स्वरुपवति स्वाहा।'

પૂર્ણિમાએ અશોકવૃક્ષની નીચે જઈને ચંદનથી સુંદર મંડળ બનાવીને દેવીની પૂજા કરે, ધૂપ દે. એ પ્રમાણે એક મહિના સુધી હજાર મંત્ર જપે, ફરી પૂજા કરી અર્ધી રાત્રે જાપ કરે, તો નટી દેવી આવીને નિધિરસ અને અંજન આપે છે તથા બધા દિવ્ય પ્રયોગ આપે છે. જાપ ચંદનની માળા વડે કરવો.

## દીર્ઘાયુષ્ય પ્રાપ્તિનો મંત્ર

'ॐ ह्रीँ आगच्छ आगच्छ सुरसुन्दरी स्वाहा।'

એકલિંગ મહાદેવની સમીપ જઈને મિષ્ટ ગુગળ તથા ઘીનો હવન કરવો. ત્રણે સંધ્યાઓમાં નિત્ય ૩૦૦૦ જાપ કરે તો એક મહિનામાં સુરસુન્દરી યક્ષિણી આવે છે. તેને અર્ધ્ય આપીને પ્રણામ કરવા. જ્યારે તે કહે કે શી ઈચ્છા છે? ત્યારે કહેવું :

'देवि ! दारिद्र्यदग्धोऽस्मि तन्मे नाशय सत्वरम्।' એટલે તે પ્રસન્ન થઈને નિધિ તથા ચિરજીવન આપે છે.

## વાક્સિદ્ધિનો મંત્ર

'ॐ नमो लिङ्गोद्भव रुद्र देहि मे वाक्सिद्धिं विना पर्वतगते द्रां द्रीं द्रूं द्रैं द्रौं द्रः।

માથા પર ડાબો હાથ રાખીને આ મંત્ર એક લાખ વાર જપે તો વાક્‌સિદ્ધિ મળે છે.

## ઇચ્છાપૂર્તિનો મંત્ર

'ॐ श्रीँ ह्रीँ क्लीँ ग्लं कमलसौन्दर्यै नमः विस्तर विस्तर स्वाहा।'

આ મંત્ર એક લાખ વાર જપે, દીપ-ધૂપ કરે, તો સર્વ ઇચ્છાની પૂર્તિ થાય.

## સ્વપ્નસિદ્ધિનો મંત્ર

'ॐ श्रीँ ह्रीँ क्लीँ रक्तचामुण्डे मम स्वप्ने कथय कथय शुभाशुभं ॐ फट् स्वाहा।'

આ મંત્ર ૧૦૮ વાર ૨૧ દિવસ સુધી જપવાથી સ્વપ્નસિદ્ધિ થાય છે.

## સ્ત્રીનો લાભ થવાનો મંત્ર

'ॐ गं गणपतये नमः।'

કુંભારને ત્યાંથી માટી લાવી તેની ગણેશની મૂર્તિ બનાવી પંચોપચારથી પૂજા કરી રોજ આ મંત્ર ૧૦૦૦ વાર જપે તો સાત દિવસમાં શાન્તિ થાય અને ૭૦૦૦ થી વધુ જપે તો પરમ બુદ્ધિનો લાભ થાય. એક માસ સુધી જપવાથી સ્ત્રીનો લાભ થાય.

## બુદ્ધિ અને સ્મૃતિપ્રાપ્તિનો મંત્ર

'ॐ ऐँ नमः।'

આ મંત્રને વિધિપૂર્વક જપે, ધૂપ-દીપ નૈવેદ્યથી શ્વેત પુષ્પો દ્વારા પૂજન કરે, શ્વેત ગંધનું અનુલેપન કરે તથા હવિષ્ય અન્ન ભોજન કરી મંત્ર જપે તો એક સપ્તાહમાં બુદ્ધિ તથા સ્મૃતિ પ્રાપ્ત થાય છે.

## પાપમુક્તિનો મંત્ર

'ૐ નમઃ।'

આ મંત્રને દસલાખ જપવાથી પાપથી રહિત થઈ આકાશગામી થવાય છે.

## ભૂત-ડાકણને નસાડવાનો મંત્ર

'ॐ नमो भगवते रुद्राय ह्रीँ ह्रूँ ह्रः हुं फट् स्वाहा।'

આ મંત્ર દસહજાર જપે તો ભૂત-ડાકણ, જોગણી વગેરે પલાયન કરી જાય છે.

## વરસાદ લાવવા-દૂર કરવાનો મંત્ર

'ॐ ह्रीँ ह्रीँ क्षं क्षां क्षिं क्षीं क्षुं क्षूं क्षें क्षैँ क्षों क्षौं क्षं क्षः हुं फट् ठः ठः।'

પૂર્વદિશા તરફ મુખ કરીને એક લાખનો જપ કરવાથી તથા ઘૃત અને સમિધની ૧૦ હજાર આહુતિ આપવાથી આ મંત્રની સિદ્ધિ થાય છે. પછી આ મંત્ર ભણીને વાદળાં સામે નજર કરે તો વાદળાં નષ્ટ થઈ જાય

છે અને વરસતાં નથી. તેમજ નદીઓ સામે નજર કરે તો નદીઓ સૂકાઈ જાય છે. પરંતુ પાણીમાં ઊભા રહીને આ મંત્રનો જપ કરવાથી દુષ્કાળમાં યે મહાવર્ષા થાય છે.

## અદૃષ્ટ વસ્તુ મેળવવાનો મંત્ર

'ૐ मातंगिनि विमलगति करालि ह्रीँ घे घः ।'

આ મંત્ર જાઈના પુષ્પ પર ૧૦૮ જપે તો સિદ્ધ થાય છે અને ૨૧ દિવસમાં અદૃષ્ટ વસ્તુ મળે છે.

## વીંછી ઉતારવાનો મંત્ર

, ૐ पक्षि स्वाहा' અથવા 'ૐ द्रं जं क्षी जं स्वाहा ।'

દસહજાર જપવાથી સિદ્ધ થાય છે અને ૨૧ વાર જપવાથી વીંછીનું ઝેર ઉતરે છે.

## સાપનું ઝેર ઉતારવાનો મંત્ર

'ૐ ह्रीँ हंस' અથવા 'ૐ ह्राँ हंसः'

આ મંત્ર ભણીને કુશ વડે માર્જન કરતાં સાપનું ઝેર ઉતરી જાય છે; પરંતુ પ્રથમ આ મંત્ર એક લક્ષ જપ વડે સિદ્ધ કરેલો હોવો જોઈએ.

## ગાય-ભેંસનું દૂધ વધારવાનો મંત્ર

'ૐ ह्रीँ कराली पुरुषमुखरूपा ठः ठः ।'

આ મંત્ર ૧૦૮ વાર જપવાથી કષ્ટરહિત થવાય

છે અને ૨૧ વાર જળ મંત્રીને ગાય-ભેંસના આંચળ પર લગાવવાથી તેનું દૂધ વધે છે.

## ચૂડેલની બાધા દૂર કરવી

'ॐ ह्रीँ क्लीँ कंकाल कपर्दिनी कुटम्बरी आडम्बरी हंकार वंकार घः घः।'

લીંબડાનાં પાંદડાંની ધૂણી દઈને રવિ અથવા મંગળવારે આ મંત્રથી ઝાડે તો ચૂડેલ કે પ્રેતની બાધા શાન્ત થાય.

## પરદેશ ગયેલો પાછો ફરે

'ॐ ग्लां लीं ॐ श्रीँ ह्रीँ श्रीँ ह्रीँ हः हः।'

પીપળની નીચે કાળા મૃગચર્માસન પર બેસી રૂદ્રવંતી અને શ્રીફળની ખીર બનાવી મંત્ર પઢીને આહુતિ દેવાથી પરદેશ ગએલો માણસ જલ્દી ઘેર પાછો ફરે.

## આંખનું ફૂલું કાપવું

'ॐ जहार ज्वाला उज्जहार घः घः'

રવિ યા મંગળવારે સવારે મંત્ર ભણીને છરીથી જમીનમાં રેખા કરવી, એટલે ફૂલું કપાતું જશે. જ્યાં સુધી ફૂલું પૂરેપૂરું કપાય નહિ ત્યાં સુધી મંત્રનો પ્રયોગ કરવો.

## તીડ દૂર કરવાનો મંત્ર

'ॐ आमीर जंगलका तीर उलटा आया सीधा जाय अम्दः अम्दः ।'

આ મંત્ર ભણીને તીડની સામે અઘેડાનાં બીજ ફેંકવાં, જેથી તીડ દૂર થશે.

## કાન્તિ વધારવાનો મંત્ર

'ॐ ह्रीँ क्लीं श्रीं कंकालीं काली मधुमती मातंगी मदविह्वली मनमोहिनी मकरध्वजे स्वाहा ।'

આ સ્નાનનો મંત્ર છે. તે ભણીને સ્નાન કરે તો કાન્તિ વધે.

## બેડી તોડવાનો મંત્ર

'ॐ घोरघंटे स्वाहा ।' આ મંત્ર દસ હજાર જપે તો બેડી તૂટી પડે અથવા તો કેદથી છૂટે.

## પ્રવાસમાં આરામ પામવાનો મંત્ર

'गच्छ गौतम शाघ्र त्वं, ग्रामेषु नगरेषु च ।
आसनं वसनं शय्यां, ताम्बूलं यच्च कल्पयेत् ॥

પ્રવાસમાં જ્યારે ગામની નજીક પહોંચીએ ત્યારે સાત વાર આ મંત્ર ભણીને બધા સાથીઓને કહેવું કે ગૌતમ ઋષિને નોતર્યા છે. પછી ધરોને પગે બાંધીને ગામમાં જતાં ઉતારા તથા ખાન-પાનની બધી સગવડ આપોઆપ મળે છે.

## ચોરને પકડવાનો મંત્ર

'ॐ ह्रुं चक्रेश्वरी चक्रधारिणी चक्रवेगि कोटि भ्रामाभ्रमि चोरग्राहिणी स्वाहा ।'

આ મંત્રથી ૨૧ વાર ચોખા મંત્રીને જેની ઉપર ચોરીની શંકા હોય તે માણસોને તે ચોખા ચવરાવવા; એટલે ખરા ચોરના મ્હોંમાંથી લોહી નીકળશે.

## અગ્નિ ઓલવવાનો મંત્ર

हिमालयोत्तरे पार्श्वे, मरीचो नाम राक्षस: ।
तस्य मूत्रपुरीषाभ्यां हुताशं स्तंभयामि स्वाहा ॥'

આ મંત્રથી સાત વાર પાણી મંત્રીને આગમાં છાંટીએ તો આગ ઓલવાય.

## નજર ઉતારવાનો મંત્ર

ॐ नमो भगवते श्री पार्श्वनाथाय ह्रीँ धरणेंद्र-पद्मावती-सहिताय आत्मचक्षु प्रेतचक्षु पिशाचचक्षु सर्वग्रहनाशाय सर्व-ज्वरनाशाय त्रासय त्रासय ह्रीँ श्रीपार्श्वनाथाय स्वाहा ।'

આ મંત્રથી સાત વાર પાણી મંત્રીને પાવાથી લાગેલી નજર ઉતરી જાય છે.

## વરસાદ લાવવાનો મંત્ર

'ॐ ऐं कालि कालि ऐं स्वाहा ।'

આ મંત્રથી પીપળાની સમિધા અને ઘીનો હવન કરે તો ૧૦૦૦૦ હવનથી અનાવૃષ્ટિકાળમાં મહાવર્ષા થાય છે.

## ડાકિની–શાકિનીનો નાશ કરવાનો મંત્ર

'ॐ ह्रीँ कुरकुले स्वाहा ।'

આ નાગદમની મહાવિદ્યા છે. તેના સ્મરણમાત્રથી ડાકિની–શાકિની–રાક્ષસ વગેરેનો નાશ થાય છે.

## અપમૃત્યુનો નાશ કરવાનો મંત્ર

'ॐ जूं सः' આ મંત્રનો ત્રિકાલ સંધ્યામાં ૧૦૦૦ જપ કરવાથી કેટલાક દિવસે શત્રુનાશ પામે છે અને તે નિત્ય જપવાથી અપમૃત્યુનો નાશ થાય છે; એટલે કે તેને કોઈ જીવલેણ અકસ્માત નડતો નથી.

## કવિ બનવાનો મંત્ર

'ॐ ऐँ हं ऐँ हं वद वद स्वाहा ।'

આ મંત્ર ૧૦૦૦૦ વાર જપવાથી મનુષ્ય કવિ બને છે.

## ભૂતને વશ કરવાનો મંત્ર

'ॐ हुं नमः ॐ ह्रीँ नमः ।'

તેલ લઈને નર–મનુષ્યની ખોપરીમાં રાખી તેમાં દીવેટ મૂકી દીવો કરવો. અંધકૂપ અપવા સ્મશાન અથવા ભૂતોને બલિ આપીને કાજળ ગ્રહણ કરવાથી, તેને નેત્રમાં આંજવાથી સર્વ ભૂતાદિ વશ્ય થાય છે.

## વિષને સ્તંભિત કરવાનો મંત્ર

ૐ હ્રીં ।' આ મંત્રને ૧૨,૦૦૦ વાર જપવાથી વિષ સ્તંભિત થાય છે.

## સંતાનપ્રાપ્તિનો મંત્ર

'ૐ ह ૐ सः' આ મંત્રનું સદા સ્મરણ કરવાથી સંતાન થાય છે.

## ઊંદરના વિષનો મંત્ર

'ૐ गेरि ठ : ।' આ મંત્રનો જપ કરવાથી ઊંદરના ઝેરનો નાશ થાય છે.

## ભમરી વગેરેના વિષનો મંત્ર

'ૐ ह्रां ह्रीं हूं स्वाहा ૐ गरुड स हु फट्' આ મંત્રનો જપ કરવાથી ભમરી વગેરેનું વિષ નાશ પામે છે.

## સર્વ પ્રકારના ઝેરી કીડાનો મંત્ર

'ૐ नमो भगवते विष्णवे सर सर हन हन हुं फट् स्वाहा ।' આ મંત્રથી સર્વ પ્રકારના ઝેરી કીડાનું ઝેર નાશ પામે છે.

## વિજયપ્રાપ્તિનો મંત્ર

જેની સામે ઊભા રહીને 'ૐ हुं फट्' એ મંત્રનો એકસો વખત જપ કરવામાં આવે તેને જિતી શકાય છે.

## મુકર્દમામાં વિજય મેળવવાનો મંત્ર

(૧) રોહિણી નક્ષત્રને દિવસે વિધિપૂર્વક ઉંબરાના વૃક્ષ-ઉપરના બાંધાના પાંચ પાંદડાં ગ્રહણ કરીને તેના બે બે ભાગ પર 'श्री राम' એ અક્ષરો લખવા. તેમાંના પાંચ ભાગ તત્કાળ ખાઈ જવાં અને બાકીના પાંચ ભાગ ત્રાંબાના તાવીજમાં ઘાલીને તાવીજ હાથે બાંધવું. તે પછી રાજ-દરબારમાં જવાથી મુકર્દમામાં અવશ્ય વિજય પ્રાપ્ત થાય છે.

(૨) પૃષ્ટ ૨૨૨ પર આપેલો શ્રી પદ્માવતીનો મંત્રજપ કરવાથી પણ મુકર્દમો જીતી શકાય છે.

[ ૩૦ ]

# કેટલાક અદ્ભુત યંત્રો

પૂર્વ ગ્રંથોના પર્યવેક્ષણ પરથી યંત્રોની આવશ્યકતા પાઠકોના મન પર અંકિત થઈ હશે; છતાં જરૂર હોય તો મંત્રવિજ્ઞાનનું છવીસમું પ્રકરણ એકવાર ફરી વાંચી લેવું.

જેમ મંત્ર દ્વારા અનેક પ્રકારનાં કાર્યોની સિદ્ધિ થાય છે, તેમ યંત્ર દ્વારા પણ અનેક પ્રકારનાં કાર્યોની સિદ્ધિ થાય છે, અને કેટલીક વાર તો મંત્ર તથા યંત્ર અથવા યંત્ર તથા મંત્ર સાથે મળીને જ કાર્ય કરતા હોય છે; તેથી જ 'જંતરમંતર' એવો શબ્દ પ્રચારમાં આવેલો છે.

યંત્રોની સંખ્યા ઘણી મોટી છે. તેનું વિસ્તારથી વર્ણન કરવું હોય તો એક દળદાર ગ્રંથ લખવાની જરૂર પડે, એટલે અહીં તો ચૂંટી કાઢેલા કેટલાક અદ્ભુત યંત્રોનો જ પરિચય આપીએ છીએ.

આ યંત્રોની શરૂઆત પંદરિયા યંત્રથી કરીશું, કારણ કે તે અતિ પ્રસિદ્ધ અને પ્રભાવશાળી યંત્ર છે.

પંદરિયો યંત્ર ૧ થી ૯ સુધીના અંકો નવ કોઠામાં ભરવાથી બને છે. આ અંકો એવી રીતે ભરવા જોઈએ કે જેથી તેનો આડો, ઊભો તથા ત્રાંસો સરવાળો ૧૫ જ આવે. અમે **'ગણિત-ચમત્કાર'** નામના ગ્રંથમાં આ યંત્ર બનાવવાની રીત આપેલી છે.

આ પંદરિયો યંત્ર નીચે પ્રમાણે ચાર રીતે બને છે અને તેને ખાસ સંજ્ઞાઓ આપવામાં આવે છે. જેમકે—

| | | |
|---|---|---|
| ૮ | ૧ | ૬ |
| ૩ | ૫ | ૭ |
| ૪ | ૯ | ૨ |

બ્રાહ્મણ જાતિ

| | | |
|---|---|---|
| ૪ | ૩ | ૮ |
| ૯ | ૫ | ૧ |
| ૨ | ૭ | ૬ |

ક્ષત્રિય જાતિ

| | | |
|---|---|---|
| ૨ | ૯ | ૪ |
| ૭ | ૫ | ૩ |
| ૬ | ૧ | ૮ |

વૈશ્ય જાતિ

| | | |
|---|---|---|
| ૬ | ૭ | ૨ |
| ૧ | ૫ | ૯ |
| ૮ | ૩ | ૪ |

શૂદ્ર જાતિ

આ દરેક યંત્રના ફળમાં ફરક છે, તેમાં બ્રાહ્મણ જાતિનું ફળ શ્રેષ્ઠ છે; પણ તે ફળ ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે યંત્રને વિધિપૂર્વક સિદ્ધ કરવામાં આવે.

આ મંત્રને સિદ્ધ કરવા માટે નીચેની વસ્તુઓની જરૂર પડે છે. સવા પાશેર લાવશી, પુરી, દાડમની ડાંખળીની કલમ, અષ્ટગંધ, અક્ષત (ચોખા), ગુગળ, પુષ્પ, ૨૧ કોપરાના ટુકડા, ૨૧ નાગરવેલનાં પાન, ૨૧ સોપારી, ઘીનો દીવો તથા એક કોરો ઘડો.

પ્રથમ ઘડાને યોગ્ય સ્થાને સ્થાપન કરી તેની સામે ભોજપત્ર બિછાવવું. તેના ઉપરના ભાગમાં ઘીનો દીવો મૂકવો અને નીચેના ભાગમાં ધૂપ કરવા માટે અગ્નિ રાખવો. તેમાં ગુગળ નાખતાં ધૂપ થશે. લાવશી, પુરી વગેરે નૈવેદ્ય ભોજપત્રની બંને બાજુ અર્ધું અર્ધું મૂકવું. પછી દાડમની કલમથી અષ્ટગંધ વડે મંત્ર લખવો. એ મંત્ર લખતી વખતે માયાબીજ હ્રીँ નો જપ કરતાં રહેવું. કેટલાકના અભિપ્રાયથી એ વખતે 'ૐ હ્રીँ શ્રીँ હર:' એ પંચાક્ષરી મંત્ર કે 'ॐ ऐँ ह्रीँ क्लीँ चामुण्डायै विच्चे' એ નવાક્ષરી મંત્રનો જપ કરવો.

મંત્ર લખ્યા પછી તેનું પૂજન કરવું, એટલે કે તેને અક્ષત, પુષ્પ, કોપરાનો ટુકડો, પાન અને સોપારી અનુક્રમે ચડાવવા અને દરેક વખતે ધૂપ કરતાં રહેવું.

ત્યાર પછી એ જ રીતે બીજો યંત્ર લખવો અને તેનું પણ એ જ રીતે પૂજન કરવું. આ રીતે કુલ ૨૧ યંત્રો લખીને તે બધાનું પૂજન કરવું. પછી ઉપરના મંત્રો પૈકી કોઈપણ એકનો ૬૦૦૦ જપ કરવો.

આ રીતે ૨૧ દિવસ સુધી ક્રિયા ચાલુ રાખવાથી સવાલાખ મંત્રો પૂરા થાય છે અને યંત્રની સિદ્ધિ થાય છે. છેવટે હોમ, તર્પણ આદિ વિધિ મુજબ કરવા.

આ યંત્રમાં અંક ભરવાની જુદી જુદી રીતો છે અને તેનું ફળ જુદું જુદું મળે છે. જેમ કે :–

(૧) ૧ થી ૯ સુધીના અંકો તેના ખાનામાં ભરે તો હનુમાનજી દર્શન દે છે.

(૨) ૨ ના અંકથી પ્રારંભ કરી ૯ સુધી લખે અને ૧ પછી લખે તો રાજા વશ થાય છે

(૩) ૩ ના અંકથી શરૂ કર્યા પછી ૯ સુધી લખે અને ૧–૨ પછી લખે તો વ્યાપારમાં વૃદ્ધિ થાય છે.

(૪) ૪ ના અંકથી પ્રારંભ કર્યા પછી ૯ સુધી લખે અને ૧–૨–૩ પછીથી લખે, તો લખનારને કોઈ દેવ તરફથી કોપ થયો હોય કે તેના પર ઉચ્ચાટન–પ્રયોગ થયો હોય, તેની અસર દૂર થાય છે.

(૫) ૫ ના અંકથી પ્રારંભ કરીને ૯ સુધી લખે અને ૧ થી ૪ સુધીના અંકો પછીથી લખે, તો સાધકનું સ્થાન ભ્રષ્ટ થાય છે, એટલે તેણે આ રીત અજમાવવી નહિ.

(૬) ૬ના અંકથી પ્રારંભ કરીને ૯ સુધી લખે અને ૧ થી ૫ સુધીના અંકો પછીથી લખે તો તેના પર કોઈ મારણનો પ્રયોગ કરી શકે નહિ.

(૭) ૭ ના અંકથી પ્રારંભ કરીને ૯ સુધી લખે અને ૧ થી ૬ સુધીના અંકો લખે તો અનેક મનુષ્યો વશ થાય.

(૮) પ્રથમ ૮ લખે અને ત્યાર પછી એકના અંકથી મંત્ર લખવો શરૂ કરે તો સાધકનું અશુભ ચિંતન કરનારને વિપત્તિ થાય.

(૯) અને ૯ થી પ્રારંભ કરીને પછી એકથી આઠ સુધીના અંકો લખે તો ધનની વૃદ્ધિ થાય.

યંત્રલેખનનો પ્રારંભ શુભ કાર્યને માટે શુક્લ પક્ષમાં કરવો. જ્યાં સુધી યંત્ર લખાય, ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું અને સાત્વિક ભોજન કરવું.

આ યંત્ર રોજ ૨૦૦૦ લખવાથી લક્ષ્મીની તથા સુખની પ્રાપ્તિ થાય છે અને ૩૦૦૦ લખવાથી ઘણા લોકો વશ થાય છે તથા મિત્રોનો મેળાપ થાય છે.

જો આ મંત્ર અઘેડાના રસથી અઘેડાની કલમથી ભોજપત્ર પર લખે અને દર્દીને બાંધે તો રોજીંદો, એકાંતરિયો, તરિયો કે ચોથિયો તાવ ઉતરી જાય છે.

ક્ષત્રિય જાતિનાં પંદરિયા યંત્રોનો અમુક રીતે વિસ્તાર કરતાં વિજયપતાકાયંત્ર બને છે, જે લક્ષ્મીનું આકર્ષણ કરવા માટે ઘણો ઉપયોગી છે, પણ તે ચારિત્રશીલ અનુભવી પુરુષના હાથે જ લખાવો જોઈએ.

મુસલમાની પંદરિયો યંત્ર આ પ્રમાણે લખાય છે :

| | | |
|---|---|---|
| યા બુદુહ<br>૬ | યા જાદી<br>૭ | યા બુદ્દૂદ<br>૨ |
| યા અલ્લા<br>૧ | યા હાદી<br>૫ | યા તાહર<br>૯ |
| યા હલીમ<br>૮ | યા જીમ<br>૩ | યા દાવમ<br>૪ |

આ યંત્રમાં જે શબ્દો લખાય છે, તે મંત્રનું સૂચના કરે છે. દાખલા તરીકે પ્રથમ ૬ના અંકમાં યા બુદુહ લખેલું છે, ત્યાં નીચેનો મંત્ર બોલાય છે: 'અજવોયા રફ્માઈલિ વહક યા બુદુહો.' દરેક અંકના શબ્દો મંત્રના છેલ્લા પદનું સૂચન કરનારા છે. આ મંત્રો ભણવા વગેરેનો ૪૦ દિવસનો વિધિ છે અને તેથી ગમે તે કાર્ય સિદ્ધ કરી શકાય છે, એવી પ્રબળ માન્યતા છે.

સિદ્ધ પંદરિયો યંત્ર રૂપાના માદળિયામાં મૂકી બાળકને ગળે બાંધવાથી તેને રોગો કે ભયો સતાવતા નથી. મોટી ઉમરના પણ તેને ચાંદીના માદળિયામાં મૂકી

હાથે બાંધે તો લાભ થાય છે. પુરુષ જમણા હાથે બાંધે અને સ્ત્રી ડાબા હાથે બાંધે.

પંદરિયા યંત્રની જેમ વીશાયંત્રનો પણ ઘણો મહિમા છે અને તેના અનેક પ્રકારો પ્રવર્તે છે. અહીં તેમાંના કેટલાક પ્રકારો આપવામાં આવે છે:

| | | | |
|---|---|---|---|
| ૮ | ૪ | ૭ | ૧ |
| ૬ | ૨ | ૭ | ૫ |
| ૩ | ૯ | ૨ | ૬ |
| ૩ | ૫ | ૪ | ૮ |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૮ | ૬ | ૪ |
| ૬ | ૪ | ૨ | ૮ |
| ૪ | ૬ | ૮ | ૨ |
| ૮ | ૨ | ૪ | ૬ |

સ્નાન વડે શુદ્ધ થઈ દાડમના પાન પર કાથાની શાહી વડે આ યંત્ર ૨૧ દિવસ સુધી લખવો અને રોજ ૧૦૦૦ ગાયત્રીમંત્ર કે નમસ્કારમંત્ર જપવા. પછી તેને ગંગાજળ છાંટી શુદ્ધ કરવો. અને સોનાના માદળિયામાં મૂકી ગળામાં પહેરવો. એટલે ધન, પુત્ર, પરિવાર આદિની વૃદ્ધિ થાય છે તથા દરેક કાર્યમાં સિદ્ધિ મળે છે.

વચ્ચે લક્ષ્મીબીજની સ્થાપના સાથેનો એક વીશાયંત્ર નીચે પ્રમાણે બને છે અને તે લક્ષ્મીની વૃદ્ધિ કરવામાં અકસીર મનાય છે.




લક્ષ્મીદાયક વીસો યંત્ર

પરંતુ વીસાયંત્રમાં વધારે મહિમા નવકોઠાના યંત્રનો છે. તેની રચના વિવિધ રીતે થાય છે. જેમ કે :–




નવખંડો વીસાયંત્ર
પહેલો




નવખંડો વીસાયંત્ર
બીજો




નવખંડો વીસાયંત્ર ત્રીજો

પરંતુ આ બધામાં ત્રિપુરાબાલાના મંત્રાક્ષરો સાથેનો લક્ષ્મીયંત્ર શ્રેષ્ઠ છે. તેનું વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાથી લક્ષ્મીની વૃદ્ધિ થાય છે તથા બધી રીતે આનંદ મંગલ પ્રવર્તે છે.

| | |
|---|---|
| ॐ | ऐं ५ |
| क्लीं ९ | सौः ६ |

ત્રિપુરા બાલાનો વીસો યંત્ર

ઈસ્લામી વીસો યંત્ર નીચે પ્રમાણે બને છે :

| | | |
|---|---|---|
| યા ફરમાઈલ | ૨ | યા જબરાઈલ |
| ૩ | ૧૦ | ૭ |
| યા દરદાઈલ | ૮ | યા તનકોઈલ |

ઈસ્લામી વીસો યંત્ર

આ યંત્રને ભોજપત્ર પર લખીને ચાંદીના માદળિયામાં મૂકવો તથા લોબાનનો ધૂપ દેવો. એ માદળિયું ગળે કે હાથે બાંધવાથી દરેક કામનાની સિદ્ધિ થાય છે. બાળકને ગળે બાંધવાથી તેને કોઈ પ્રકારની ભૂતપીડા થતી નથી.

ૐ મૃત્યુઞ્જયાય નમ :




અપમૃત્યુનિવારક યંત્ર

ગોરોચન અને કુમકુમથી ભોજપત્રમાં આ યંત્ર લખવો. અને ૐ મૃત્યુઞ્જયાય નમ : એ મંત્ર ૧૦૮ વાર જપવો. પછી ધૂપદીપાદિથી યંત્રને શુદ્ધ કરીને માદળિયામાં મૂકી તેને હાથે બાંધવાથી અકસ્માત — અપમૃત્યુનું નિવારણ થાય છે.




આપદુદ્ધારક યંત્ર

આ યંત્રને ગોરોચન તથા કુમકુમથી ભોજપત્ર પર લખવો. મધ્યમાં अमुकः શબ્દને સ્થાને જેના પર આપત્તિ હોય તેનું નામ લખવું. પછી ધૂપદીપાદિથી શુદ્ધ કરીને તાવીજમાં નાખી ગળે કે હાથે બાંધવો. તેથી બધી આપત્તિઓમાંથી ઉદ્ધાર થાય છે, લક્ષ્મી વધે છે, શત્રુનો નાશ થાય છે અને કદાપિ અનિષ્ટ થતું નથી.

| | | | |
|---|---|---|---|
| ૫૬ | ૬૩ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૦ | ૫૯ |
| ૬૨ | ૫૭ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૫૮ | ૬૧ |

**સન્માનવૃદ્ધિયંત્ર**

આ યંત્રને કપૂર અને કસ્તુરીથી ભોજપત્ર પર લખીને ધૂપ–દીપાદિથી શુદ્ધ કરવો. પછી તાવીજમાં નાખી ગળામાં પહેરીને રાજસભામાં જવું તો સન્માન મળે, સન્માનની વૃદ્ધિ થાય.

| | | | |
|---|---|---|---|
| अ | ग | स्त्य | ऋ |
| प | ये | न | म : |
| प | च | प | च |

**ઉદરરોગનિવારણયંત્ર**

આ યંત્રને સવારે સ્નાન કરીને ગોરોચનથી થાળીમાં લખવો અને તેનું પૂજન કરવું.

પછી તેને ધોઈને પી જવો, એટલે ૧૧ દિવસમાં વિવિધ પ્રકારના ઉદરરોગો મટી જાય છે.

| |
|---|
| ૨૪–૧૮–૩૯ |

**ભેંસ દોહવા દે તેનો યંત્ર**

આ યંત્ર અષ્ટગંધથી ભોજનપત્ર ઉપર લખી ભેંશને શીંગડે બાંધવામાં આવે તો ભેંશ બચ્ચાંને ધાવવા દેતી ન હોય તો ધાવવા દે અને દોહવા પણ દે.

[ ૩૧ ]

# ત્રણ વનસ્પતિ–કલ્પો

મંત્ર–યંત્રો અંગે કેટલાક કલ્પો રચાયેલા છે, તેનો સાર પૂર્વ પ્રકરણોમાં અપાઈ ગયો છે. આજ રીતે કેટલીક વનસ્પતિઓ તથા વિશિષ્ટ વસ્તુઓ અંગે પણ કલ્પો રચાયેલા છે. તે મંત્રવિદ્યામાં રસ લેનારે જાણવા જેવા હોવાથી અહીં રજૂ કરવામાં આવે છે.

## શ્વેતાર્ક કલ્પ

અર્ક એટલે આકડો. તેની બે જાતો થાય છે. એક ધોળી અને બીજી રાતી. તેમાં ધોળી જાતને મંદાર કહે છે. તેનો પ્રભાવ વિલક્ષણ હોવાથી તે અંગે ખાસ કલ્પ રચાયેલો છે.

પ્રાચીન રૂઢ માન્યતા એવી છે કે જ્યાં ધોળો આકડો ઉગેલો હોય, તેની આસપાસ ધન દટાયેલું હોય છે અને તે જે દિશા તરફ દટાયેલું હોય છે, તે દિશા તરફ તેનાં મૂળ વિશેષ વૃદ્ધિ પામે છે.

આગળના જમાનામાં ધનનું રક્ષણ કરવા માટે તેને જુદા જુદા સ્થળોએ દાટવામાં આવતું અને તે અંગે કેટલીક નિશાનીઓ રાખવામાં આવતી. પરંતુ તેની આસપાસ મંદારનું ઉગી નીકળવું અને આ રીતે દિશા તરફ તેના મૂળનું વધવું, એ તેનામાં રહેલી લોભસંજ્ઞાની નિશાની છે.* આજે ધન દાટવાની પ્રથા ઓછી થઈ ગઈ છે, એટલે ધોળા આકડાની આસપાસથી ધન નીકળે કે કેમ ? એ વિચારણીય છે, છતાં જુના જમાનાનું ધન એ રીતે રહી ગયું હોય તો નીકળે પણ ખરૂં, એમ અમે માનીએ છીએ.

ધોળા આકડાના મૂળમાં એવી રીતે ગાંઠો પડે છે કે તેમાં ગણપતિની સૂંઢવાળી આકૃતિ દેખાય. તેનો મહિમા ઘણો છે. વળી જો તે ગણપતિની સૂંઢ દક્ષિણાવર્ત એટલે જમણી બાજુ વળેલી હોય તો તે વિશેષ લાભ કરે છે.

મુંબઈના એક ગૃહસ્થને ત્યાં આ પ્રકારના શ્વેતાર્ક મૂળના ગણપતિ આવ્યા હતા. તેનું યથાવિધિ પૂજન કરવાથી એ ગૃહસ્થને એકજ અઠવાડિયામાં ઘણો વ્યાપાર થયો અને તેમાં સારો લાભ મળ્યો. તેઓ એને પોતાની તિજોરીમાં રાખે છે.

---

* વનસ્પતિમો ચેતન હોય છે અને તેના લીધે તેનામો જુદી જુદી સંજ્ઞાઓ સંભવે છે.

બીજા એક ગૃહસ્થને ત્યાં પણ આવાજ શ્વેતાર્ક-મૂળના ગણપતિ આવ્યા હતા, પણ તેણે એની પૂજા કરી નહિ, તથા તેમના વિષે ખાસ શ્રદ્ધા દેખાડી નહિ, તો તેને એનાથી ખાસ લાભ થયો નહિ ! આ બંને કિસ્સાઓ અમારી જાણના છે.

એક પ્રાચીન પ્રતિમાં લખ્યું છે કે–

જે રવિવારે પુષ્ય નક્ષત્ર હોય તે દિવસે પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ થઈને ધોળા આકડાનું મૂળ વિધિપૂર્વક કાઢી લાવવું અને તેનું યથાવિધિ પૂજન કરવું.

એ મૂળ જો પુરુષના જમણા હાથે બાંધવામાં આવે તો સર્વકાર્યમાં યશની પ્રાપ્તિ થાય છે અને સ્ત્રીના ડાબા હાથે બાંધવામાં આવે તો નિત્ય સૌભાગ્યવતી રહે છે. વળી એ મૂળ સ્ત્રીની કમરે બાંધવામાં આવે તો તેને નિશ્ચિત પુત્રોત્પત્તિ થાય છે.

શ્વેત અર્કનું મૂળ ઉપર કહેલી વિધિએ લાવીને તેને છાંયડે સૂકવવું અને તેનું ચૂર્ણ કરવું. તેનું ગાયના દૂધ સાથે સેવન કરવાથી વલિ–પલિત દૂર થાય છે; સ્મરણશક્તિ સતેજ બને છે અને દેહકાંતિ કામદેવ જેવી દેદીપ્યમાન બને છે.

કુલ ૪૦ દિવસ ચૂર્ણ લેવાથી સર્વ રોગ દૂર થઈને આયુર્બલ વૃદ્ધિ પામે છે. પરંતુ આ ચૂર્ણ થોડી માત્રામાં

લેવું જોઈએ અને જો તેનાથી ઝાડા થાય, તો લેવાનું બંધ કરવું જોઈએ.

આ મૂળ ઘસીને ઠંડા પાણીમાં પાવાથી દરેક પ્રકારના વિષનો નાશ થાય છે અને ઠંડા પાણીમાં ઘસીને ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરી જાય છે.

## નિર્ગુંડિકલ્પ

નિર્ગુંડિનું અપરનામ સિંદુવાર છે. તેને ગુજરાતી ભાષામાં નગોડ કહે છે, હિંદીમાં નિર્ગુંડી કહે છે, મરાઠીમાં નિર્ગુંડી કહે છે અને બંગાળીમાં નિશિંદા કહે છે.

નગોડનાં ઝાડ શુમારે દોઢ-બે માથોડાં ઊંચા વધે છે. તેની દરેક ડાળીમાં લાંબા અને પાતળાં ત્રણ ત્રણ અથવા પાંચ પાંચ પાંદડાં હોય છે. ફળ આંબાના મોરની માફક ગુચ્છેદાર અને જાંબુડીયા રંગના હોય છે. નગોડનાં બીજને રેણુકબીજ કહેવામાં આવે છે.

નગોડનાં પાંદડાંનો રસ પેટમાં થયેલી વાયુની વિકૃતિને મટાડવામાં તથા સોજા, ગાંઠ, દુષ્ટવ્રણ, નાસુર, ભગંદર વગેરે મટાડવાના કામમાં આવે છે.

તેનો કલ્પ એવો છે કે રાત્રિના સમયે એકલા નગોડના વૃક્ષ પાસે જવું અને 'ॐ नमो गणपतये कुबेर येकद्रिको फट् स्वाहा।' એ મંત્ર ભણતાં ભણતાં ૨૧

પ્રદક્ષિણા દેવી. આ પ્રમાણે સાત રાત્રિ સુધી પ્રદક્ષિણાઓ દેવાથી તે વૃક્ષ સિદ્ધ થઈને અત્યંત ગુણકારી થાય છે. પછી તે વૃક્ષની છાલનું ચૂર્ણ અને જીરાનું ચૂર્ણ સમભાગે ભેગું કરીને એક અઠવાડિયા સુધી સેવન કરવાથી સર્વ પ્રકારના જ્વરો દૂર થાય છે; ચાર અઠવાડિયા સેવન કરવાથી ભૂમિગત દ્રવ્ય દૃષ્ટિગોચર થાય છે; પાંચ અઠવાડિયા સુધી સેવન કરવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે; અને છ અઠવાડિયા સુધી સેવન કરવાથી શરીરમાં અપાર બળ આવે છે અને મૃત્યુપર્યંત નીરોગી રહેવાય છે.

એક વખત અમને ત્રણ નેપાલી મહાત્માઓનો મેલાપ થયો. યોગ, મંત્ર આદિ વિષય પર વાર્તાલાપ થતાં ખૂબ આનંદ આવ્યો. છેવટે અમે પૂછ્યું કે 'આપની પાસે યોગસાધના કરવા આવનાર સાધકનું મન જલ્દી શાંત અને સ્થિર થઈ જાય, એ માટે આપ કોઈ ખાસ પ્રક્રિયાનો આશ્રય લ્યો છો કે?' ઉત્તરમાં તેમણે હા કહી અને એ પ્રક્રિયાનો સામાન્ય ખ્યાલ આપ્યો. તેમાં ૨૧ દિવસ સુધી પ્રાતઃકાળમાં નગોડનાં પાંદડાનો રસ આપવાની વાત કરી. એ ૨૧ દિવસ ખોરાક તદ્દન હલકો એટલે ખીચડી વગેરેનો લેવો જોઈએ.

ત્યારપછી એક યોગ–મંત્રવિશારદ સ્વામીજીના પુસ્તકમાં પણ આજ હકીકત વાંચવામાં આવી, એટલે તેમાં ઘણું તથ્ય છે, એમ સમજાયું.

દક્ષિણમાં મલૈનાડ પ્રદેશમાં શ્રી પદ્માવતી દેવીનું અતિ પુરાણું સ્થાન આવેલું છે, તેની પાછળ અતિ પ્રાચીન નગોડનું વૃક્ષ છે અને આસપાસ પણ નગોડનાં પુષ્કળ વૃક્ષો છે. શ્રી પદ્માવતીદેવી આ રીતે નગોડનાં વનમાં સ્થિર થયા, તેની એક મોટી કથા છે, તે અમારા લખેલા 'શ્રીપાર્શ્વ–પદ્માવતી આરાધના' નામના ગ્રંથમાં આપેલી છે.

## રક્તગુંજા–કલ્પ

રક્તગુંજા એટલે રાતી ચણોઠી. હિંદીમાં તેને ગુંજા, ઘુઘચી કે ચિરમીટી કહે છે અને બંગાળીમાં કુંચ કહે છે.

ચણોઠીના વેલા થાય છે અને તેને બારીક લાંબા પાંદડાં હોય છે. તેના ધોળી ચણોઠી, કાળી ચણોઠી અને રાતી ચણોઠી એવા ત્રણ પ્રકારો છે. તેમાંથી અહીં રાતી ચણોઠીનો કલ્પ રજૂ કરવામાં આવે છે. તેના પ્રારંભમાં જ એટલું જણાવી દઈએ કે ચણોઠીની ગણના ઉપવિષમાં થાય છે, એટલે તેનું શોધન કર્યા સિવાય ખાવાના કામમાં લેવાતી નથી.

પુષ્પ હોય આદિત્યકો, તવ લીજે યહ મૂલ;
સુકરવારી રોહિણી, ગ્રહણ હોય અનુકૂલ.
કૃષ્ણ પક્ષકી અષ્ટમી, હસ્ત નક્ષત્ર જો હોય;
ચૌદશ સ્વાતિ શતભિષા, પુનમ કો લે સોય.
અર્ધ નિશ કારજ કરે, મનકી શંકા ખોય;
ધૂપ–દીપ કર લીજિયે,..................સોય.

રવિવારે પુષ્ય નક્ષત્ર હોય, શુક્રવારે રોહિણી નક્ષત્ર હોય, કૃષ્ણ પક્ષની આઠમે હસ્ત નક્ષત્ર હોય, ચૌદશે સ્વાતિ નક્ષત્ર હોય કે પુનમે શતભિષા નક્ષત્ર હોય, ત્યારે અર્ધ-રાત્રિના સમયે નિઃશંક થઈને ધૂપ-દીપ કરીને લાલ ચણોઠીનું મૂળ કાઢી લાવવું.

આ રીતે લાવેલા મૂળનો કેવો કેવો ઉપયોગ થાય છે? તે જણાવે છે:

જો કાહુ નર-નારી કું, વિષ કોઈકો હોય;
વિષ ઉતરે સબ તુરત હી, જડી પિલાવે ધોય.

જો કોઈને કોઈ પ્રકારનું ઝેર ચડ્યું હોય તો આ જડને ધોઈને-ઘસીને તેનું પાણી પીવડાવવું; તેથી તરત ઝેર ઉતરી જશે.

તિલક લગાવે ભાલપર, સભા મધ્ય નર જાય;
મન મિલે સબ સ્તુતિ કરે, સબહી પૂજે પાય.
હાંજી હાંજી સબ કરે, જો વહ કહે સો સાચ;
એક જડીકી જુગતિસે, સબી નચાવે નાચ.

જો આ જડી ઘસીને કપાળમાં તિલક કરીને રાજ-સભામાં જાય તો બધા તેની સ્તુતિ કરે અને તેને માન આપે, એટલું જ નહિ પણ તે જે જે વાતો કરે, તે બધાને સાચી લાગે. તે આ રીતે એક મૂળિયાની યુક્તિથી સહુને મનધાર્યો નાચ નચાવી શકે.

તાંબે મૂલ મઢાય કે, બાંધે કમ્મર સોય;
નવ માસે વો નારિકો, નિશ્ચય બેટા હોય.

જો એ મૂલને ત્રાંબામાં મઢાવીને કમ્મર પર બાંધવામાં આવે તો એ નવ મહિનામાં નિશ્ચય પુત્રને જન્મ આપે.

કાજળસું ઘીસ આંજિયે, મોહે સબ સંસાર;
ગાલી દે દે તાડીએ, તોય લગા રહે લાર.

જો મૂળને કાજળની સાથે ઘસીને તેનું આંખમાં અંજન કરવામાં આવે તો બધા લોકો તેનાથી મોહિત થાય છે અને તેમને ગાળો આપીને મારવામાં આવે એટલે કે દૂર કરવામાં આવે તો પણ પાછળ લાગ્યા રહે છે.

મધુસુ અંજન આંજિયે, દેખે વીર વૈતાલ;
જો મંગાવે વસ્તુ કું, લે આવે તત્કાલ.

જો આ મૂળને મધમાં ઘસીને આંજવામાં આવે તો તેને વીર વૈતાલ નજરે પડે છે અને તેની પાસે જે વસ્તુ મંગાવવામાં આવે, તે તરત જ લઈ આવે છે.

જો ઘીસકર લેપન કરે, દૂધ સંગ સબ અંગ;
ભૂત-પ્રેત સબ યક્ષગણ, લગે ફિરત સબ સંગ.

જો આ મૂળને દૂધમાં ઘસીને તેનું સર્વ અંગે લેપન કરવામાં આવે, તો ભૂત, પ્રેત તથા યક્ષો તેની સાથે સદા ફરતા રહે છે.

ફિર અંકોલ કે તેલમેં, ઘી સહ આંજે કોઈ;
ધન દેખે પાતાલકું, દિવ્ય દૃષ્ટિ સો હોય.

જો અંકોલના તેલમાં ઘીની સાથે મિશ્રણ કરીને તેનું અંજન કરવામાં આવે તો તે દિવ્યદૃષ્ટિવાળો બની જાય છે અને પાતાળમાં રહેલું ધન પણ દેખી શકે છે. (પછી પાંચ-પંદર હાથ નીચે રહેલા ધનની તો વાત જ શી?)

જો વાઘિન કે દૂધમેં, ઘીસ લગાવે (સબ) અંગ;
સર્વ શસ્ત્ર લાગે નહિ, બઢ કર જીતે જંગ.

જો આ મૂળને વાઘણના દૂધમાં ઘસીને શરીરે ચોપડવામાં આવે તો તેને કોઇ પણ શસ્ત્ર લાગતું નથી અને તે યુદ્ધ સારી રીતે જિતી શકે છે.

ઘી-સકર-તિલ-તેલમેં, મર્દન કરે શરીર;
દીસે સબ સંસાર કું, મહાવીર રણધીર.

જો આ મૂળને સાકર અને તલના તેલમાં ઘસીને શરીર પર તેનું મર્દન કરે તો બધા લોકોને તે મહાવીર અને રણધીર જેવો દેખાય છે.

જો અલસિકે તેલમેં, ઘીસ કે હસ્ત મિલાય;
કોઢી કું લેપન કરે, કંચન તન હો જાય.

જો આ મૂળને અળસીના તેલાં ઘસીને બે હાથે ચોપડીએ અને તેનો કોઢવાળાના શરીરે લેપ કરીએ તો તેની કાયા કંચનવરણી થઈ જાય છે.

રક્તગુંજા યહ કલ્પ હૈ, સૂક્ષ્મ કહીઓ બનાય;
જો સાધે સો સિદ્ધ હૈ, યામેં સંશય નાંહિ.

આ રક્તગુંજા-કલ્પ સંક્ષેપમાં કહ્યો છે. તેને જે સાધે તે સિદ્ધ બને છે, તેમાં કોઈ સંશય નથી. [આ કૃતિમાંથી અમે કેટલોક ભાગ સકારણ છોડી દીધો છે. પાઠકો તે માટે ક્ષમા કરે.]

## વનસ્પતિનાં મૂળ અને બાંધા ગ્રહણ કરવાનો સામાન્ય વિધિ

જે વૃક્ષનું મૂળ કે જે વૃક્ષનો બાંધો (બંધક-ઉપરના ભાગમાં ઉગેલાં પાંદડાં) લાવવાનો હોય તે વૃક્ષ સમીપ અથવા તંત્રમાં લખેલી તિથિ અને નક્ષત્રના દિવસે સંધ્યા સમયે જવું અને ‘मम कार्यसिद्धिं कुरु कुरु स्वाहा ।’ એ મંત્રનો ઉચ્ચાર કરીને ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય અને દીપ દ્વારા તેનું પૂજન કરવું. પછી બીજે દિવસે સૂર્યોદય પહેલાં વૃક્ષ પાસે જઈને ‘ॐ ह्रीँ क्षौँ फट् स्वाहा ।’ મંત્રનો ઉચ્ચાર કરીને બાંધો કાપવો અને ‘ॐ वनदंडे महादण्डाय स्वाहा ।’ એ મંત્રનો સાત વખત ઉચ્ચાર કરીને વૃક્ષનું મૂળ કાપવું. પરંતુ બાંધો ઉખેડતાં કે મૂળ કાપતાં લોખંડના હથિયારનો ઉપયોગ કરવો નહિ. કોઈ પણ લાકડાના હથિયાર વડે જ તે ઉખેડવું.

બાંધો અથવા મૂળ ઘેર લાવ્યા પછી તેને પંચગવ્ય એટલે ગાયના દૂધ, દહીં, ઘી, છાણ તથા મૂત્ર, તેમજ કાળી માટી, તલ અને પંચામૃત વડે તેનો અભિષેક કરવો અને તેને ધૂપ, દીપ તથા નૈવેદ્ય સમર્પણ કર્યા પછી તેનો ઉપયોગ કરવો, એટલે તંત્ર કે કલ્પમાં કહેલા ગુણો જોવામાં આવે છે, અન્યથા નહિ.

[ ૩૨ ]

# દક્ષિણાવર્ત શંખના કલ્પો

## જમણા શંખનું વિધાન

શંખનું લક્ષણ, પૂજન, વિધાન, ફળપ્રાપ્તિ વગેરે સાચા શંખના પૂજન–અર્ચનથી જ શ્રેષ્ઠ મેળવી શકાય છે. ઘી, દહીં, પિષ્ટ કે બરફ જેવો સફેદ શંખ ઘણો જ ઉત્તમ ગણાય છે. મેઘશ્યામ જેવો કે રાખોડી કે ધૂમાડા જેવો રંગ હોય તો તે શંખલી ગણાય છે. ત્રણ રૂપિયા ભારથી વધુ વજનનો શંખ ઉત્તમ જાણવો.

## શંખની પરીક્ષા

શંખની પૂજા કરી, શંખ ડૂબે તેટલા શીતળ પાણીમાં કોઈ પણ જાતનો ક્ષાર નાખી તેમાં શંખ મૂકવો અને તેને પાંચ દિવસ પાણીમાં રાખી મૂકવો. જો ખોટો હોય તો કાળો પડે. તોલા ૨૫ થી અધિક પ્રમાણવાળો શંખ હોય તો ઉત્તમ જાણવો. ૫૧ તોલાનો સર્વોત્તમ ગણાય. ૨૫ થી થોડો પણ ઓછો હોય તો મધ્યમ ગણાય ને બીજા

જઘન્ય ગણાય. શંખની છાલ સહિત જમણો હોય તો ઘણો સારો. ઠંડા પાણીમાં સાત દિવસ સુધી રાખી મૂકવાથી બનાવટી શંખ ફાટી જાય છે.

## શંખનું વિધાન અને ફળ

જેના ઘરમાં દક્ષિણાવર્ત શંખ હોય તેને ત્યાં લક્ષ્મીનો હંમેશ વાસ રહે છે અને ધાર્મિક તેમજ માંગલિક કાર્યો થયા કરે છે; તેમજ માનપાન વધે છે; રાજદરબારમાં, જનસમાજમાં આદરસત્કાર થયા કરે છે; દેશપરદેશમાં સારી નામના મળે છે; અને રોજીધંધામાં વધારો કરી સારો લાભ અપાવે છે. વિશેષમાં નાણાંની આવક સારી રહે છે; પુત્ર પૌત્રાદિકથી કુટુંબસુખ વધારે છે અને ધનધાન્ય સારી સંપત્તિનો લાભ અપાવે છે.

## પૂજનવિધિ

સ્નાનાદિકથી પરવારી, ધોએલાં શ્વેત વસ્ત્ર પહેરી, દરરોજ શંખને પ્રથમ દૂધથી અને પછી શુદ્ધ પાણીથી નવરાવી, ચંદન, અક્ષત, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરેથી ષોડશોપચાર પૂજા કરવી. તે વખતે પૂજનનો નીચેનો મંત્ર બોલવો: ' ॐ ह्रीँ श्रीँ क्लीँ श्रीधरकरस्थाय पयोनिधिजाताय श्रीदक्षिणावर्तशंखाय ह्रीँ श्रीँ क्लीँ श्रीकराय नमः ।

આ શંખને સોનાથી મઢાવવો અને કેશર, ચંદન, ચમેલી, જુઈ, હીના કે ગુલાબનું અત્તર ચઢાવવું. બેઠક (સિંહાસન) ચાંદીની રાખવી. નૈવેદ્ય ચાંદીના વાસણમાં

ધરાવવું. તે માટે દૂધમાં સાકર, કેશર, કસ્તુરી, બદામ, એલચી નાખવી, ને કેળાં સાથે ધરાવવું. દરરોજ ભોજન-વખતે ઘરમાં જે રસોઈ કરી હોય, તે ધરાવવી.

## શંખનું ધ્યાન

ॐ ह्रीँ श्रीँ क्लीँ श्रीधरकरस्थाय पयोनिधिजाताय लक्ष्मीसहोदराय चिन्तितार्थसम्पादकाय श्रीदक्षिणावर्तशंखाय श्रीकराय पूज्याय क्लीँ श्रीँ ह्रीँ ॐ नमः ।

सर्वाभरणभूषिताय प्रशस्याङ्गोपाङ्गसंयुताय कल्पवृक्षाधः-स्थिताय कामधेनु-चिन्तामणि-नवनिधिरूपाय चतुर्दशरत्नपरि-वृतायाष्टादशमहासिद्धिसहिताय श्रीं लक्ष्मीदेवतासहितश्रीकृष्ण-देवकरतललालिताय श्रीशंखमहानिधये नमः ॥ इति ।

## જપમંત્ર

'ॐ ह्रीँ श्रीँ क्लीँ व्लूँ दक्षिणमुखाय शंखनिधये समुद्रप्रभवाय शंखाय नमः ।

દરરોજ ૧૦૮ અથવા ૧૦૦૮ મંત્ર ભણવા જોઈએ.

## મંત્રજપશંખદેવાર્પણ

गुह्यातिगुह्यगोप्ता त्वं, गृहाणास्मत्कृतं जपम् ॥
सिद्धिर्भवतु मे देव, त्वत्प्रसादान्महेश्वर ॥

જપ કરી રહ્યા પછી મંત્ર સાથે પાણી આકાશ તરફ ઉપર છાંટી અર્પણ કરવું.

પવિત્ર થઈ, પવિત્ર આસને, પવિત્ર એકાંત સ્થાને સ્થિર થઇ, શ્રદ્ધાપૂર્વક, ભક્તિથી જે નર કે નારી જમણા શંખનું વિધાનપૂર્વક પૂજન-અર્ચન કરે છે, તેઓને નવવિધિ-રિદ્ધિસિદ્ધિ મળે છે; તેમનો દરેક પ્રકારથી વૈભવ વિલાસ વધે છે-ધનધાન્ય વધ્યા કરે છે.

## જમણા શંખની ફલશ્રુતિ

શંખમાં જલ ભરી માથા ઉપર દરરોજ છાંટવાથી તમામ પાપો નાશ પામે છે. ખંડિત શંખ સારો નહિ. શંખમાં જળ લઇ વિષ્ણુનું પૂજન કરવાથી લક્ષ્મી પ્રસન્ન થાય છે ને મળે છે. શંખમાં દૂધ ભરી પૂજન કર્યા બાદ જે સ્ત્રી તે દૂધ પીએ છે, તેને સંતાન થાય છે, વાંઝીયાપણું મટે છે.

## શંખનો વર્ણભેદ

સફેદ વર્ણનો શંખ બ્રાહ્મણ જાતિનો, લાલ રંગનો ક્ષત્રિય જાતિનો, પીળા રંગનો વૈશ્ય જાતિનો અને કાળા રંગનો શુદ્ર જાતિનો જાણવો. પોતાની વર્ણ-જાતિ મુજબનો શંખ ઉત્તમ જાણવો અને તે જ સારું ફળ આપે છે. શંખમાં વિષ્ણુનો વાસ છે. જ્યાં શંખ છે, ત્યાં ભગવાન વાસ કરે છે અને તેમની સેવા કરવા લક્ષ્મીજી ઘરમાં પધારે છે. તેથી રોગ, શોક, મોહ નાશ પામે છે. દુઃખ માત્ર જતાં રહી સર્વ સુખનો વધારો થવા પામે છે. સ્ત્રી અને શૂદ્રોએ શંખનાદ કરવો નહિ. જો કરે તો ઘરમાંથી લક્ષ્મી ચાલી જાય છે.

અમને દક્ષિણાવર્ત-શંખના ત્રણ કલ્પો મળ્યા છે, તે પાઠકોની જાણ માટે ગુજરાતી અનુવાદ સાથે અહીં આપવામાં આવે છે.

## अथ दक्षिणावर्त-शङ्खकल्प : (प्रथम: )।

ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ सुदक्षिणावर्तशङ्खाय नमः ।

इति पूजामन्त्रः। १०८ वारं नित्यं पूज्यते चन्दनागुरु-कर्पूरैः। प्रथमयामपूजायां राज्यमानम्। द्वितीययामे श्रीवृद्धिः। तृतीययामे यशःकीर्तिवृद्धिः। चतुर्थयामे सन्तानवृद्धिः। स च शङ्खश्चन्दनचर्चितः सन् एकवर्णगोदुग्धेन प्रक्षाल्य तद् दुग्धं यदि वन्ध्यायै दीयते तदा सुतोत्पत्तिः। मृतवत्सायै वत्सजीवनम्। कुक्षिपूजा-परावर्तः स आयुष्यमान् सुरेन्द्रप्रियो भवति। विसदृशच्छाये शङ्खे पूजकस्य नाशः स्यात्।

ॐ श्रीँ श्रीधरकरस्थाय पयोनिधिजाताय लक्ष्मीसहोदराय चिन्तितार्थप्रदाय श्रीदक्षिणावर्तशङ्खाय ह्रीँ श्रीँ श्रीकराय पूज्याय नमः।

ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ दक्षिणमुखाय शङ्खनिधये समुद्रप्रभवाय नमः।

एक मासं यावत् प्रत्यहं १० माला जपः कार्यः।

## द्वितीयः कल्पः।

समद्रस्योत्तरे कोणे, शङ्खधारावती पुरी।
तस्यां शङ्खाः समुत्पन्ना, वामावर्ताः सहस्रशः ॥१॥

तेषां मध्येऽपि राजाख्यो, दक्षिणावर्ततां गतः ।
शङ्खारूढोऽपि सर्वत्र, जले खेलति निर्भयः ॥२॥

कृष्णायुधमिव श्रेयान्, सामान्यसर्वशङ्खकैः ।
तं कश्चित् पुण्ययोगेन, प्राप्नोति पुरुषोत्तमः ॥३॥

तस्य राजा वशं याति, धन-धान्यैर्न मुच्यते ।
दुष्टाश्व-गज-सर्पेभ्यो, न भयं तस्य सम्भवेत् ॥४॥

शाकिनी-भूत-वेतालाः, पिशाचा ब्रह्मराक्षसाः ।
प्रभवन्ति न वै तस्य, यत्र शङ्खो महाद्युतिः ॥५॥

अकाले मरणं नास्ति, दुर्जनैर्नोपहन्यते ।
अग्नि-चौरभयं नैव, शुभं सर्वत्र जायते ॥६॥

सुरभि-दुग्धवर्णाभो, धूसरच्छायतां गतः ।
न ग्रहः स हि दोषाणां, प्रभवः परिकल्पितः ॥७॥

रक्त-पीत-हरिच्छ्वेत-द्युतिराभ्यन्तरे भवेत् ।
स श्री-सन्तान-दिक्कीर्तिं, प्रददाति न संशयः ॥८॥

ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ श्रीदक्षिणावर्तशङ्खाय भगवते विश्वरूपाय सर्वयोगीश्वराय त्रैलोक्यनाथाय सर्वकामप्रदाय सर्व-ऋद्धि-समृद्धि-वाञ्छितार्थसिद्धिदाय नमः ।

अग्रतो लक्ष्मीबीजानि सञ्चिन्त्य—

ॐ ह्रीँ श्रीँ क्लीँ ऐँ महालक्ष्मि मम वाञ्छितार्थ-सिद्धिं कुरु कुरु स्वाहा ।

इत्यादिपुरस्सरं पूर्वोक्तमन्त्रेण कर्पूरादिसुगन्धिद्रव्यैः श्वेतपुष्पैः प्रत्यहं पूजा कार्या ।

## तृतीयः कल्पः

अथातः सम्प्रवक्ष्यामि, लोकानां हितकाम्यया ।
दक्षिणावर्तमाहात्म्यं, सर्वकामितदायकम् ॥१॥

श्वेतवर्णो महान् भव्यः, पीतवर्णस्तु मध्यमः ।
श्यामाभः कीटकाकीर्णो, नैव वाञ्छितदायकः ॥२॥

यथा यथा वृद्धिमान् स्यात्, तथाधिकफलप्रदः ।
गृहीत्वा गुप्तसंस्थाने, स्थाप्यो देवालये वरे ॥३॥

अष्टम्यां च चतुर्दश्यां, प्रतिष्ठाप्य सुविस्तरैः ।
सूरिमन्त्रैः स्वमन्त्रेण, शुभलग्ने फलप्रदः ॥४॥

षड्दश द्रव्यमादाय, वासः सिद्धार्थपुष्पकैः ।
कर्पूर-चन्दनाद्यैश्च, चर्चयेद् गाङ्गवारिणा ॥५॥

ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ प्रदक्षिणाय नमः ।

[अयं प्रदक्षिणामन्त्रः]

ॐ नमो भगवन् प्रदक्षिणावर्त ! क्षीरोदधितनय ! लक्ष्मीभ्रातः ! अत्र सपरिवारेण अमुकस्य गृहे तिष्ठ २, पूजां बलिं गृहाण २, मनोरथान् पूरय २ ह्रीँ नमः ।

[अनेन मन्त्रेण पूजा]

## अथ दक्षिणावर्तशङ्खस्तुतिः

नमामि देवं सकलार्थसिद्धिदं, सुश्वेतवर्णं कमलासहोदरम् ।
क्षीरोदपुत्रं मनसोऽर्थदायकं, राज्यार्थसन्तानफलप्रदं भजे ॥६॥
कल्याणकारी दुरितापहारी, मनोऽर्थधारी घनविघ्नतारी ।
श्रीदक्षिणावर्त–सुरम्यनाथ ! मनोरथं पूरय मे समग्रम् ॥७॥
पुष्पसंस्तारके स्थाप्य, क्षीरगङ्गादिवारिणा ।
प्रक्षाल्य पूजयेन्नित्यं कर्पूर–चन्दनादिभिः ॥८॥
पूर्वाह्ले राज्यसन्मानं, द्वितीये जनवल्लभः ।
तृतीये धनवृद्धिश्च, चतुर्थे पुत्र–सन्ततिः ॥९॥
ददाति पूजितो नित्यं, चतुर्भिः प्रहरैः पृथक् ।
चिन्तामणिसमो ज्ञेयो, दक्षिणावर्त–शङ्खकः ॥१०॥
यां यां हि कामनां कृत्वा, पूज्यते जलजो यथा ।
जापे ध्याने स्थितस्याथ, ददाति सततं हि तम् ॥११॥
वन्ध्यापुत्रप्रदो ज्ञेयो, निर्धनस्य धनप्रदः ।
अराज्यस्य ददद् राज्यं, कामुकस्य हि कामितम् ॥१२॥

પૂજા કરીને મંત્ર ભણતાં ભણતાં જાઈનાં ફૂલ ૧૦૮ અર્પણ કરવા, નૈવેદ્ય ધરવું તથા ધૂપ કરવો.

### પહેલો કલ્પ

ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ सुदक्षिणावर्तशङ्खाय नमः ।
આ પૂજામંત્ર છે. ચંદન, અગર તથા કપૂર વડે ૧૦૮ વાર નિત્ય પૂજન કરાય છે. પહેલાં પ્રહરમાં પૂજા કરવાથી રાજ્યમાન મળે છે, બીજા પ્રહરમાં પૂજવાથી ધનવૃદ્ધિ

થાય છે, ત્રીજા પ્રહરમાં પૂજવાથી યશકીર્તિ વધે છે, ચોથા પ્રહરમાં પૂજવાથી સન્તાનવૃદ્ધિ થાય છે. તે દક્ષિણાવર્ત શંખની ચંદન વગેરેથી પૂજા કરી એક રંગવાળી ગાયના દૂધમાં ધોઈ, તે દૂધ વાંઝણી સ્ત્રીને અપાય તો પુત્રોત્પત્તિ થાય, મૃતવત્સાને અપાય તો પુત્ર જીવે. શંખની કૂખ અને આવર્તની પૂજા કરવાથી પૂજક સુરેંદ્રનો પ્રિય થાય છે, એકસરખી છાયાવાળા શંખની પૂજા ઉત્તમ છે. અસમાન છાયાવાળા શંખની પૂજાથી પૂજકનો નાશ થાય છે.

'ૐ શ્રીँ श्रीधरकराय' આદિ મંત્રનો અથવા ૐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ दक्षिणमुखाय' ઈત્યાદિ મંત્રનો એક માસ સુધી દરરોજ જપ કરવો.

## બીજો કલ્પ

સમુદ્રના ઉત્તરકોણમાં શંખધારાવતી નામની પૂરી છે. તેમાં વામાવર્ત–ડાબી બાજુવાળા હજારો શંખ ઉત્પન્ન થયા. ૧. તેમાં પણ શંખરાજ રૂપે દક્ષિણાવર્ત જમણી બાજુવાળો શંખ જલમાં રહેલા બધા શંખો ઉપર આરૂઢ થયેલો નિર્ભયપણે રમે છે. ૨. તે દક્ષિણાવર્ત શંખ સામાન્ય બધા શંખોની અપેક્ષાએ ભગવાન્ કૃષ્ણના આયુધ તરીકે હોવાને લીધે અત્યંત મંગળમય છે. તેને પુરુષોમાં કોઈક શ્રેષ્ઠ પુરુષ પૂર્વપુણ્યોના યોગથી પ્રાપ્ત કરે છે. ૩. તે શંખ જેની પાસે હોય છે, તેને રાજાઓ વશ થાય છે, ધન–ધાન્યથી રહિત થતો

નથી. દુષ્ટ ઘોડા, હાથી કે સાપોનો ભય થતો નથી. ૪. શાકિની, ભૂત, વેતાળ, પિશાચ, બ્રહ્મરાક્ષસ વગેરે જ્યાં તે મહાન કાંતિવાળો દક્ષિણાવર્ત શંખ હોય છે, ત્યાં હોતા નથી. ૫. તે શંખની પૂજા કરનાર કોઈ દિવસ અકસ્માત મરણ પામતો નથી, દુર્જનો તેનું કંઈ નષ્ટ કરી શકતા નથી. અગ્નિ કે ચોરના ભયો તેને સતાવતા નથી અને તેનું સર્વત્ર શુભ થાય છે. ૬. ગાયના દૂધની જેવી કાંતિવાળો શંખ ઉત્તમ ગણાય. ધૂમાડા જેવા રંગવાળો ઉત્તમ ગણાતો નથી. એટલે આવા દોષવાળો શંખ લેવો નહિ. તે અનેક દોષોને ઉત્પન્ન કરનારો છે. ૭. લાલ, પીળો, લીલી કે સફેદ કાંતિ જેની અંદરથી ચમકતી હોય તે શંખ, લક્ષ્મી, સંતાન અને દિશાઓમાં કીર્તિને આપે છે, તેમાં સંશય નથી. ૮.

'ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ श्री दक्षिणावर्तशङ्खाय' ઈત્યાદિ મંત્ર છે. તેની પહેલાં લક્ષ્મીબીજ શ્રીઁ નું ચિન્તન કરી ॐ ह्री श्रीँ क्लीँ ऐँ महालक्ष्मि' ઈત્યાદિ મંત્રપૂર્વક કપૂર અને અન્ય સુગંધી દ્રવ્ય તથા શ્વેતપુષ્પોથી પ્રતિદિન પૂજા કરવી.

## ત્રીજો કલ્પ

હવે જગતના હિતની દૃષ્ટિથી હું સર્વકામનાઓને પૂર્ણ કરનાર દક્ષિણાવર્ત શંખના માહાત્મ્યને કહું છું. ૧.

શ્વેતવર્ણવાળો દક્ષિણાવર્તશંખ અતિ ભવ્ય હોય છે, પીળા વર્ણવાળો મધ્યમ હોય છે, કાળા ધુંવાડા જેવા

રંગવાળો અને કીડાઓથી ખાધેલ શંખ સારો હોતો નથી. ૨.

તે શંખ જેમ જેમ મોટો હોય છે, તેમ વધારે ફળ આપનાર હોય છે. તે શંખ કોઈ ગુપ્તસ્થાનમાં, અથવા ઉત્તમ દેવાલયમાં સ્થાપવો જોઈએ. ૩.

આઠમ કે ચૌદસના દિવસે વિસ્તૃત વિધિપૂર્વક સૂરિમંત્ર અથવા પોતાના ઈષ્ટમંત્ર વડે શુભ લગ્નમાં તેની પ્રતિષ્ઠા કરવાથી તે ઉત્તમ ફળ આપે છે. ૪.

તે શંખને ગંગાજલથી સ્નાન કરાવે, કપૂર અને ચંદનથી તેની પૂજા કરે, સુગંધવાળા ઉત્તમ પુષ્પોમાં તેને પધરાવે. એમ ષોડશોપચાર–પૂજનથી તે શંખ ઉત્તમ ફળ આપે છે. ૫.

ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ प्रदक्षिणाय नमः

(આ પ્રદક્ષિણાનો મંત્ર છે.)

‘ॐ नमो भगवते’ ઈત્યાદિ મંત્ર વડે શંખની પૂજા કરવી.

## દક્ષિણાવર્તશંખની સ્તુતિ

ઉત્તમ શ્વેતવર્ણવાળા, લક્ષ્મીના ભાઈ તથા સમસ્ત ઇચ્છિત વસ્તુને આપનાર દેવસ્વરૂપ ‘દક્ષિણાવર્તશંખ’ને હું નમન કરું છું. સમુદ્રના પુત્ર, મનની ઇચ્છાને પૂરનાર

તથા રાજ્ય, ધન, સંતાનના ફળને આપનાર તે શંખનું હું સ્મરણ કરું છું. ૬

હે દક્ષિણાવર્ત શંખદેવ ! તું કલ્યાણ કરનાર, પાપ હરનાર, ઈચ્છિત આપનાર તથા દુષ્ટ વિઘ્નોથી રક્ષણ કરનાર છે. તેથી હે દેવ ! મારા બધા મનોરથને પૂર્ણ કર. ૭

ફૂલોની શય્યા ઉપર વિરાજમાન કરી, દૂધ અને ગંગાજળથી સ્નાન કરાવી, કપૂર, ચંદન વગેરેથી નિત્ય પૂજન કરવું જોઈએ. ૮

પ્રાતઃકાળમાં તે શંખની પૂજા કરવાથી રાજ્યસન્માન મળે છે, બીજા પ્રહરમાં પૂજવાથી લોકોના પ્રિય થવાય છે. ત્રીજા પ્રહરમાં પૂજવાથી ધનની વૃદ્ધિ થાય છે તથા ચોથા પ્રહરમાં પૂજવાથી પુત્રાદિસંતતિ પ્રાપ્ત થાય છે. ૯.

તે શંખ દરરોજ ચારે પ્રહરોમાં પૃથક્ પૃથક્ પૂજન કરવાથી પૃથક્ પૃથક્ ફળને આપે છે. તે દક્ષિણાવર્ત શંખ ચિંતામણિ જેવો સમજવો. ૧૦.

જે જે કામના મનમાં રાખી દક્ષિણાવર્ત શંખની પૂજા કરાય છે, તેમજ તેના મંત્રનો જપ અને તેનું ધ્યાન કરાય છે, તે તે શંખ તત્કાળ તેને આપે છે. ૧૧.

તે શંખ વંધ્યાને પુત્ર આપનાર નિર્ધનને ધન આપનાર, રાજ્યભ્રષ્ટને રાજ્ય આપનાર તથા સ્ત્રી વગેરેની કામનાવાળાને યથેચ્છ વસ્તુ આપનાર જાણવો. ૧૨.

દક્ષિણાવર્ત શંખના બે મંત્રો આ રીતે પણ મળે છેઃ

(१) ॐ ह्रीँ श्रीँ क्लीँ ब्लूँ श्रीधरकरस्थाय पयोनिधिजाताय श्रीकराय जनपूज्याय दक्षिणावर्तशङ्खाय सुरज्याय देवाधिष्ठिताय क्लीँ श्रीँ ह्रीँ नमः । (जपमन्त्रः)

(२) ॐ नमः सर्वतोभद्राय सर्वाभीष्टप्रदाय सर्वारिष्टदुष्टकष्टनिवारकाय कामितार्थप्रदाय शङ्खाय स्वाधिष्ठायकाय भास्करीं क्लीँ स्वीँ ब्लूँ क्रौँ नमः स्वाहा ॥ (प्रतिष्ठामन्त्र)



[ ૩૩ ]

# એકાક્ષી નાળિયેરનો કલ્પ

વનસ્પતિમાં અદ્ભુત ગુણો હોય છે. તે અંગે કેટલુંક વિવેચન પૂર્વે થઈ ગયું છે. વનસ્પતિમાં પણ પુષ્પ અને ફલનો મહિમા અનેરો છે, તેથી જ દેવ-દેવીના પૂજનમાં તેનો ખાસ ઉપયોગ થાય છે. બધાં ફલોમાં નાળિયેર અધિક મહિમાશાલી છે. દરેક શુભ પ્રસંગે શકુનવંતી વસ્તુ તરીકે તેની સ્થાપના કરવામાં આવે છે અને બહુધા તેને '**શ્રીફલ**' તરીકે જ સંબોધવામાં આવે છે. જે ફલ શ્રી એટલે લક્ષ્મી, શોભા કે સૌન્દર્યનું આકર્ષણ કરવામાં ઉપયોગી છે, તે શ્રીફલ.

નાળિયેર સામાન્ય રીતે એક ચોટલી અને બે આંખોવાળું હોય છે, પરંતુ તેમાં કેટલાક નાળિયેર બે ચોટલીવાળા કે એક આંખવાળા પણ હોય છે. આ નાળિયેર અંગે શાસ્ત્રોમાં કહેવાયું છે કે–

द्विजटश्चैकनेत्रस्तु, नारिकेलो महीतले ।
चिन्तामणिसमः प्रोक्तो, वाञ्छितार्थप्रदायकः ।

'બે ચોટલીવાળું તેમજ એક નેત્રવાળું નાળિયેર આ પૃથ્વીમાં ચિંતામણિરત્ન જેવું ગણાય છે, કારણ કે તે મનોવાંછિત ફળ આપે છે.'

એક નેત્રવાળા નાળિયેરને સામાન્ય રીતે એકાક્ષી નાળિયેર કહેવામાં આવે છે. તે અંગે પૂર્વપુરુષોએ જે વિધાનો દર્શાવ્યાં છે, તે ઘણાં મહત્ત્વનાં છે. તેને અનુસરવાથી ઈચ્છિત લાભની પ્રાપ્તિ થાય છે. ઘણા મનુષ્યો આવા નાળિયેરને કુંકુમનું તિલક કરી સીધું તીજોરી કે કબાટમાં મૂકી દે છે, અને જ્યારે કંઈપણ લાભની પ્રાપ્તિ થતી નથી, ત્યારે આ બધું 'હંબગ' છે, એમ કહી તેની નિર્ભર્ત્સના કરે છે, પણ તેઓ ભૂલી જાય છે કે તેમણે તે અંગે જે વિધિ–વિધાન કરવું જોઈતું હતું, તે કરેલું નથી. વિધિ–વિધાનથી તેમાં પ્રાણપ્રતિષ્ઠા થાય છે અને પૂજન–જપ-ધ્યાનાદિ વડે તેનું અનુસંધાન થતાં યથેષ્ટ લાભની પ્રાપ્તિ થાય છે.

## પ્રતિષ્ઠાનો વિધિ

શુદ્ધ–સ્વચ્છ કરેલા સ્થાનમાં એક બાજોઠ પર પીળું રેશમી વસ્ત્ર પાથરવું અને તેના પર કેસર કે કુંકુમનો પટ દીધેલા અક્ષત વડે સ્વસ્તિક કરવો. તેના પર એકાક્ષી નાળિયેર પધરાવવું. તેની જમણી બાજુ (આપણી ડાબી બાજુ) ઘીનો દીપક પ્રકટાવવો અને તેની ડાબી બાજુ (આપણી જમણી બાજુ) લોબાનની અગરબત્તી પ્રકટાવવી. આપણું મુખ પૂર્વ દિશામાં રહે એ રીતે આ ગોઠવણ કરવી.

પછી અષ્ટગંધ વડે દાડમની કલમે તેના ઉપરના ભાગમાં 'શ્રીદેવ્યૈ નમઃ' લખવું અને તેની નીચેના ભાગમાં

'ॐ श्रीँ क्लीँ श्रीँ' એ ચાર બીજાક્ષરો લખવા અને તેથી નીચે 'ऋद्धिं सिद्धिं कुरु कुरु स्वाहा' એ શબ્દો લખવા.

પછી નીચેનો મંત્ર બોલી ચંદનનાં છાંટણાં નાખવાં. (આ પૂજન માટે ઓરસિયા પર ચંદન ઘસીને તૈયાર રાખવું.)

ॐ श्रीँ ह्रीँ क्लीँ ऐं महालक्ष्मीरूपाय एकाक्षि-नालिकेराय नमः सर्वसिद्धिं कुरु कुरु स्वाहा ।

તે પછી આ મંત્ર બોલવાપૂર્વક તેને પાંચ પ્રકારનાં પુષ્પો ચડાવવાં. તેમાં ચંપક, જાસુદ (રતનજોત), ગુલાબ, મોગરો, જાઈ, સેવંતી વગેરે પુષ્પોને પસંદગી આપવી. ચંપક પુષ્પમાં સુવર્ણચંપક એટલે સોનચંપાને પસંદગી આપવી. તે પછી આ મંત્ર બોલવા પૂર્વક ત્રણ કે પાંચ પ્રકારનાં તાજાં ફળો ચડાવવાં. તે પછી આ મંત્ર બોલવા-પૂર્વક નૈવેદ્ય ધરવું. તેમાં ખીર, કંસાર તથા મીઠાઈ મૂકવી.

તે પછી પ્રવાલ કે લાલ મણકાની માળાવડે ઉપરના મંત્રનો ૧૦૮ જપ કરવો. એટલે કે એક પૂરી માળા ફેરવવી.

ત્યારબાદ પંચમેવાનો હોમ કરવો. આ પ્રતિષ્ઠા શુભ દિવસે અને શુભ મુહૂર્તે કરવી.

આ રીતે આ નાળિયેરની પ્રતિષ્ઠા થયા પછી તેને પૂજાસ્થાનમાં કે લાકડાના કબાટમાં નીચેના કોઈપણ યંત્ર પર પધરાવવું.




યંત્ર પહેલો




યંત્ર બીજો

આ યંત્ર ભોજપત્ર પર લખી શકાય છે, પણ તે લાંબો વખત ટકે તે માટે ત્રાંબાનો કે ચાંદીનો બનાવવો.

## નિત્યપૂજન

તે પછી દરરોજ ધૂપ-દીપ કરી ઉપર જણાવેલો મંત્ર બોલી કુંકુમનું તિલક કરવું અને ત્યારબાદ એ જ મંત્રની એક માળા ગણવી.

## નૈમિત્તિક પૂજન

દીવાળી, હોળી, તેમજ ગ્રહણના દિવસે આ નાળિયેરની ખાસ પૂજા કરવી. દીવાળીના દિવસે મધરાતે તેની પૂજા કરી ૧૨૫૦૦ મંત્ર જપ કરવો. ત્યાર બાદ બદામ, ખારેક, સોપારી, લોબાન, મરી, ટોપરૂં જવ વગેરેને ઘીનો કરમો દઈ ખેરનાં લાકડાંનો અગ્નિ પ્રકટાવી ૧૨૫૦ હોમ કરવો. એટલે ધન-ધાન્યની વૃદ્ધિ થાય છે, પ્રતિષ્ઠા વધે છે, કોર્ટકચેરીમાં જય મળે છે અને મનના મનોરથ પૂરા થાય છે.

## કેટલાક પ્રયોગો

(૧) ॐ ह्रीँ ऐँ ह्रीँ एकाक्षि नालिकेराय नमः । આ મંત્ર બોલવા પૂર્વક રોજ ગુલાબનાં ફૂલ ૧૦૮ ચડાવી ૨૧ દિવસ સુધી ૧૦ માળા ફેરવવાથી સર્વજન વશ થાય છે.

(૨) ॐ ह्रीँ ऐँ एकाक्षिनालिकेराय नमः । આ મંત્ર બોલવા પૂર્વક ૨૧ કરેણનાં ફૂલ ચડાવી દશ માળાનો જપ કરતાં પાંચ દિવસમાં સ્વપ્ન આવે છે અને તેમાં આપણા પ્રશ્નનો જવાબ મળે છે.

(૩) આ નાળિયેરની ત્રિકાળ પૂજા કરતાં લક્ષ્મી વધે છે અને કોર્ટ-કચેરીમાં જય મળે છે.

(૪) દક્ષિણ દિશામાં મુખ રાખી ૧૦૮ વાર મંત્ર ગણવો અને દુશ્મનનું નામ લઈ કરેણનાં ફૂલ ઉછાળવાં, તો દુશ્મનનો પરાભવ થાય છે.

# પરિશિષ્ટ

## [૧]

## તંત્રસાહિત્ય : એક વિહંગાવલોકન

(લેખક- ડો. રુદ્રદેવ ત્રિપાઠી, એમ. એ., પી-એચ. ડી.)

### સામાન્ય ધારણા

તંત્રો વિષે આપણે ત્યાં ઘણા ભ્રમો ફેલાયેલા છે. કેટલાક અશિક્ષિતોને છોડી દઈએ તો પણ શિક્ષિત-સમાજ તંત્રની વાસ્તવિક ભાવનાથી દૂર માત્ર ભ્રાંત-ધારણાને લીધે જ આવા સાહિત્યને જંતર-મંતર કે જાદુ-ટોણાનું સાહિત્ય જ માને છે. તંત્રોની ઉદાત્ત ભાવના અને વિશુદ્ધ આચાર-પદ્ધતિથી પરિચિત ન હોવાને કારણે આજે ઘણી વ્યક્તિઓ તો તે સાહિત્યને ઘૃણાની દૃષ્ટિએ જુએ છે, અથવા તો તેમાંથી કેટલીક એવી બાબતોને શોધે છે કે જે નરી ક્ષુદ્ર અને અંગત સ્વાર્થોને પૂરનારી હોય છે.

## 'તંત્ર' શબ્દનો અર્થ

શૈવાગમોમાં તંત્ર શબ્દના અર્થને સ્પષ્ટ કરતાં જણાવ્યું છે કે—' જેના વડે મંત્રના અર્થનું વિસ્તાર-પૂર્વક નિરૂપણ થાય અને મનુષ્યોની ભયથી રક્ષા થાય તે 'તંત્ર' છે. તેમાં જ તંત્રની તંત્રતા છે, એમ તંત્ર-શાસ્ત્રોના જાણકાર કહે છે. તેમજ તંત્ર શબ્દનો અર્થ વ્યાપક રીતે વિચારીએ તો શાસ્ત્ર, સિદ્ધાંત, અનુષ્ઠાન અને વિજ્ઞાન થાય છે. તેનું જ બીજું નામ છે—'આગમ.' તંત્ર અને આગમને પર્યાયવાચી કહી શકાય. આગમ શાસ્ત્ર તેને કહેવાય છે કે જેમાં ભોગ અને મોક્ષના ઉપાયો દર્શાવેલા હોય.

દેવતાઓનું સ્વરૂપ, ગુણ, કર્મ વગેરેનું જેમાં ચિંતન હોય તથા પટલ, પદ્ધતિ, કવચ, સહસ્રનામ તથા સ્તોત્ર આ પાંચ અંગોવાળી પૂજાનું જેમાં વિધાન હોય, તેને તંત્રગ્રંથની સંજ્ઞા અપાય છે. તંત્રોમાં પંચમકારાદિ અનેક શબ્દો એવા છે કે જેમનો અર્થ રહસ્યપૂર્ણ છે અને તે ગુરુગમ્ય છે. વામમાર્ગનું પણ રહસ્ય એવું જ છે. આવા શબ્દોને અનુલક્ષીને જ કતિપય જનો આ સાહિત્યની નિંદા કરવા માંડે છે, જે સર્વથા અનુચિત છે.

તંત્ર–સાહિત્ય ઘણા પ્રાચીન કાળથી ચાલ્યું આવે છે. તેમાં ભારતીય વિભિન્ન સંપ્રદાયોના ઉદયની સાથે જ

---

× सर्वेऽर्था येन तन्यन्ते, त्रायन्ते च भयाज्जनान् ।
इति तन्त्रस्य तन्त्रत्वं, तन्त्रज्ञाः परिचक्षते ॥

ઉદિત વિવિધ તંત્રસંપ્રદાયોનું પણ સર્જન થયું છે. કેટલાક ગ્રંથોમાં એમ પણ કહ્યું છે કે વેદ–વેદાંગ શાસ્ત્રોનાં અધ્યયનમાં શૂદ્રાદિ વર્ણોની ગતિ ન હોવાને લીધે તંત્ર-શાસ્ત્રોની રચના થઈ છે.

## તંત્રગ્રંથ

તંત્રગ્રંથોનું પ્રણયન સર્વપ્રથમ ક્યાં અને ક્યારે થયું ? આ પ્રશ્ન આજે પણ સમાધાન માગે છે. કેટલાક વિદ્વાનોનો અભિમત એવો છે કે સૌથી પહેલા બંગાલમાં અને તેની સાથે જ કાશ્મીરમાં તેના લખાણનો આરંભ થયો હશે ! આજે ભારતની સ્વતંત્રતા પછી વિદ્વાનોનું દાયિત્વ છે કે તેઓ યંત્ર–તંત્રના વિખરેલા આ સાહિત્યનો સંગ્રહ કરે અને તેની ગ્રન્થ–સંપદાના આધારે વિશ્રૃંખલિત કડિઓને જોડવાનો ઉપક્રમ કરે.

વર્તમાનમાં ઉપલબ્ધ તંત્રગ્રંથોમાં મુખ્યત્વે ચાર વાતો પ્રમુખ છે: ૧–જ્ઞાન, ૨–યોગ, ૩–ક્રિયા અને ૪ ચર્યા. તેમાં પ્રથમ **જ્ઞાન**–વિભાગમાં દર્શનની સાથે જ મંત્રોના રહસ્યાત્મક પ્રભાવનું વર્ણન કરાયું છે. યંત્ર અને મંત્રો પણ તેમાં આવી જાય છે. યોગવિભાગમાં સમાધિ અને યોગના અન્યાન્ય અંગોની ચર્ચા પ્રમુખ છે. સાથે જ ત્યાં યોગના અભ્યાસથી અલૌકિક સિદ્ધિઓની પ્રાપ્તિ સહજ રીતે પ્રાપ્ત થાય છે, તે પણ દર્શાવ્યું છે. ક્રિયા–વિભાગમાં મૂર્તિ–પૂજાનું વિધાન પ્રમુખ છે. મૂર્તિઓ અને મંદિરોનું નિર્માણ, તેમ જ તેમની પ્રતિષ્ઠાનાં વિધાનો

પણ તેમાં સંમિલિત છે. **ચર્યા**-વિભાગમાં ઉત્સવ, વ્રત અને સામાજિક અનુષ્ઠાનોનું વિવરણ છે. આ રીતે તંત્ર-ગ્રંથોની વિષયગત વ્યાપકતા દર્શનીય છે. એટલું જ નહિ એ ગ્રંથોનું દાર્શનિક દૃષ્ટિએ અનુશીલન કરતાં ત્રણ જાતના વિમર્શો પ્રતીત થાય છે. તેમાં ૧ દ્વૈત-વિમર્શ, ૨ અદ્વૈત-વિમર્શ તથા ૩ દ્વૈતાદ્વૈત-વિમર્શ. દેવતા-ભેદથી પણ તેના અનેક ભેદો છે, જેમાં વધારે પડતી ચર્ચા '૧ વૈષ્ણવ-તંત્ર, ૨ શૈવ-તંત્ર, ૩ શાક્ત-તંત્ર, ૪ ગાણપત્ય-તંત્ર, ૫ બૌદ્ધ-તંત્ર અને ૬ જૈન-તંત્ર' ઉપર કરવામાં આવી છે. અવાંતર ભેદોપભેદોને લીધે ઉપર્યુક્ત તંત્રોની પણ શાખા-પ્રશાખાઓ પ્રસરેલી છે. વ્યવહારમાં વૈષ્ણવ-તંત્રને 'સંહિતા', શૈવતંત્રને 'આગમ' તથા શાક્ત-તંત્રને 'તંત્ર' કહેવામાં આવે છે. તેથી જ. તંત્ર' શબ્દનો અર્થ શાક્ત-આગમોની 'સાધના-પદ્ધતિ' એવો પ્રચલિત છે.

## ૧. વૈષ્ણવ-તંત્ર

'વૈષ્ણવ-તંત્ર'માં 'પાંચરાત્ર'ની પ્રમુખતા છે. પાંચરાત્ર સંહિતાઓની સૂચી પ્રમાણે તેના ગ્રંથોની સંખ્યા ૨૦૦ થી વધારે છે. તેમાં કેટલાક ગ્રંથો પ્રકટ પણ થયા છે. પાંચરાત્ર ગ્રંથોની રચનાનો કાળ પાંચમા સૈકાથી સોળમા સૈકા સુધી મનાય છે. આમાં મહત્ત્વપૂર્ણ ગ્રંથ 'અહિર્બુધ્ન્ય-સંહિતા' છે. તેમાં નારદજી શિવને પ્રશ્નો કરે છે અને શિવજી ઉત્તરો આપે છે. ગ્રંથના વર્ણ્યવિષયોમાં— 'ધર્મદર્શન, વર્ણાશ્રમ, અક્ષરોની દાર્શનિક અભિવ્યક્તિ,

દીક્ષા-વર્ણન, મંત્ર, યંત્ર, ચક્ર, યોગ તથા યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરાવનારા વિધાનોની પ્રધાનતા છે. આ બધાનું વર્ણન સમીક્ષાત્મક શૈલીએ કરવામાં આવ્યું છે. ઈશ્વર-સંહિતા, પૌષ્કરસંહિતા, પરમસંહિતા, સાત્વતસંહિતા, બૃહદ્બ્રહ્મસંહિતા, જ્ઞાનામૃતસાર વગેરે સંહિતાઓની રચના ઉપર્યુક્ત કાળની પ્રમુખ ભેટ છે. જ્ઞાનામૃતસાર-સંહિતા 'નારદ–પાંચરાત્ર'ના નામથી પ્રકાશિત છે. બધા પ્રાણીઓ ઉપર આધિપત્ય પ્રાપ્ત કરવા માટે પાંચ દિવસના અનુષ્ઠાનનો નિર્દેશ થવાથી તેનું નામ 'પાંચરાત્ર' પડ્યું છે. નારદ પાંચરાત્રમાં શ્રી કૃષ્ણ અને રાધિકાજીના સંબંધમાં વિસ્તૃત ચર્ચા છે. આજે વૈષ્ણવ-તંત્રને માનનારાઓમાં પણ અનેક સંપ્રદાયો પ્રચલિત છે, તેમાં લોકો દીક્ષિત થાય છે તથા પારંપરિક સાધના વડે સ્વ–પરનાં કલ્યાણમાં મશગૂલ રહે છે.

## ૨. શૈવ–તંત્ર

શૈવાગમ–સાહિત્ય અતિવિસ્તૃત છે. તેમાં–સિદ્ધાંતશૈવ, વીરશૈવ, જંગમશૈવ, રૌદ્ર, પાશુપત, કાપાલિક, વામ, ભૈરવ વગેરે અનેક અવાંતર ભેદો છે. અદ્વૈતદૃષ્ટિથી શૈવ સંપ્રદાયમાં ત્રિક અથવા પ્રત્યભિજ્ઞા અને સ્પંદપ્રભૃતિ વિભાગો છે. અદ્વૈતમતમાં પણ શક્તિની પ્રધાનતા માનવા પર સ્પંદ, મહાર્થ, ક્રમ ઇત્યાદિ પ્રાપ્ત થાય છે. ૧૦ શૈવાગમ અને ૧૮ રૌદ્રાગમ પ્રસિદ્ધ છે. એમ પણ કહેવામાં આવે છે કે પરમશિવની ૫ શક્તિઓ–ચિત્,

આનંદ, જ્ઞાન, ઈચ્છા અને ક્રિયા છે. તેથી તેમને પંચવક્ત્ર કહે છે. તેમનાં પાંચ મુખોનાં નામ–ઈશાન, તત્પુરૂષ, સદ્યોન્નત, વામદેવ અને અઘોર છે. આ પાંચ મુખો વડે નિઃસૃત વાણીના પ્રસ્તાર–વિસ્તારથી ૧૦ સાત્વિક આગમ, ૧૮ રૌદ્રાગમ તથા ૬૪ ભૈરવાગમોની ઉત્પત્તિ થઈ છે. આમાં ભેદપ્રધાનાવસ્થાથી ૧૦ સાત્વિક આગમ, ભેદાભેદ પ્રધાનરૂપથી ૧૮ રૌદ્રાગમ તથા અભેદપ્રધાનરૂપથી ૬૪ ભૈરવાગમોનો પ્રાદુર્ભાવ થયો છે. સંમોહનતંત્રમાં બાવીશ ભિન્ન–ભિન્ન આગમોની ચર્ચા છે. તેમાં ચીનાગમ, કાપાલિક, અઘોર, જૈન તથા બૌદ્ધ આદિ આગમોની પણ ચર્ચા છે. આમાં પાશુપત, સિદ્ધાંતી અને પ્રત્યભિજ્ઞાદર્શન પ્રસિદ્ધ અને પ્રધાન છે. પાશુપત સંપ્રદાયની પ્રસિદ્ધિ કોઈ સમયે પશ્ચિમ ભારતમાં વધારે હતી. સિદ્ધાંતી–સંપ્રદાયનું સ્થાન દક્ષિણમાં છે. પ્રત્યભિજ્ઞાદર્શનનું કેંદ્ર કાશ્મીર છે.

એક વખત ભારતવર્ષમાં પાશુપત–સંસ્કૃતિનો વ્યાપક વિસ્તાર થયો હતો. ન્યાયવાર્તિકકાર 'ઉદ્યોતકર' અને ન્યાયભૂષણકાર 'ભા–સર્વજ્ઞ' પાશુપત હતા. ભાસર્વજ્ઞની 'ગણકારિકા' આકૃતિમાં જો કે નાની છે, તથાપિ તે પાશુપત દર્શનના વિશિષ્ઠ ગ્રંથોમાંની એક છે. આ પાશુપતદર્શન 'પંચાર્થવાદ–દર્શન' તથા 'પંચાર્થ–લાકુલામ્નાય' નામે વિખ્યાત હતું. પ્રાચીન પાશુપતસૂત્રો ઉપર 'રાશીકર'નું ભાષ્ય હતું. વર્તમાનમાં તેના પર કૌંડિન્યભાષ્યનું પ્રકાશન દક્ષિણથી થયું છે. આમાં કેટલાક ઉપાગમો પણ છે, જે

'મૃગેંદ્ર' અને 'પુષ્કર' નામે પ્રસિદ્ધ છે. આ આગમોમાં —સૃષ્ટિ, પ્રલય, દેવપૂજા, મંત્રસાધન, પુરશ્ચરણ, ષટ્કર્મ સાધન અને ધ્યાનયોગ'—આ સાત વિષયોની પ્રધાનતા હોય છે. આગમપ્રામાણ્ય, શિવપુરાણ તથા આગમ-પુરાણમાં આ સિવાય પણ કેટલાક અન્ય તાંત્રિક સંપ્રદાયના ભેદો વર્ણિત છે. વૈષ્ણવાગમોની અપેક્ષા શૈવાગમો પર્યાપ્ત વિસ્તારને પામ્યા છે તથા તેમાંજ શાક્ત-સિદ્ધાંતોનું મિશ્રણ થવાથી અનેક ધારાઓ ફેલાઈ ગઈ છે. ડો. પ્રબોધચંદ્ર બાગચીએ 'સ્ટડીઝ ઈન ધ તંત્રાઝ'માં તરતમભાવથી પ્રચલિત તંત્રોના ત્રણ ભાગ બતાવ્યા છેઃ ૧–સ્રોતો વિભાગ, ૨–પીઠવિભાગ તથા ૩–આમ્નાયવિભાગ. આમાં પહેલા વિભાગના ત્રણ ભેદો છે. જેમકે–૧–વામ, ૨–દક્ષિણ તથા ૩–સિદ્ધાંત. આ ત્રણ જાતના શૈવોની ચર્ચા 'અજિતાગમ'ની ભૂમિકામાં 'પૂર્વકારણાગમ'ના વચનથી તથા 'નેત્રતંત્ર'ના વચનથી આ રીતે મળે છેઃ

वामदक्षिणसिद्धान्तास्त्रिविधं शुद्धशैवकम् ।
मूलावतारतन्त्रादि–शास्त्रं यद्वामशैवकम् ॥
स्वच्छन्दादिनि तन्त्राणि दक्षिणं शैवमुच्यते ।
कामिकादीनि तन्त्राणि, सिद्धान्ता इति कीर्तिताः ॥

૩૬ । ૫૯–૬૦ ॥

આ રીતે ૧–વામશૈ ૨–દક્ષિણશૈવ તથા ૩–સિદ્ધાંતશૈવ, આ સંજ્ઞાઓ બની છે. 'સિદ્ધાંત-શિખામણિ'માં આ

ત્રણે શૈવોનું વધારે સ્પષ્ટીકરણ આપતા જણાવ્યું છે કે 'મિશ્ર-શૈવ' નામે એક ચોથો ભેદ પણ છે. જેમકે—

शक्तिप्रधानं वामाख्यं, दक्षिणं भैरवात्मकम् ।
सप्तमातृपरं मिश्रं, सिद्धान्तं वेदसम्मितम् ॥

વર્તમાનકાળમાં તંત્રોના વામ અને દક્ષિણ આવા બે ભાગો મળે છે. તેમાં વામમાર્ગનું તાત્પર્ય પંચમકાર નથી, પણ 'નિત્યાષોડશિકાર્ણવ'ના વચન પ્રમાણે 'वामावर्तेन पूजयेत्' (૧ । ૧૭૬) ઉપર વિરચિત 'સેતુબંધ' ટીકા તથા 'सव्यापसव्यमार्गस्था' (શ્લો. ૨૨૦) આ 'લલિતાસહસ્રનામ'ના 'સૌભાગ્યભાસ્કર' વ્યાખ્યાન વડે પ્રતિપાદિત પૂજનનો પ્રકારવિશેષ છે. આ શૈવાગમોના વક્તા, અનુવક્તા, શ્રોતા, શ્લોકસંખ્યા તથા ૨૦૭ ઉપાગમોની ચર્ચા પોંડિચેરીથી પ્રકાશિત 'રૌરવાગમ'ના પ્રથમભાગમાં જોવી જોઈએ. 'અજિતાગમ'માં પણ આ વિષય ઉપર વિચાર થયો છે. આ વિષયના પ્રધાનગ્રંથ—મૂલાવતારતંત્ર, સ્વચ્છંદતંત્ર અને કામિકતંત્ર છે.

### ૩. શાક્તતંત્ર

તંત્રોના પૂર્વોક્ત ત્રણ વિભાગોમાં પ્રથમ સ્રોતોવિભાગ શૈવોનો, બીજો પીઠવિભાગ ભૈરવ તથા કૌલમાર્ગીઓનો અને ત્રીજો આમ્નાયવિભાગ શાક્તોનો છે. શાક્તતંત્રોનો વિચાર પૂર્વોક્ત બંને તંત્રોની અપેક્ષા અધિક વિસ્તૃત છે. 'તંત્રસદ્ભાવ'માં તો એમ પણ કહ્યું છે કે—

सर्वे वर्णात्मका मन्त्रास्ते च शक्त्यात्मकाः प्रिये ।
शक्तिस्तु मातृका ज्ञेया, सा च ज्ञेया शिवात्मिका ॥

આ રીતે માતૃકા અને વર્ણથી નિર્મિત સમસ્ત વાઙ્મય શિવ-શક્ત્યાત્મક છે. શક્તિનાં વિભિન્ન રૂપો અને ઉપાસના વિવિધ પ્રકારોને લીધે તેના સાહિત્યનું પ્રમાણ બતાવવું મુશ્કેલ છે. તેથી અહીં માત્ર 'ત્રિપુર-સુંદરી'ની ઉપાસના અને તેને લગતા કેટલાક ગ્રંથો વિષે ચર્ચા કરીશું.

'સૌંદર્ય-લહરી'ના ટીકાકાર શ્રીલક્ષ્મીધરે ત્રિપુરોપાસનાના ત્રણ મતોની વિવેચના કરી છે. ૧-કૌલમત, ૨-મિશ્રમત અને ૩-સમયિમત. તેમાં કૌલમતના ૬૪ આગમો 'નિત્યાષોડશિકાર્ણવ'માં આ પ્રમાણે દર્શાવેલા છે.-(૧ થી ૫) 'મહામાયા, શંબર, યોગિની, જાલશંબર તથા તત્ત્વશંબર'. આ પાંચ તંત્રો; (૬ થી ૧૩) 'સ્વચ્છંદ, ક્રોધ, ઉન્મત્ત, ઉગ્ર, કપાલી, ઝંકાર, શેખર અને વિજય' આ આઠ ભૈરવતંત્રો; (૧૪ થી ૨૧) બહુરૂપાષ્ટક, અને શક્તિતંત્રાષ્ટક, ૨૨-જ્ઞાનાર્ણવ, (૨૩ થી ૩૦) બ્રહ્મ, વિષ્ણુ, રુદ્ર, જયદ્રથ, સ્કંદ, ઉમા, લક્ષ્મી તથા ગણેશના આઠ યામલો; ૩૧-ચંદ્રજ્ઞાન, ૩૨-માલિનીવિદ્યા, ૩૩-મહાસંમોહન, ૩૪-મહોચ્છુષ્મ, ૩૫-વાતુલ, ૩૬-વાતુલોત્તર, ૩૭-હૃદ્ભેદતંત્ર, ૩૮-માતૃભેદતંત્ર, ૩૯-ગુહ્યતંત્ર, ૪૦-કામિક, ૪૧-કલાવાદ ૪૨-કલાસાર, ૪૩-કુબ્જિકામત, ૪૪-મતોત્તર, ૪૫-વીણાખ્ય,

૪૬–૪૭–ત્રોતલ અને ત્રોતલોત્તર, ૪૮–પંચામૃત, ૪૯–રૂપભેદ, ૫૦–ભૂતોડ્ડામર, ૫૧–કુલસાર, ૫૨–કુલોડ્ડીજ, ૫૩–કુલચૂડામણિ, ૫૪–સર્વજ્ઞાનોત્તર, ૫૫–મહાપિચુમત, ૫૬–મહાલક્ષ્મીમત, ૫૭–સિદ્ધયોગીશ્વરીમત, ૫૮–કુરૂપિકામત, ૫૯–રૂપિકામત, ૬૦–સર્વવીરમત, ૬૧–વિમલામત, ૬૨–અરુણેશ, ૬૩–મોહિનીશ, અને ૬૪–વિશુદ્ધેશ્વર, આ તંત્રોની ગણના કરવામાં આવી છે.

ઉપર્યુક્ત મિશ્રમતાવલંબીઓમાં ચંદ્રકલા, જ્યોત્સ્નાવતી, કલાનિધિ, કુલાર્ણવા, કુલેશ્વરી, ભુવનેશ્વરી, બાર્હસ્પત્ય અને દુર્વાસામત આ આઠ આગમોની સ્વીકૃતિ છે. સમયિમતાવલંબીઓ શુભાગમપંચકને માને છે, તેમાં વસિષ્ઠ સનક, શુક, સનન્દન અને સનત્કુમાર આ પાંચ મુનિઓ વડે પ્રોક્ત સંહિતાઓની ગણના છે.

ઉપર કહેલા મતોનાં વિશદીકરણ, પ્રતિપાદન તથા માર્ગનિર્દેશની દૃષ્ટિએ અનેક આચાર્યોએ તંત્રગ્રંથોની રચના કરી છે. પરશુરામકલ્પસૂત્ર, નિત્યોત્સવ, વામકેશ્વરતંત્ર, નિત્યાષોડશિકાર્ણવ, શાક્તપ્રમોદ, શાક્તાનંદતરંગિણી, પ્રપંચસાર, તંત્રલોક વગેરે ગ્રંથો સુપ્રસિદ્ધ અને સંગ્રાહ્ય મનાય છે. તેમજ કતિપય પૂજા–પદ્ધતિઓ, સ્તોત્રો અને તે ઉપર રચાયેલી ટીકા–પ્રટીકાઓ, ભાષ્યો વગેરે પણ સારો પ્રકાશ પાડે છે.

**૪. ગાણપત્ય–તંત્ર**

ગણપતિની ઉપાસનાને લક્ષ્યમાં રાખી રચાયેલા ગ્રંથોની ગણના ગાણપત્યતંત્રમાં આવે છે. ગણપતિના–

ગિરિગણપતિ, ક્ષિપ્રગણપતિ, સિદ્ધિગણપતિ, નવનીત-ગણપતિ, શક્તિગણપતિ, ઉચ્છિષ્ટગણપતિ અને એકાક્ષરી ગણપતિ વગેરની પૂજા–ઉપાસના શાક્તસંમત છે. આમ્નાય-ભેદથી પૂર્વામ્નાયના વિરિંચિગણપતિ, દક્ષિણામ્નાયના લક્ષ્મીગણપતિ, પશ્ચિમામ્નાયના વિઘ્નગણેશ વગેરે પૂજ્ય છે. તેમજ હરિદ્રા, અર્ક, દૂર્વા વગેરેના ગણપતિ અને વિવિધ કામ્યકર્મો ઉપર આધારિત વિવિધ આકૃતિ-મૂલક ગણપતિની ઉપાસનાઓ થાય છે. ગણેશપુરાણ તથા શારદાતિલક વગેરે ગ્રંથોમાં તે સંબંધી વિશેષ વિવેચન છે. આમ તો સમસ્ત પૂજા–વિધાનના ગ્રંથોમાં ગણપતિની આરાધના વિષે લખાયું છે. શ્રીવિદ્યાના-ઉપાસકોમાં ગણપતિની પ્રાથમિક આરાધના માટે વિવિધ ન્યાસવિદ્યાઓનું વર્ણન છે. તાંત્રિક પદ્ધતિથી ગણપતિની સ્વતંત્ર ઉપાસના માટે 'શ્રીગણપતિ સપર્યાપદ્ધતિ' વગેરેનું પ્રકાશન પણ થઈ ચૂક્યું છે. ભારતના વિભિન્ન ભાગોમાં 'ગણપત્યથર્વશીર્ષ'નો પ્રયોગ પ્રચલિત છે. પ્રપંચસાર, મંત્રમહોદધિ, મંત્રમહાર્ણવ વગેરે ગ્રંથોથી આ વિષયમાં વધારે માહિતી મેળવી શકાય છે.

### ૫. બૌદ્ધતંત્ર

ભગવાન્ બુદ્ધના પરિનિર્વાણના ૨૮ વર્ષો પછી સિંહલના મલયપર્વત ઉપર પાંચ સત્કુલોએ બેસી તેવીસ પ્રાર્થનાઓ કરી. તે વખતે સ્વયં ભગવાન્ બુદ્ધદેવે ગુહ્યપતિ વજ્રપાણિના રૂપમાં અવતાર લઈ બધા તંત્રોનો ઉપદેશ આપ્યો. આ તંત્રોને ત્રીજા સત્કુલ–રાક્ષસસત્કુલે સાત સંધિ-

એની શક્તિ વડે આકાશકોશમાં સુરક્ષિત કરી લીધા. તે પછી સાહોરના સમ્રાટ 'જઃ'ને સ્વપ્ન થયું અને તે મુજબ તેણે સાધના કરી. પરિણામે વારાણસીથી ક્રિયાતંત્ર, સિંહલના વનભાગથી અનુયોગતંત્ર, જ્વાલામુખીના શિખરથી ચર્યાયોગતંત્ર તથા ઉડ્ડયાનદેશથી આદિયોગના ગ્રંથ પ્રાપ્ત થયા. આ ગ્રંથો મહાઆચાર્ય આનંદવજ્રને મળ્યા, ત્યારે તેઓએ તેમનું આલેખન કર્યું. ભારતમાં આચાર્ય શાંતરક્ષિત તથા આચાર્ય પદ્મસંભવ બૌદ્ધતંત્રવિદ્યાના પરમનિષ્ણાત હતા. આ આચાર્યોએ જ તિબ્બતમાં જઈ 'બસમ્-યસ્-અચિંતા' મહાવિહારની સ્થાપના કરી તથા તેની પ્રતિષ્ઠામાં ક્ષુદ્રદેવતાઓ વડે કરાયેલા ઉપદ્રવોનું શમન કર્યું. ફળસ્વરૂપ તિબ્બતમાં અનેક તંત્રગ્રંથોનો અનુવાદ થયો.

વજ્રયાન અને હીનયાન નામે બે શાખાઓ બૌદ્ધ-તંત્રમાં પ્રસિદ્ધ છે. વજ્રયાનના પિટકોમાં વિશુદ્ધ મુક્તિનો સહજમાર્ગ છે, તેથી જ હીનયાન અને સામાન્ય મહાયાનથી આની મહત્તા છે. મહાઆચાર્ય શ્રીસિંહ તથા મહાઆચાર્ય હુંકારે વિદેશથી આવેલા અનેક જિજ્ઞાસુઓને ભારતમાં વિશુદ્ધતંત્રનું જ્ઞાન આપ્યું હતું તથા મહાભિષેક કર્યો હતો. તારાદેવી આ મતની ઉપાસ્યા દેવી છે. કેટલાક ગ્રંથો સંસ્કૃતમાં પ્રકાશિત થઈ ચૂક્યા છે. આચાર્ય પદ્મસંભવે 'બૂસમ્-યસ્-મૂછિમલ-ફ'માં અષ્ટસાધનાઓના મંડળદ્વારા ત્યાંના રાજા અને શિષ્યોને અભિષિક્ત કરી દરેકને એક-એક સિદ્ધનો ભાર આપ્યો હતો. તે મુજબ

શિષ્યોએ પોતપોતાના કુલ મુજબ સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. આ રીતે બૌદ્ધતંત્ર–સાહિત્યના ગ્રંથો પણ પ્રચુર માત્રામાં ઉપલબ્ધ થાય છે. તેઓનું અનુશીલન ભારતમાં વિસ્તાર-પૂર્વક થાય તે વાંછનીય છે. અંગ્રેજીમાં કેટલીક સમાલોચનાઓ પ્રકાશિત થઈ છે. અન્ય ભાષાઓમાં પણ તે સાહિત્ય પીરસવાનું દાયિત્વ વિદ્વાનો ઉપર છે.

## ૬. જૈન તંત્ર

જૈન ધર્મના આદ્ય તીર્થંકર શ્રીઋષભદેવ જૈન તંત્રના મૂળ પ્રવર્તક મનાય છે. ઋષભદેવના પુત્ર નમિને નાગરાજે આકાશગામિની વિદ્યા આપી હતી. તે જ રીતે ગંધર્વ અને પન્નગોને પણ નાગરાજે ૪૮ હજાર વિદ્યાઓ આપી હતી, તેનું વર્ણન 'વસુદેવહિણ્ડી'નાં ચોથા લંબકમાં પ્રાપ્ત થાય છે. વિદ્યાઓના ધારક વિદ્યાધર હોય છે. દિગંબર ગ્રંથોમાં ૫૦૦ મહાવિદ્યાઓ તથા ૭૦૦ વિદ્યાઓનું વર્ણન છે. શ્વેતાંબરોના ગ્રંથ 'સમવાયાંગ'માં સ્પષ્ટ છે કે વિદ્યાનુવાદમાં ૧૫ વસ્તુઓ લેવાઈ અને જૈનાચાર્યોના ૪ કુલોમાં એક વિદ્યાધર કુલ હતું. વિદ્યાચરણ અને જંઘાચરણ મુનિઓના ઉલ્લેખો જૈનશાસ્ત્રોમાં પ્રાપ્ત થાય છે. લબ્ધિ તપવડે પ્રાપ્ત થાય છે. સ્ત્રીદેવતાધિષ્ઠિત વિદ્યા જપાદિસાધ્ય તથા પુરુષદેવતાધિષ્ઠિત મંત્ર પાઠસાધ્ય મનાયેલા છે. વસ્તુતઃ તંત્રસાહિત્યનું પ્રવર્તન તેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથથી પ્રપુષ્ટપણે થયું એમ કહેવાય છે. નિશીથસૂત્ર અને કેટલાક અન્ય સૂત્રોમાં સર્વ પ્રથમ નમસ્કારમંત્ર અને તેની સાધના

ઉપર વધારે ભાર મૂકાયો છે. સૂરિમંત્ર અને અન્ય કેટલીક વિદ્યાઓનો ઉલ્લેખ પણ આ ગ્રંથોમાં છે. 'પઉમચરિય, વસુદેવહિણ્ડી, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' આદિ ગ્રંથોમાં વિદ્યાઓનું વર્ણન છે અને સોલ વિદ્યાદેવીઓ તથા યક્ષ–યક્ષણીઓની પૂજા–આરાધનાને લગતી પદ્ધતિઓ પણ જુદી છપાએલી મળે છે. નમસ્કાર–મહામંત્ર, ઉવસગ્ગહરંસ્તોત્ર, નમોત્થુણં સૂત્રને અવલંબી આજે ઘણા ગ્રંથો પ્રકાશિત થઈ ચૂક્યા છે. ઉત્તરકાળના આચાર્યોમાં શ્રીસિંહતિલકસૂરિએ 'મંત્રરાજ–રહસ્ય' અને 'તંત્રલીલાવતી'ની રચના કરી છે. શ્રીજિનપ્રભસૂરિને પદ્માવતીદેવીના વરથી મંત્ર–તંત્રાદિનું જ્ઞાન મળ્યું હતું, તેનું સંકલન 'રહસ્ય–કલ્પદ્રુમ'માં થયેલું છે. આ ગ્રંથનો કેટલોક અંશ બીકાનેરમાં નાહટાજીની લાયબ્રેરીમાં છે. શ્રીહેલાચાર્યનો 'જ્વાલિનીમત' આ પરંપરાનો ઉત્તમ ગ્રંથ કહી શકાય. તેમાં ૧–મંત્રી, ૨–ગ્રહ, ૩–મુદ્રા, ૪–મંડળ, ૫–કટુતૈલ, ૬–વશ્યમંત્ર, ૭–સુગંધ, ૮–સ્નપનવિધિ, ૯–નીરાજન–વિધિ–અને ૧૦–સાધનવિધિ નામક દસ અધિકારો છે. શ્રી સિદ્ધસેનદિવાકર, આચાર્ય અકલંકદેવ, જિનદત્તસૂરિ, મુનિગુણાકર, કુંદકુંદાચાર્ય, હેમચંદ્રાચાર્ય તથા ઈંદ્રનંદિ વગેરે અનેક આચાર્યોનું વિશિષ્ટ યોગદાન છે. ઉવસગ્ગહરં, ભત્તિબ્ભર, નમિઊણ, લઘુશાંતિ, ભક્તામર, કલ્યાણમંદિર વગેરે સ્તોત્રો તથા તે ઉપર લખાયેલી ટીકા–પ્રટીકાઓ આ દિશામાં ઉત્તમ માર્ગદર્શન આપે છે. સિદ્ધચક્ર, ઋષિમંડલ, વિજય–પતાકા, વગેરે મંત્રોનો પ્રચાર અત્યધિક છે. ભૈરવપદ્મા–

વતીકલ્પ, સૂરિમંત્રકલ્પ, અર્જુનપતાકા, નમસ્કાર–મંત્ર, મંત્રચિંતામણિ આદિ ગ્રંથો છપાઈને પ્રકાશમાં આવી ચૂકયા છે. એક મહત્ત્વપૂર્ણ ગ્રંથ 'આર્ષવિદ્યાનુશાસન' છે. અને તે એકજ નામના ગ્રંથોની રચના—ઈંદ્રનંદિ, મલ્લિષેણ, સુકુમારસેન, તથા મતિસાગર વગેરે ભિન્ન–ભિન્ન આચાર્યોએ કરી છે, એટલે એકજ નામવાળા કેટલાક ગ્રંથો પ્રાપ્ત થાય છે. મલ્લિષેણ રચિત 'વિદ્યાનુશાસન' એક ઉત્તમ ગ્રંથ છે, તેની રચના ૧૧મા સૈકામાં થઈ છે. તેમાં ૨૪ અધિકાર છે અને તે પ્રાયઃ ૫૦૦૦ શ્લોક પ્રમાણનો છે. તેમાં તંત્રશાસ્ત્રને લગતા બધા વિષયોનો યથાવત સંગ્રહ થયો છે. પંચનમસ્કાર અને પાર્શ્વનાથ ભગવાન્‌ની ઉપાસનાની સાથે જ જૈનધર્મના અનેક દેવી–દેવતાઓની આરાધના વિષે મંત્રો–યંત્રો અપાયા છે. જૈનધર્મની વિશેષતાઓને ધ્યાનમાં રાખી મંત્રવ્યાકરણ, મંત્રદોષવિચાર, મંત્રશુદ્ધિના ઉપાયો, સંતાનપ્રાપ્તિ, વંધ્યાદોષનિવારણ, ગર્ભધારણ, ગર્ભરક્ષા, બાલરોગવિજ્ઞાન, ગર્ભસ્થિતિકાળની ક્રમિકરક્ષા, સર્પવિજ્ઞાન, વિષવિજ્ઞાન, નિધિગર્ભ–ભૂપરીક્ષણ વગેરે વિષયોનો એકત્ર સંગ્રહ આ ગ્રંથની એક મહાન્ સંપદા છે. આ ગ્રંથનું પ્રકાશન અત્યારે અમદાવાદની એક સંસ્થાએ હાથમાં લીધું છે, તે પ્રસન્નતાની વાત છે. આજે પણ આવા અનેક ગ્રંથો તંત્રવિષયના ઉદ્‌ભટ્ટ વિદ્વાનો વડે લખાયેલા ભંડારોમાં છે, જેમનું સંપાદન અને પ્રકાશન અત્યાવશ્યક છે. સુજ્ઞજનો આ વિષય ઉપર ધ્યાન આપી ભારતીય શાસ્ત્રસંપત્તિની રક્ષા કરે, એ જ શુભેચ્છા.

[ २ ]

## सूर्याष्टकम्

साम्ब उवाच—

आदिदेव नमस्तुभ्यं प्रसीद मम भास्कर।
दिवाकर नमस्तुभ्यं प्रभाकर नमोऽस्तु ते ॥१॥
सप्ताश्वरथमारूढं प्रचण्डं काश्यपात्मजम्।
श्वेतपद्मधरं देवं, तं सूर्यं प्रणमाम्यहम् ॥२॥
लोहितं रथमारूढं, सर्वलोकपितामहम्।
महापापहरं देवं, तं सूर्यं प्रणमाम्यहम् ॥३॥
त्रैगुण्यं च महाशूरं, ब्रह्मविष्णु-महेश्वरम्।
महापापहरं देवं, तं सूर्यं प्रणमाम्यहम् ॥४॥
बृंहितं तेजसां पुञ्जं, वायुमाकाशमेव च।
प्रभुं च सर्वलोकानां, तं सूर्यं प्रणमाम्यहम् ॥५॥
बन्धूकपुष्पसङ्काशं हारकुण्डलभूषितम्।
एकचक्रधरं देवं, तं सूर्यं प्रणमाम्यहम् ॥६॥
विश्वेशं विश्वकर्तारं, महातेजः प्रदीपनम्।
महापापहरं देवं, तं सूर्यं प्रणमाम्यहम् ॥७॥
श्री विष्णुं जगतां नाथं, ज्ञानविज्ञानमोक्षदम्।
महापापहरं देवं, तं सूर्यं प्रणमाम्यहम् ॥८॥
सूर्याष्टकं पठेन्नित्यं, ग्रहपीडा-प्रणाशनम्।
अपुत्रो लभते पुत्रं, दरिद्रो धनवान् भवेत् ॥९॥

ગ્રહપીડાના નિવારણ માટે આ 'સૂર્યાષ્ટક'નો પાઠ અત્યુત્તમ છે. આ અષ્ટકના રોજ ૧૨ પાઠ કરવા જોઈએ.

# સૂર્યાષ્ટકનો અર્થ

સાંબ કહે છે—

હે આદિદેવ ! તમને નમસ્કાર હો. હે સૂર્યદેવ ! મારા ઉપર પ્રસન્ન થાઓ. હે દિવાકર ! તમને નમસ્કાર હો. હે પ્રભાકર ! તમારે માટે મારા નમસ્કાર હો. ૧.

સાત ઘોડાવાળા રથ ઉપર વિરાજમાન, પ્રચંડ તેજસ્વી, કશ્યપના આત્મજ, (હાથમાં) સફેદ કમળ ધારણ કરેલા તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૨.

લાલ રંગના રથ ઉપર ચડેલા, આખાય જગત્‌ના પિતામહ અને મહાન પાપના હરનારા તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૩.

સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણે ગુણોવાળા, મહાન્ શૂર, બ્રહ્મા, વિષ્ણુ અને શિવસ્વરૂપ તથા મહાપાપને હરનારા તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૪.

પોતાના તેજઃપુંજ વડે સર્વત્ર વ્યાપ્ત, વાયુ અને આકાશરૂપ તથા સર્વલોકના અધિપતિ તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું ૫.

બંધૂક પુષ્પ જેવા રંગવાળા, હાર અને કુંડળ વડે વિભૂષિત તથા એક ચક્રને ધારણ કરનાર તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું ૬.

વિશ્વના અધિપતિ, વિશ્વના કરનાર, મહાન તેજ વડે દેદીપ્યમાન તથા મહાપાપને હરનારા તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૭.

શ્રીવિષ્ણુસ્વરૂપ, જગન્નાથ, જ્ઞાન, વિજ્ઞાન અને મોક્ષને આપનાર તથા મહાપાપને હરનારા તે સૂર્યદેવને હું પ્રણામ કરું છું. ૮.

આ સૂર્યાષ્ટકનો જે નિત્ય પાઠ કરે છે, તેની ગ્રહપીડાઓનો નાશ થાય છે, સંતાન વગરનો હોય તો સંતાન મળે છે અને દરિદ્ર હોય તો તે ધનને પ્રાપ્ત કરે છે. ૯.

# સાક્ષીભૂત ગ્રંથોની યાદી

[ વૈદિક, પૌરાણિક, તાંત્રિક તથા જૈન ગ્રંથો ]


અગસ્ત્યસંહિતા
ઉડ્ડીશતંત્ર
કર્મપ્રદીપ
કામાખ્યાતંત્ર
કુલાર્ણવતંત્ર
ગોરક્ષસંહિતા
ચિદ્દગગનચંદ્રિકા
જ્ઞાનમાલા
ત્રિનેત્રતંત્ર
તંત્રાલોક
દુર્ગાશપ્તસતી
નિત્યાષોડશિકાર્ણવતંત્ર
નેત્રતંત્ર
પરાર્થમંજરી
પ્રયોગસાર
ભગવદ્દગીતા
ભૈરવપદ્માવતીકલ્પ
મહાનિર્વાણતંત્ર
મહા પ્રાભાવિક ઉવસગ્ગહરં સ્તોત્ર
મહાર્થમંજરી
માલિનીવિજયોત્તર

મૃગેન્દ્રાગમ
મંત્રચિંતામણિ
મંત્રવિજ્ઞાન
મંત્રવિદ્યા
યાજ્ઞવલ્ક્યસંહિતા
યોગદર્શન
યોગવિંશિકા
યોગશાસ્ત્ર
યોગિનીતંત્ર
યોગીગુરૂ
રૂદ્રયામલ
વિદ્યાપ્રવાહ
વિશ્વામિત્રસંહિતા
શારદાતિલક
શિવસંહિતા
સનતકુમારસંહિતા
સિદ્ધિયોગ
સૌંદર્યલહરી
સંકલ્પસિદ્ધિ
સ્વચ્છંદતંત્ર
હઠયોગપ્રદીપિકા
હંસોપનિષદ્

( ઉપરાંત વિશેષાંકો, કોશો વગેરે. )

જપ અને ધ્યાન અંગે વિપુલ માહિતી આપતો એક
અપૂર્વ ગ્રંથ

# જપ–ધ્યાન–રહસ્ય

: લેખક :
અધ્યાત્મવિશારદ મંત્રમનીષી શતાવધાની પંડિત.
**શ્રી ધીરજલાલ ટોકરશી શાહ**

— મંત્રવિજ્ઞાન, મંત્રચિંતામણિ અને મંત્રદિવાકરની પૂરવણીરૂપ આ ગ્રંથ અવશ્ય વાંચવા જેવો છે.

— વિદ્વાનો અને વર્તમાનપત્રોની ખૂબ પ્રશંસા પામેલો છે.

— લોકોનું અજબ આકર્ષણ કરી ચૂક્યો છે.

— તેમાં જરૂરી મંત્રસંગ્રહ પણ અપાયો છે.

જો હજીસુધી આ ગ્રંથની નકલ મેળવી ન હોય, તો અવશ્ય મેળવી લેશો.

લગભગ ૪૫૦ પૃષ્ઠ, પાકું પુંઠું, મૂલ્ય રૂ. ૧૦–૦૦. પોસ્ટેજ ખર્ચ જુદું સમજવું. વી. પી. થી મોકલાય છે.

પ્રાપ્તિસ્થાન :

## આરાધના વસ્તુ ભંડાર

લધાભાઈ ગણપત બીલ્ડીંગ, બીજે માળે, ૧૧૩–૧૫ કેશવજી નાયકરોડ (ચીંચબંદર), મુંબઈ–૪૦૦૦૦૯.

મંત્રદિવાકર ગ્રંથમાં જેનો અનેકવાર ઉલ્લેખ આવેલો છે, તે—

# મંત્રવિજ્ઞાન

ગ્રંથ જો હજી સુધી તમે વસાવી લીધો ન હોય તો તરત વસાવી લેશો. પત્રકારોએ આ ગ્રંથનો હાર્દિક સત્કાર કર્યો છે અને એની મૂલવણી પ્રમાણભૂત મંત્રસાહિત્ય તરીકે કરી છે. આ ગ્રંથ વિદ્યાભૂષણ ગણિતદિનમણિ **શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ શાહ**ની એક મનનીય કૃતિ છે.

આ ગ્રંથ વૈદિક, પૌરાણિક, તાંત્રિક, તેમ જ જૈન મંત્રસાહિત્યના ૬૦ જેટલા ગ્રંથોને આધારે ઘણા પરિશ્રમપૂર્વક નિર્માણ કરવામાં આવ્યો છે. તેમાં ૩૫ જેટલાં પ્રકરણો છે અને તે મંત્રનાં તમામ અંગોનો સુંદર પરિચય આપી મંત્રસિદ્ધિ ક્યારે થાય? તેની સ્પષ્ટ સમજૂતી રજૂ કરે છે. ગુજરાતી ભાષામાં આ જાતનો ગ્રંથ આ પહેલો જ છે.

તેની બીજી આવૃત્તિની થોડી જ નકલો બાકી રહી છે, જે તેની લોકપ્રિયતા સૂચવે છે. આજે જ તમારો ઓર્ડર મોકલી આપો. મૂલ્ય રૂ. ૭–૫૦. પોસ્ટેજ ખર્ચ જુદું. વી. પી. થી પણ મોકલાય છે.

**પ્રાપ્તિસ્થાન :**

## આરાધના વસ્તુ ભંડાર

લધાભાઈ ગણપત બીલ્ડીંગ, બીજે માળે.

૧૧૩–૧૫ કેશવજી નાયકરોડ (ચીંચબંદર), **મુંબઈ–૪૦૦૦૦૯**

આરાધના માટેની સર્વસામગ્રી અમારી પાસેથી મળી શકશે.

*

આસન, માળા, અગરબત્તી, ધૂપ, વાસક્ષેપ, ફોટાઓ. પ્રતિષ્ઠિત કરેલા યંત્રો વગેરે.

*

વિધિપૂર્વક પ્રતિષ્ઠિત કરેલા દક્ષિણાવર્ત શંખ પણ મળી શકશે.

*

આરાધનાને લાગતું માર્ગદર્શન પણ અપાય છે.

*

વિશેષ જાણવા લખો અથવા મળો :




# આરાધના વસ્તુ ભંડાર

લધાભાઈ ગણપત બીલ્ડીંગ, બીજેમાળે
૧૧૩-૧૫ કેશવજી નાયકરોડ, (ચીંચબંદર), મુંબઈ-૪૦૦૦૦૯

**સહુએ અવશ્ય સંઘરવા જેવા**
**ગણિત સંબંધી ત્રણ સુંદર ગ્રંથો**
**જેમાં**

ગણિતની ગેબી સૃષ્ટિનો ભેદ સુંદર રીતે ખોલવામાં આવ્યો છે તથા અનેક પ્રકારના ચમત્કારિક પ્રયોગો અને ઉપયોગી બાબતોનો સંગ્રહ આપવામાં આવ્યો છે. વિશેષમાં બુદ્ધિને કસે તેવા વિશ્વભરના ચૂંટી કાઢેલા કોયડાઓનો ઉત્તમ સંગ્રહ રજૂ કરવામાં આવ્યો છે. પત્રોએ તથા વિદ્વાનોએ તેની મુક્ત કંઠે પ્રશંસા કરેલી છે.

**આ ગ્રંથોની રચના**
જાણીતા લેખક તથા સુપ્રસિદ્ધ તત્ત્વચિંતક
ગણિતદિનમણિ શતાવધાની પંડિત
**શ્રી ધીરજલાલ ટોકરશી શાહે**
ઘણા અનુભવ પછી સુગમ શૈલીમાં કરેલી છે,

  

દરેક ગ્રંથનું છૂટક મૂલ્ય રૂપિયા પાંચ છે,
**આખો સેટ રૂપિયા ૧૩–૫૦ માં જ મળે છે.**
તે આજે જ વસાવી લો.

**પ્રાપ્તિસ્થાન :**
**આરાધના વસ્તુ ભંડાર**
લધાભાઈ ગણપત બીલ્ડીંગ, બીજે માળે
૧૧૩–૧૫ કેશવજી નાયકરોડ (ચીંચ બંદર), **મુંબઈ–૪૦૦૦૦૯**

ગુજરાત રાજ્યના શિક્ષણખાતા તરફથી આ પુસ્તકોની અધ્યાપનમંદિરો, વાણિજ્ય મહાવિદ્યાલયો, વિજ્ઞાન–મહાવિદ્યાલયો અને પ્રૌઢો માટેના વાંચનાલયોને માટે ખાસ ભલામણ થયેલી છે.

# સંકલ્પસિદ્ધિ

## યાને

## ઉન્નતિ સાધવાની અદ્‌ભુત કલા

**લેખક** :–શતાવધાની પં. શ્રી ધીરજલાલ શાહ.

બીજી આવૃત્તિ

ઊંચા મેપલીથો કાગળ, પૃ. ૨૫૬, પાકું બાઈન્ડીંગ.

મૂલ્ય રૂ. ૬–૦૦, પોસ્ટેજનો ખર્ચ જુદો.

આ ગ્રંથ વાંચવાનો શરૂ કર્યા પછી નીચે મૂકવાનું મન થાય તેમ નથી. એનું દરેક પૃષ્ઠ પાઠકના મનમાં ચેતનની અવનવી ઊર્મિઓ જગાડી જાય એવું છે, એમ કહીએ તો પણ ચાલે. પુત્ર–પુત્રીઓ, મિત્રો તથા વિદ્યાર્થીઓને આ ગ્રંથ ખાસ ભેટ આપવા લાયક છે.

આ ગ્રંથમાં નીચેનાં પ્રકરણો આપવામાં આવ્યાં છે :–

(૧) ઉપક્રમ, (૨) સંકલ્પ શક્તિનું મહત્ત્વ, (૩) શુભ સંકલ્પની આવશ્યકતા, (૪) આત્મશ્રદ્ધા કે આત્મવિશ્વાસ, (૫) આપણા મનનું સ્વરૂપ, (૬) વિચારો અને તેનો વિશિષ્ટ પ્રભાવ, (૭) ઇચ્છા અને પ્રયત્ન, (૮) પુરુષાર્થની બલિહારી, (૯) આશાવાદ, (૧૦) વિચાર કરવાની ટેવ, (૧૧) જ્ઞાનનો સંચય, (૧૨) નિયમિતતા, (૧૩) સમયનું મૂલ્ય, (૧૪) ચિત્તવૃત્તિઓની એકાગ્રતા, (૧૫) આત્મનિરીક્ષણ, (૧૬) મિત્રોની વૃદ્ધિ કેમ કરવી ? (૧૭) આરોગ્ય અંગે કેટલુંક, (૧૮) સંકલ્પશક્તિ દ્વારા રોગનિવારણ, (૧૯) સંકલ્પશક્તિ દ્વારા ધન-પ્રાપ્તિ અને (૨૦) સંકલ્પશક્તિ દ્વારા સર્વ કાર્યસિદ્ધિ.

**પ્રાપ્તિસ્થાન :**

## આરાધના વસ્તુ ભંડાર

લધાભાઈ ગણપત બીલ્ડીંગ, બીજે માળે.

૧૧૩–૧૫ કેશવજી નાયકરોડ (ચીંચબંદર), મુંબઈ–૪૯૦૦૦૯